ગાંધી દર્શન



પરિશિષ્ટ – ૧



પરિશિષ્ટ – ૨



જેમની જન્મશતાબ્દીના વર્ષમાં જૂનાગઢની ધરતી ઉપર ગુજરાતી
સાહિત્ય પરિષદનું ૨૫મું અધિવેશન મળ્યું.



ગુજરાતના આદિ કવિ શ્રી નરસિંહ મહેતા

['કુમાર અને રવિશંકર રાવળના સૌજન્યથી']

# ગુજરાતી સાહિત્ય પરિષદ–૨૫મું અધિવેશન
## નરસિંહનગર જૂનાગઢ

### તા. ૨૨-૨૭-૨૮ – ડિસેમ્બર ૧૯૬૯

## કા ર્ય ક્ર મ

### તા. ૨૫-૧૨-૬૯

૧૬–૩૦ થી ૧૭–૩૦ પ્રમુખશ્રી તથા વરાયેલા પ્રમુખશ્રીનુ આગમન.
શોભાયાત્રા ટાઉનહોલથી સરદાર ચોક.

૧૮–૩૦ થી ૧૯–૧૫ પ્રમુખશ્રી તથા વરાયેલા પ્રમુખશ્રી
નરસિંહ મહેતાના ચોરાની મુલાકાતે.

૧૯–૩૦ થી ૨૦–૩૦ સાય ભોજન મહાવીર વિનયમંદિર.

### તા. ૨૬-૧૨-૬૯

૬–૦૦ થી ૬–૩૦ પ્રથમ ચા–ઉતારા ઉપર

૮–૦૦ થી ૮–૩૦ ચા–નાસ્તો. મહાવીર વિનયમંદિર.

૧૧–૩૦ થી ૧૨–૦૦ પ્રદર્શનનું ઉદ્‌ઘાટનશ્રી ઉમાશંકર જોષીના વરદ હસ્તે.
સ્થળ : જિલ્લા પુસ્તકાલય સરદાર ચોક.

૧૨–૩૦ થી ૧૩–૩૦ ભોજન–મહાવીર વિનયમંદિર.

૧૪–૦૦ થી ૧૪–૩૦ બપોરની ચા–ઉતારા ઉપર.

૧૫–૦૦ થી ૧૮–૦૦ અધિવેશનની પ્રથમ બેઠક "સ્તવન".

વાલાભાઈ ત્રિપાઠી,
બચુભાઇ વસાવડા,
અરુણુ સેલક અને મંડળી

સ્વાગત પ્રવચન.

શ્રી રતુભાઇ અદાણી–સ્વાગત પ્રમુખ

| | |
|---|---|
| સંદેશા વાંચન.... | મંત્રી-સ્વાગત સમિતિ શ્રી વિક્રમકિશોર બૂચ |
| ઉદ્‌ઘાટન માટે વિનંતિ... | ઉપપ્રમુખ-સ્વાગત સમિતિ શ્રી મથુરભાઈ બૂસ્તા |
| ઉદ્‌ઘાટન પ્રવચન અને વિધિ... | માન. શ્રીમન્નારાયણજી રાજ્યપાલશ્રી |
| પરિષદના મંત્રીનું નિવેદન... | શ્રી યશવન્તભાઇ શુક્લ |
| પ્રમુખપદ માટે દરખાસ્ત .. | હીરાબહેન પાઠક |
| ટેકો... | ઉશનસ્ |
| વિદાય લેતા પ્રમુખશ્રીનું પ્રવચન... | ડૉ. ઉમાશંકર જોષી |
| વરાયેલા પ્રમુખશ્રીનું પ્રવચન... | શ્રી સુંદરમ્ |
| આભાર દર્શન.. | શ્રી દિવ્યકાંત નાણુંવટી<br>ઉપપ્રમુખ સ્વાગત સમિતિ |
| જય જય ગરવી ગુજરાત... | અરૂણુ સેવક અને મંડળી |

| | |
|---|---|
| ૧૮-૧૫ થી ૧૯-૦૦ | નાગરિક સન્માન.<br>જૂનાગઢ નગરપાલિકા તરફથી<br>સ્થળ- નગરપાલિકા ઉદ્યાન સરદાર ચોક. |
| ૧૯-૩૦ થી ૨૦-૩૦ | સાયંભોજન, મહાવીર વિનયમંદિર |
| ૨૦-૩૦ થી ૨૧-૦૦ | નાટ્ય કાર્યક્રમ.<br>"પ્રેમલ જ્યોતિ"<br>જવનિકા આર્ટ અમદાવાદ દ્વારા ( ફિલ્ડ પબ્લિસીટી ઑફિસર શ્રી રાજકોટના સહકારથી ) |

તા. ૨૭-૧૨-૬૯

| | |
|---|---|
| ૬-૦૦ થી ૬-૩૦ | પ્રથમ ચા – ઉતારા ઉપર. |
| ૮-૦૦ થી ૩-૩૦ | ચા નાસ્તો – મહાવીર વિનયમંદિર. |
| ૯-૦૦ થી ૧૨-૦૦ | વિવેચન વિભાગની બેઠક.<br>વિભાગીય પ્રમુખશ્રીનું પ્રવચન : ડૉ. સુરેશ જોશી<br>નિબંધોનું વાંચન.<br>ચર્ચા સમાપન. |

૧૨–૩૦ થી ૧૩–૩૦ ભોજન–મહાવીર વિનયમંદિર.

૧૫–૦૦ થી ૧૮–૦૦ સંશોધન વિભાગની બેઠક.

વિભાગીય પ્રમુખશ્રીનું પ્રવચન શ્રી કે. કા. શાસ્ત્રી

નિબંધોનું વાંચન.

ચર્ચા.

સમાપન.

૧૫–૩૦ થી ૧૬–૩૦ બપોરની ચા–અધિવેશન સ્થળે.

૧૮–૩૦ થી ૧૯–૩૦ સાયં ભોજન–મહાવીર વિનય મંદિર

૨૦–૩૦ થી ૨૩–૩૦ લોકસાહિત્ય કાર્યક્રમ.

સર્વશ્રી મેરૂભા ગઢવી, પિંગળશીભાઇ ગઢવી, દિવાળીબેન, લાખાભાઇ ગઢવી, કાનજી ભુટ્ટા, બારોટ અમરદાસજી ખારાવાળા, કરશનભાઇ પઢિયાર, દાદુભાઈ, સુલેમાન જુમા, સુમારભાઇ, જીતુદાન ગઢવી વિગેરે લોકસાહિત્યકારો દ્વારા લોકસાહિત્યની રસ લહાણ.

સંયોજક : શ્રી જયમલ્લભાઇ પરમાર

તા. ૨૮–૧૨–૬૯

૬–૦૦ થી ૬–૩૦ પ્રથમ ચા – ઉતારા ઉપર.

૮–૦૦ થી ૮–૩૦ નાસ્તો–મહાવીર વિનયમંદિર

૯–૦૦ થી ૧૨-૦૦ ગાંધી દર્શન વિભાગની બેઠક.

વિભાગીય પ્રમુખશ્રીનું પ્રવચન.

શ્રી મનુભાઇ પંચોળી 'દર્શક'

નિબંધોનું વાંચન.

ચર્ચા.

સમાપન.

૧૩–૩૦ થી ૧૪–૩૦ ભોજન–મહાવીર વિનયમંદિર.

૧૫–૦૦ થી ૧૮–૩૦ ખુલ્લી બેઠક.

બાકી રહેલા નિબંધોનું વાંચન
પ્રસ્તાવો.

આભાર દર્શન

| | |
|---|---|
| રતુભાઈ અદાણી<br>ચિતરંજન રાજા | સ્વાગત સમિતિ તરફથી |
| શ્રી ઉમાશંકર જોષી<br>ગુલાબદાસ બ્રોકર<br>પીતાંબર પટેલ<br>સ્નેહરશ્મિ | સાહિત્ય પરિષદ તરફથી |

૧૮–૩૦ થી ૧૯–૩૦ સાયં ભોજન

૨૦–૩૦૨ થી ૩–૦૦ કવિ સંમેલન.

સ્થાનિક નરસિંહ સાહિત્ય સભા અને
"મિલન"ના ઉપક્રમે
સંચાલક : શ્રી ઉમાશંકર જોષી,
અધ્યક્ષ : કવિશ્રી સુંદરમ્

# સ્વાગત સમિતિનો
# હેવાલ

"ગુજરાતી સાહિત્ય પરિષદના આગામી અધિવેશન માટે આપણે જૂનાગઢ તરફથી આમંત્રણ આપ્યું હોય તો ? દિલ્હીમાં મળી રહેલા ગુજરાતી સાહિત્ય પરિષદના ૨૪મા અધિવેશનમાં ભાગ લેવા માટે ઉપડતાં પહેલાં અમારા એક યુવાન સાહિત્યકાર મિત્ર શ્રી લલિતભાઇએ એમની અને એમના કેટલાક સાથી મિત્રોની ઇચ્છા વ્યક્ત કરી.

"ગુજરાતી સાહિત્ય પરિષદને આપણે આંગણે નોતરી હોય તો કેટલું ખર્ચ થાય એનો કંઈ અંદાજ ખરો ?" મેં પ્રશ્ન કર્યો.

"આશરે પચ્ચાસેક હજારનું ખર્ચ થાય એવો અંદાજ છે."— લલિતભાઈએ પરિષદના એક અહેવાલના પાનાં ઊથલાવીને જવાબ આપ્યો.

"જૂનાગઢના આંગણે પરિષદને નોતરવાનું મન તો થાય, પણ એના ખર્ચને પહોંચી વળવાનું આપણું ગજું નહીં." મારે જવાબ આપવો પડ્યો.

નિરાશ થઈને લલિતભાઈએ વિદાય લીધી.

સને ૧૯૬૭ના ડિસેમ્બરમાં ગુજરાતી સાહિત્ય પરિષદનું ૨૪મુ અધિવેશન આપણા પાટનગર દિલ્હીમાં મળ્યું, દિલ્હીની આગતાસ્વાગતામાં શી મણા હોય ? આગામી અધિવેશન પોતાના આંગણે નોતરવા ઇચ્છતી સંસ્થાઓ કે મિત્રો અધિવેશનની પૂર્ણાહુતિ વખતે પોતપોતાનાં નોતરાં રજૂ કરે એવો રિવાજ. દિલ્હીના અધિવેશનમાં કોના કોના તરફથી નોતરાં રજૂ થયાં એ તો હું જાણતો નથી. પરન્તુ જૂનાગઢના આંગણે નોતરું આપવા ઇચ્છતા અમારા યુવાન સાહિત્યકારોને પોતાના મનની લાગણી દાબીને મૂંગા બેસી રહેવું પડયું એ જાણ્યું ત્યારે એક જાતનો ખેદ અનુભવ્યો.

દિલ્હી પછી પરિષદનું બીજું અધિવેશન ૧૯૬૯ના ડિસેમ્બરમાં મળવાનું હતું. ૧૯૬૯નું વર્ષ એટલે ગાંધી જન્મશતાબ્દીનું વર્ષ. દેશભરમાં ગાંધી જન્મ-

શતાબ્દીની ઉજવણી માટે તૈયારીઓ શરૂ થઈ ગઈ હતી; આ સંદર્ભમાં પરિષદનું આગામી અધિવેશન બીજે કયાંય નહીં પણ ગાંધીજીના જન્મસ્થાનમાં મળે એ પરિષદના કાર્યવાહકોએ ઉચિત લેખ્યુ.

આ માટે સૌ પ્રથમ નજર જાય પોરબંદર ઉપર આથી પરિષદના મંત્રીશ્રી ગુલાબદાસભાઈ બ્રોકરે પોરબંદરના મિત્રોનો સંપર્ક સાધ્યો. પોરબંદર આવ્યું જૂનાગઢ જિલ્લામાં. એટલે ગુલાબદાસભાઈએ ત્યારબાદ જૂનાગઢમાં પણ મિત્રોનો સંપર્ક સાધ્યો. પોરબંદર અને જૂનાગઢના મિત્રોએ આ અંગે વિચારણા કરી. રિવાજ મુજબ સામે ચાલીને ભલે જૂનાગઢે કે પોરબંદરે પરિષદના આગામી અધિવેશન માટે નોતરું ન આપ્યું પણ ગાંધી જન્મ શતાબ્દીના વર્ષમાં યોજાનારૂં અધિવેશન ગાંધીજીના જન્મસ્થાન સાથે સંકળાયેલા પ્રદેશમાં મળે એવી પરિષદના પ્રમુખશ્રી તથા અન્ય કાર્યવાહક મિત્રોની ઈચ્છા હોય તો આપણે હોંશે હોંશે આ પ્રસંગને આવકારી એની જવાબદારી ઉઠાવવી જોઈએ એવી સૌ મિત્રોએ લાગણી વ્યકત કરી અને ગાંધીજીનું જન્મસ્થાન જે જિલ્લામાં આવ્યું છે એ જિલ્લાના વડા મથક જૂનાગઢની આ અધિવેશન માટે સૌએ સાથે મળીને પસંદગી કરી.

વિધિસર રીતે પરિષદને કોઈએ આમંત્રણ તો પાઠવવું જ જોઈએ. છેલ્લાં થોડાં વર્ષોથી સોરઠમાં અને ખાસ કરીને જૂનાગઢમાં શૈક્ષણિક અને સાંસ્કૃતિક ક્ષેત્રે પોતાનો નમ્ર ફાળો આપી રહેલ સોરઠ શિક્ષણ અને સંસ્કૃતિ સંઘ દ્વારા પરિષદને નિમંત્રણ આપવાનો નિર્ણય કરવામાં આવ્યો. સંઘના નિમંત્રણનો પરિષદે સ્વીકાર કર્યો. અને અધિવેશન માટે ૧૯૬૯ના ડિસેમ્બરની તા. ૨૬–૨૭–૨૮ના દિવસો નક્કી થયા.

જૂનાગઢને વીસેક વર્ષ પહેલાં પણ ગુજરાતી સાહિત્ય પરિષદનું સ્વાગત કરવાનો અવસર સાંપડેલો. સોરઠની ધરતીને પાકિસ્તાન સાથે જોડવાના નવાબના નાપાક નિર્ણયને પડકારી, આરઝી હકૂમત દ્વારા લોકક્રાન્તિ સર્જી આઝાદી હાંસલ કરનાર પ્રજાનો એ વખતનો અવર્ણનીય ઉત્સાહ, સોરઠ સરકારનાં વિપુલ સાધનો, પ્રમુખ તરીકે જાજ્વલ્યમાન જૂનાગઢના પોરહથી પોરસાતા શ્રી શામળદાસભાઈ ગાંધી. આવા ઝાકઝમાળ વચ્ચે મળેલા એ અધિવેશનને સાંપડેલી સફળતા અને સ્વાગત સમિતિ ઉપર વરસેલી પ્રશંસા અને ધન્યવાદની વૃષ્ટિનાં સ્મરણો આજે પણ જૂનાગઢના લોકોમાં આનંદ અને અભિમાનની લાગણી જન્માવે છે.

અધિવેશન માટે સ્વાગત સમિતિની રચના થાય ત્યાં સુધી આવશ્યક પ્રબંધ સમિતિની રચના-કરી. ત્યાર બાદ સ્વાગત સભ્યો નોંધાયા. સ્વાગત સમિતિની વ્યવસ્થાપક સમિતિની અને જુદી જુદી જવાબદારીઓ માટે પેટા સમિતિઓની રચના થઈ.

પરિષદના અધિવેશમાં જૂનાગઢના આંગણે હજારેક મહેમાનો આવશે એવી ધારણા હતી. એમના ઉતારા, ભોજન સભામંડપ ઈત્યાદિની વ્યવસ્થા કરવાનું બહુ મુશ્કેલ ન હતું, એ માટે મકાનો, મેદાનો પસંદ કરી લેવામાં વ્યવસ્થા માટે પૂરતો સમય હતો, સ્વાગત સમિતિને નિરાંત હતી.

એવામાં રાજ્યકક્ષાના બે-ત્રણ કાર્યક્રમો માટે પણ જૂનાગઢની પસંદગી થઈ. જૂનાગઢને માટે એ આનંદની વાત હતી. પણ પરિષદની સ્વાગત સમિતિમાં એક યા બીજા પ્રકારની જવાબદારીઓ સંભાળીને બેઠેલા મિત્રો પૈકીના જ મોટાભાગના મિત્રો ઉપર આ કાર્યક્રમોની જવાબદારી આવી પડી. તા. ૧૫-૧૨-૧૯૬૯થી શરૂ થયેલા વિવિધ કાર્યક્રમોની તા. ૨૪-૧૨-૬૯ના રોજ પૂર્ણાહુતિ થઈ. જૂનાગઢના લોકોએ આ કાર્યક્રમોની મોજ અને મસ્તી માણ્યાં. પણ સાથે સાથે રાત અને દિવસની સતત કામગીરીને પરિણામે થાક પણ એટલો જ અનુભવ્યો. એક વખતના જાજ્વલ્યમાન ગણાતા પણ આજે પ્રમાણમાં મર્યાદિત સાધનો ધરાવતા જૂનાગઢે આ કાર્યક્રમોને સફળ બનાવવા માટે પોતાની બધી શક્તિ ખર્ચી નાખેલી.

પરિષદ માટે નિયત થયેલા મકાનો, મેદાનો અને સાધનો તા. ૨૪ સુધી તો આ અણધાર્યા આવી પડેલા કાર્યક્રમમાં રોકાયેલા રહ્યાં, એ જ મકાનો અને સાધનોનો તા. ૨૫મીએ પરિષદ માટે ઉપયોગ થઈ શકે તેમ નહોતું. છેલ્લી ઘડીએ વિકલ્પ વ્યવસ્થા વિચારવી પડી. અધિવેશન માટેનું મેદાન તારીખ ૨૩મીએ મળ્યું, ઉતારા માટે મેળવેલાં બીજા મકાનો પણ તા. ૨૪મીએ મળ્યાં. પ્રદર્શન માટેનું મકાન પણ તા. ૨૪મીએ મળ્યું અને તા. ૨૫મીએ પરિષદના નિવૃત્ત થતા અને નવા વરાયેલા પ્રમુખો જૂનાગઢને આંગણે આવી પહોંચ્યા. તા. ૨૬થી પરિષદની કાર્યવાહી શરૂ થઈ.

આ સંજોગોમાં, સ્વાગત સમિતિએ અને જૂનાગઢના તેમજ જિલ્લાના અનેક ભાઈ બહેનોએ અધિવેશનને સફળ બનાવવા માટે શક્ય એટલી જહેમત ઉઠાવી. છેલ્લા પંદર દિવસનો થાક ખંખેરી નાખ્યો. ફરી એ જ ઉત્સાહ, એ જ ભાવના, એ જ સ્ફુર્તિ અને એ જ ઉમળકાથી સૌ અધિવેશનના કામમાં લાગી ગયા.

પરિષદના અધિવેશન પ્રસંગે આ જિલ્લાની સાંસ્કૃતિક, શૈક્ષણિક, રાજકીય, સામાજિક, સાહિત્યિક અતીતકાલીન-સાંપ્રતકાલીન પ્રવાહોનો ખ્યાલ મળી રહે

અને આ સમગ્ર વિસ્તાર માટે એક ઉપયોગી સંદર્ભગ્રંથ બની રહે તેવું સુવેનીઅર "સ્મારિકા" પ્રગટ કરવાનું સ્વાગત સમિતિએ વિચાર્યું અને આ 'સ્મારિકા'માં વિદ્વાન લેખકો તથા શુભેચ્છક વિજ્ઞાપકોનો ઉત્તમ સહકાર સાંપડી રહ્યો.

સ્વાગત સમિતિએ પરિષદના અધિવેશનની સફળતા માટે નીચે પ્રમાણે હોદ્દેદારો તથા સમિતિઓની રચના કરી.

**સ્વાગત પ્રમુખ : શ્રી રતુભાઈ અદાણી**

**ઉપપ્રમુખો**

શ્રી અમેચંદભાઈ ગાંધી (ઉના)
,, ઈન્દુકુમાર પી. ત્રિવેદી (વેરાવળ)
,, ઈમામુદ્દીનખાન પાજોદ (પાજોદ)
,, ગુલાબચંદભાઈ સીરાજ (માંગરોળ)
,, ચિત્તરંજન રૂ. રાજા (જૂનાગઢ)
,, તખ્તસિંહજી પરમાર (જૂનાગઢ)
,, દિવ્યકાન્તભાઈ નાણાવટી (જૂનાગઢ)
,, ધીરજલાલ હ. ચોકસી (પ્રમુખશ્રી, નગરપાલિકા, જૂનાગઢ)
,, નરેન્દ્રભાઈ નથવાણી (કેશોદ)
" પરમાણંદભાઈ ઓઝા (ઉના)
" પુષ્પાબહેન મહેતા એમ. પી.
" પ્રભુલાલભાઈ દવે ધારાસભ્યશ્રી (જૂનાગઢ)
" પ્રવીણચંદ્ર ગાંધી (મુંબઈ)
" મથુરભાઈ ભૂવા (પોરબંદર)
" માલદેવજીભાઈ ઓડેદ્રા (પોરબંદર)
" મનસુખરામભાઈ જોબનપુત્રા (શારદાગ્રામ)
" મહંતશ્રી વિજયદાસજી પ્રમુખશ્રી, જિલ્લાપંચાયત
" રમણભાઈ શાહ (વેરાવળ)
" વીરેનભાઈ શાહ —એમ. પી.

**મંત્રીઓ**

શ્રી વિક્રમ કિશોર બૂચ
" પ્રફુલ્લ નાણાવટી
શ્રી દિલસુખરાય દવે
" ડૉ. મહેન્દ્ર દવે
સૌ. વનલીલાબહેન માંકડ

## કોષાધ્યક્ષ

શ્રી શાંતિલાલ મિ. ભટ્ટ

## વ્યવસ્થાપક સમિતિ

| | |
|---|---|
| શ્રી જયલીલાબહેન ઝાલા | શ્રી ડૉ. કે. આઈ. શાહ |
| " ડૉ. જનકરાય નાણાંવટી | " મોહનભાઈ મશરૂ |
| " કનકભાઈ દેસાઈ | " શરદભાઈ જાની |
| " ભાનુભાઈ ચોકસી | " વિજયાબહેન મહેતા |
| " મગનભાઈ તન્ના | " ચન્દ્રકાન્ત બૂચ |

વ્યવસ્થાપક સમિતિની સહાયમાં સ્વાગત સમિતિએ નીચેની ઉપ–સમિતિઓની રચના કરી.

| | |
|---|---|
| (૧) સરભરા સમિતિ | (૨) મનોરંજન સમિતિ |
| (૩) ઉતારા સમિતિ | (૪) વાહન વ્યવહાર સમિતિ |
| (૫) આરોગ્ય સમિતિ | (૬) સ્વયંસેવક સમિતિ |
| (૭) મંડપ સમિતિ | (૮) પ્રચાર પ્રકાશન સમિતિ |
| (૯) ભંડોળ સમિતિ | (૧૦) હિસાબ સમિતિ |

(૧૧) પ્રદર્શન સમિતિ

આ અગિયાર સમિતિઓ ઉપરાંત સુવેનીઅરના સંપાદન માટે આચાર્યશ્રી ડોલરભાઈ માંકડ, મનસુખલાલ ઝવેરી, ગુલાબદાસ બ્રોકર, હસિનભાઈ બૂચ તથા જયમલ્લભાઈ પરમાર જેવા વિદ્વાનોની સેવા સાંપડી રહી તે સ્વાગત સમિતિ માટે દ્યોતક રૂપ બની રહ્યું. 'સ્મારિકા'માં આ વિસ્તારની દિવંગત વ્યક્તિઓની અપાયેલી શ્રદ્ધા સભર નોંધ કરી આપનાર શ્રી લલિત વસાવડાનો ફાળો પણ નોંધપ્રદ રહેશે.

તા. ૨૫–૧૨–'૬૯ના રોજ સાંજે પરિષદ પ્રમુખ શ્રી ઉમાશંકર જોષી તથા નવવરિત્ પ્રમુખશ્રી સુંદરમ્‌નું આગમન થયું. આ આગમનને જનગણમનના અભિનવ સત્કારથી વધાવાયું. નગરપાલિકાના સભાખંડથી પરિષદ સ્થળ સુધી બંને પ્રમુખોના સ્વાગત માટે શોભાયાત્રા યોજવામાં આવી. આ પ્રકારનું અનેરું સ્વાગત પરિષદના આટલાં અધિવેશનમાં પ્રથમ જ હતું. શણગારેલા ગાડાની વિવિધ વિશિષ્ટતા બનાવતી હોય, આડ આડ જોડ શરણાઈ– ઢોલના નિનાદ, કળશ ધારણ કરેલી ૨૫ કન્યાઓ, વિવિધ વેશ પરિધાન દ્વારા સોરઠી સંસ્કૃતિનું દર્શન કરાવતાં બાળસમૂહો, ભજન મંડળીઓ, આગેવાન નાગરિકો, સાહિત્યકારો તથા

વિશાળ જન સમૂદાય દ્વારા આ શોભાયાત્રા સારસ્વત સન્માનનો એક સુવર્ણ અવસર બની રહી. નગરપાલિકા પ્રમુખશ્રી, જિલ્લાપંચાયતના પ્રમુખશ્રી તથા આગેવાન ૩૦ જેટલી વિવિધ ક્ષેત્રની સંસ્થાઓએ શોભાયાત્રાના માર્ગમાં પુષ્પહારોથી આ સારસ્વતોનું હૃદયપૂર્વક સન્માન કર્યું.

શોભાયાત્રા પછી બન્ને પ્રમુખશ્રીઓએ ગુજરાત આદિકવિ નરસિંહ મહેતાના ચોરાની મુલાકાત લઇને ગુજરાતના આદિસાહિત્યસાધકની આર્શિવચના મેળવેલી.

તા. ૨૬–૧૨–'૬૯ની સવારે સોમનાથ મેઈલ દ્વારા આ અધિવેશનના ઉદ્‌ઘાટક અને રાષ્ટ્ર ભાષાના ઉપાસ્ય સાહિત્યકાર, ગુજરાત રાજ્યના રાજ્યપાલ માન. શ્રી શ્રીમન્નારાયણજી પધારતાં રેલવે સ્ટેશને તેમનું સ્વાગતપ્રમુખશ્રી, પરિષદ પ્રમુખશ્રી, આગેવાન નાગરિકોએ ઉમળકાભેર સ્વાગત કર્યું. તે જ દિવસે બપોરના ૧૧–૦ વાગે શ્રી ઉમાશંકરભાઈના વરદ્ હસ્તે પ્રદર્શનનું ઉદ્‌ઘાટન થયું. સોરઠી વિસ્તારને સાંસ્કૃતિક વારસાની દષ્ટિએ પ્રદર્શિત કરતું આ પ્રદર્શન સુંદર આકર્ષણ બની રહેલું.

બપોરના ભોજનબાદ મધ્યાહ્‌ને સાડાત્રણ વાગે કચ્છથી ખાસ નિમંત્રેલા શરણાઈ–નોબતવાદકો શ્રી સુલેમાનભાઈ તથા જૂમાભાઈના શરણાઈ–નોબતના મંગળ મધુર સ્વરથી પરિષદના ૨૫મા અધિવેશનના આરંભના મંગળ ચોઘડિયાં ગૂંજી ઊઠયા. મંગળ પ્રાર્થના પછી બેઠકનો પ્રારંભ થયો.

સ્વાગત પ્રમુખશ્રીના સ્વાગત પ્રવચન પછી, માન. રાજ્યપાલશ્રીએ સુંદર હિન્દીમાં મનનીય પ્રવચન કર્યું. અને નિવૃત્ત થતાં પ્રમુખશ્રી ઉમાશંકરભાઈ તથા નવવરિત્ પ્રમુખશ્રી સુંદરમે પણ પ્રવચનો કર્યા. રજત જયંતીને અનુલક્ષીને ૨૫ દીપકો પ્રગટાવી શ્રીમન્નારાયણજીએ પરિષદના ૨૫મા અધિવેશનને ખુલ્લું મૂકયું.

જૂનાગઢમાં નાટયપ્રવૃત્તિનો ઠીક ઠીક શોખ છે. સ્થાનિક સોરઠ શિક્ષણ અને સંસ્કૃતિ સંઘ સંસ્થા છેલ્લાં બે વર્ષથી રાજ્ય કક્ષાના નાટયોત્સવોમાં પ્રથમ આવી છે. પરન્તુ, ક્રીડા મહોત્સવ, યુવક મહોત્સવ તથા પરિષદના કામમાં આ સહુ કલાકારો રોકાયેલા હોઈને સ્થાનિક કલાકારો નાટય પ્રયોગ તૈયાર કરી શકેલા નહીં. પ્રથમ દિવસના મનોરંજનમાં ક્ષેત્રીય પ્રચાર અધિકારીશ્રી, રાજકોટ વિભાગના તથા જવનિકા આર્ટ થિયેટરના સહકારથી 'પ્રેમળ જ્યોતિ' નાટક સારી રીતે ભજવાયું. ઉચ્ચ સાત્ત્વિક ભાવોને આ નાટક કેન્દ્રિત કરતું હતું.

બીજા દિવસે તા. ૨૭–૧૨–'૬૯ની સવારે સાહિત્ય વિભાગની અને બપોરના સંશોધન વિભાગની બેઠકો અનુક્રમે ડૉ. સુરેશ જોષી તથા કે. કા. શાસ્ત્રી 'વિદ્યા

વાચસ્પતિ'ના પ્રમુખપદે મળી. બંને બેઠકોમાં સારી એવી ચર્ચા વિચારણા થઇ અને બહોળી સંખ્યામાં સ્થાનિક સાહિત્ય રસિક જનતા તથા પ્રતિનિધિઓની હાજરી રહી.

રાત્રે યોજાયેલ લોકસાહિત્યનો કાર્યક્રમ શિરમોર શો રહ્યો. લોક–સાહિત્યના સાચા ભેખધારી શ્રી જયમલ્લ પરમારના સંચાલન હેઠળ સૌરાષ્ટ્રના આશરે પંદરેક જેટલા પ્રસિદ્ધ લોક સાહિત્યકારોએ લોક–સાહિત્યની રસલહાણ કરાવી. આ રસ જાહ્નવીથી સહુકોઈ પુલકિત થઈ ઊઠયા. શ્રી ઉમાશંકરભાઈએ આ પ્રસંગને 'અવર્ણનીય' કહી બિરદાવ્યો. ઉચ્ચ સાહિત્ય અને લોકસાહિત્ય વચ્ચેની ભ્રામક-ભેદની દિવાલ તે દિવસે જાણે 'ધરાશાયી' પડી. સ્વ. મેઘાણીભાઈનું મોરડી ધરાએ જાણે સાચું તર્પણ કર્યું. તા. ૨૮–૧૨–'૬૯ની સવારે ગાંધીદર્શન વિભાગની બેઠક શ્રી મનુભાઈ પંચોળી 'દર્શક'ની અધ્યક્ષતામાં મળી. આ બેઠકમાં પણ સારી સંખ્યામાં વકતા શ્રોતાઓ ઉપસ્થિત રહ્યા. તે જ દિવસના બપોરે પરિષદની મધ્યસ્થ કારોબારીની પણ રચના થઈ. સાંજે વકતવ્યોને 'વિદાયની વેળા'ના પ્રવચનો થયા. પરિષદ વતી સર્વશ્રી ઉમાશંકરભાઈ, 'સ્નેહરશ્મિ', દામુભાઈ શુકલ, પીતાંબર પટેલ, ગુલાબદાસ બ્રોકર સહુએ ભાવસભર આભાર વ્યકત કર્યો.

સ્વાગત સમિતિ વતી સ્વાગત પ્રમુખશ્રીએ નાની મોટી ઊણપો ઉદાર દિલે સ્વીકારવા અને પરસ્પર થયેલું સ્નેહસંધાન સાચવી રાખવા અનુરોધ કર્યો. ઉપ-પ્રમુખશ્રી ચિત્તરંજન રાજાએ પોતાની લાક્ષણિક શૈલીમાં આભાર માનીને આ અનેરા પ્રસંગને પુનઃ પુનઃ સ્મરણાંજલિ અર્પી.

વિદાય રાત્રીએ સ્થાનિક સાહિત્યસંસ્થાઓ 'મિલન' તથા નરસિંહ સાહિત્ય સભાના ઉપક્રમે યજમાન તથા અતિથિ કવિઓના સહકારથી સુંદર કવિ સંમેલન યોજવામાં આવ્યું. આ કવિ સંમેલન સમયે જ નરસિંહ મહેતાના અપ્રગટ પદોનું અધ્યા. શ્રી કે. કા. શાસ્ત્રીજી દ્વારા સંપાદિત પુસ્તક–નરસિંહ મહેતા ચોરા સમિતિ વતી પરિષદ પ્રસંગે કરાયેલું પ્રકાશનનું કવિ સંમેલનના અધ્યક્ષશ્રી તથા પરિષદના પ્રમુખશ્રી સુંદરમના શુભ હસ્તે ઉદ્ઘાટન કરવામાં આવ્યું.

કવિ શ્રી ઉમાશંકર જોષીએ કવિ સંમેલનનું સફળ સ–રસ સંચાલન કર્યું. આશરે ૪૫ જેટલાં કાવ્યસર્જકોએ પોતાની સર્જન પ્રતિભાના દર્શન કરાવ્યા.

ત્રણ દિવસના આ અધિવેશનમાં શહેરની જુદી જુદી સંસ્થાઓ, નગર-પાલિકા સહુએ સાહિત્યકારોનું અનોખું સન્માન કર્યું. તા: ૨૬–૧૨–'૬૯ ની

સાંજે સ્થાનિક નગરઉદ્યાનમાં નગરપાલિકાના પ્રમુખશ્રી ધીરૂભાઈ ચોકસી તરફથી જાહેર સન્માનનો કાર્યક્રમ યોજાયેલો મોરઠ શિક્ષણ અને સંસ્કૃતિ સંઘ 'મિત્ર' અને નરસિંહ સાહિત્ય સભા તથા રોટરી કલબ તરફથી તા. ૨૬, ૨૭, ૨૮ના અનુક્રમે મધ્યાહ્ન ભોજનની વ્યવસ્થા સ્વાગત સમિતિ દ્વારા કરવામાં આવેલી

સાહિત્ય પરિષદનું રજત જયંતી અધિવેશન ગાંધી શતાબ્દિના વર્ષમાં જૂનાગઢે અનેરા ઉત્સાહથી ઊજવ્યું તેમાં નાના મોટા અનેકની સહાયતા મળી રહી વિજ્ઞાપકો, સ્વાગત સભ્યો, કાર્યકરો, સેવકો કોને ભૂલવા અને કોને યાદ કરવા તે મોટી મૂંઝવણ બની રહે છે

રાજ્ય સરકારના શિક્ષણખાતાએ રૂા ૧૦૦૦૦/- જેવી મોટી રકમની સહાય આપી સ્વાગત સમિતિની કાર્યયોજનામાં સારી એવી મદદ કરી છે

આમ, સૌ સહકારથી આંગણે આવેલો અવસર રંગે-સંગે-ઉમંગે-ઉત્સાહે ઉજવાયો સૌ અતિથિઓ જૂનાગઢ વિભાગની સારી એવી છાપ લઈ ગયા હશે તેની જરૂર ખાત્રી છે જ આવેલા અતિથિઓએ પણ સ્વાગત સમિતિને પોતાની પ્રેરણાનો સાથ સથવારો આપ્યો જ છે

**મંત્રીઓ**
સ્વાગત સમિતિ

ગુજરાતી સાહિત્ય પરિષદ

# ૨૫મું અધિવેશન

## હેવાલ

જૂનાગઢ

### નિમંત્રણ

ગાંધી શતાબ્દી નિમિત્તે ગુજરાતી સાહિત્ય પરિષદનું ૨૫મુ રજત જયંતી અધિવેશન ગાંધીજીની જન્મદાની ધરામાં જ મળે તેવી અધિવેશન યોજકો–પરિષદના કાર્યવાહકોની ઇચ્છા હતી જ. પોરબંદર ગાંધીજીનું જન્મસ્થળ જૂનાગઢ જિલ્લામાં આવેલ હોઇને જિલ્લાના વડા મથક તરીકે અધિવેશન જૂનાગઢમાં મેળવવાનું નક્કી થયું. છેલ્લાં કેટલાંક વર્ષોથી જૂનાગઢ જિલ્લામાં શૈક્ષણિક અને સાંસ્કૃતિક ક્ષેત્રે પોતાનો યથાશક્તિ ફાળો આપી રહેલ સોરઠ શિક્ષણ અને સંસ્કૃતિ સંઘે પોતાની તા ૨૩–૫–૬૯ની બેઠકમાં પરિષદને નિમંત્રણ આપવાનો ઠરાવ કરી, પરિષદને જૂનાગઢને આંગણે નોતરી. પરિષદે આ નિમંત્રણનો સ્વીકાર કર્યો. તા. ૧–૮–'૬૯ ના રોજ સ્વાગત સમિતિની રચના થઈ અને સ્વાગત સમિતિની વ્યવસ્થાપક સમિતિ ઉપરાંત બીજી પેટા સમિતિઓએ સ્વાગત પ્રમુખ શ્રી રતુભાઈની આગેવાની હેઠળ અધિવેશનની વ્યવસ્થા શરૂ કરી. તા. ૨૬, ૨૭, ૨૮ ડિસેમ્બર ૧૯૬૯ના ત્રણ દિવસોમાં આ અધિવેશન "નરસિંહ નગર" ખાતે મળ્યું ત્રણ દિવસ માટે સરસ્વતીની જ્ઞાનગંગા જૂનાગઢને રસતરબોળ કરતી રહી.

### શોભાયાત્રા

પરિષદના નિવૃત્ત થતા અને વરાયેલા પ્રમુખ શ્રી ઉમાશંકર જોશી તથા સાધક કવિશ્રી સુંદરમ્‌નું તારીખ ૨૫–૧૨–'૬૯ના બપોરે શોભાયાત્રા દ્વારા ભવ્ય અને બેનમૂન સ્વાગત કરવામાં આવ્યું. વિવિધ રીતે શણગારાએલાં બળદગાડાંઓ, ભજન મંડળીઓ, મંગળ કળશ ધારિણી કન્યાઓ, વિવિધ વેશ પરિવર્તન કરેલાં બાળકો, આગેવાન નાગરિકો અતિથિઓ અને વિશાળ જન સમુદાય–સૌ ઢોલ

અને શરણાઈના સુમધુર સ્વર સરોદો સાથે સ્વાગતની શોભાયાત્રામાં જોડાયાં. નગરપાલિકાના સભાખંડથી નરસિંહનગર પરિષદના અધિવેશન સ્થળ સુધી લંબાયેલી આ ભવ્ય શોભાયાત્રા આજ સુધીની પરિષદોમાં અજોડ, અકલ્પ્ય હતી. સારસ્વતોનાં સન્માન સોરઠે સારી રીતે કરી જાણ્યા.

## નરસિંહ મહેતા ચોરાની મુલાકાત

ગુર્જરગિરાના પ્રથમ ઊર્મિકવિ નરસિંહના જન્મસ્થાનમાં મળી રહેલા અધિવેશનની કોઈ પણ કાર્યવાહી આરંભાય તે પહેલા આ પરમ ભક્તકવિની આંતરઆશિષ લેવા તા. ૨૫–૧૨–'૬૯ની સાંજે સર્વશ્રી ઉમાશંકર, સુંદરમ્, ગુલાબદાસ બ્રોકર, સ્નેહરશ્મિ વગેરે સૌ મહાનુભાવોએ ચોરાની મુલાકાત લીધેલી. આદિકવિના જીવનસ્મરણ સ્થળને જોઈ સહુ સમાનધર્મ સાહિત્યકોએ પરમ પરિતોષ અનુભવ્યો. ચોરા સમિતિ તરફથી ગુજરાતના આ પ્રતિષ્ઠિત સાહિત્યકારોનું ફૂલહાર દ્વારા સ્વાગત કરવામાં આવ્યુ.

## પ્રદર્શનનું ઉદ્‌ઘાટન

પરિષદના ૨૫મા અધિવેશન નિમિત્તે આવેલાં સહુકોઈ પ્રતિનિધિઓ, સાહિત્યકારો, નિમંત્રિતો, અને સ્થાનિક વસનારાંઓને પણ સોરઠની પ્રાચીન, મધ્યકાલીન અને અર્વાચીન સંસ્કૃતિનો આ નિમિત્તે પરિચય સાંપડી રહે એ ઉદ્દેશથી યોજાયેલ સાંસ્કૃતિક પ્રદર્શનનું ઉદ્‌ઘાટન તા. ૨૬–૧૨–'૬૯ના સવારે ૧૧–૦ વાગે જિલ્લા પુસ્તકાલયના મધ્યખંડમાં કવિશ્રી ઉમાશંકર જોશીના વરદ હસ્તે સંપન્ન થયું. આ પ્રદર્શનમાં લોકજીવન, લોક સંસ્કૃતિ, આ વિસ્તારમાંથી મળી આવેલ પુરાતત્ત્વોના નમૂનાઓ, જંગલ જીવનનો પરિચય, ચાકળા–ચંદરવા, ગૃહદ્વાર, બળદની–હાથીની ઝૂલો, નવાબી કાળની કલાત્મક વસ્તુઓ, એકસો વર્ષ જૂનાં સામયિકો, હસ્તલિખિત પ્રાચીન ગ્રંથો, કલાત્મક વસ્તુઓ ઉપરાંત ગાંધીજીના જીવનપ્રસંગોને આવરી લેતાં ૪૦ જેટલાં ચિત્રો ગોઠવવામાં આવ્યાં હતાં. પ્રદર્શન દ્વારા આ વિસ્તારનો પૂરો અને સાચો સાંસ્કૃતિક પરિચય આપવાનો પ્રયત્ન થયેલો.

## સંમેલનનો પ્રારંભ

તા. ૨૬–૧૨–'૬૯ શુક્રવારે બપોરે અઢી વાગ્યે નરસિંહ નગરના કલાત્મક પ્રવેશદ્વાર પાસે કચ્છના મશહૂર નોબતવાદક સુલેમાન જુમાભાઈની પિતા પુત્રની બેલડીએ શરણાઈ તથા નોબતના મંગલરવ સાથે ઉદ્‌ઘાટન વિધિનાં તથા સંમેલન

પ્રારંભનાં મંગળ ચોઘડિયાં વગાડવા માંડ્યાં. બરાબર ૩–૦ કલાકે સામવેદ અને ઋગ્વેદના મંત્રોચ્ચાર અને શારદાસ્તવને પરિષદની ત્રણ દિવસ સુધી આરંભાનારી સરસ્વતી સાધનાનું મંગળાચરણ કર્યું. સ્વાગત પ્રમુખશ્રી રતુભાઈ અદાણીએ પોતાની લાક્ષણિક શૈલીમાં મોરડી સ્વાગતની લાગણી પ્રગટ કરી. માન. રાજ્યપાલશ્રીને આ ૨૫મા અધિવેશનના ઉદ્ઘાટનની મંગળવિધિ કરવાની સ્વાગત સમિતિ તરફથી ઉપપ્રમુખ શ્રી મથુરભાઈ ભૂપ્તાએ વિનંતિ કરી. પ્રસંગ નિમિત્તે આવેલા રાજકીય, રાષ્ટ્રીય, સાહિત્યક, સામાજિક આગેવાનોના શુભેચ્છા સંદેશાનું વાચન મંત્રીશ્રી વિક્રમકિશોર ખૂચે કર્યું. પરિષદનું આ ૨૫મું અધિવેશન હોઈને ૨૫ દીપશિખાઓ પ્રગટાવી રાજ્યપાલશ્રી શ્રીમન્નારાયણે પ્રેરક ઉદ્‌બોધન કરી પરિષદની કાર્યવાહીનું ઉદ્ઘાટન કર્યું.

આ જ પ્રસંગે પરિષદના નવા સૂત્રધાર પ્રમુખશ્રી કવિસાધક શ્રી સુંદરમને નિવૃત્ત થતા પ્રમુખ કવિશ્રી ઉમાશંકર જોશીએ પ્રમુખપદ સોંપવાની વિધિ કરી. શ્રી સુંદરમના અધ્યક્ષ સ્થાન માટે દરખાસ્ત મૂકી શ્રી હીરાબેન પાઠકે અને કવિશ્રી ઉશનસે તેને ટેકો આપ્યો. શ્રી ઉમાશંકર જોશીએ ઋજુ મૃદુ વાણીમાં નવવરિત પ્રમુખશ્રીને નવપ્રસ્થાનની શુભકામનાઓ આપી.

વરાયેલા પ્રમુખશ્રી સુંદરમે વાણીની વંદના કરતું અર્થગર્ભ પ્રવચન આપ્યું.

સંમેલનના પ્રારંભે આવનારા સૌ કોઈનું અને ખાસ કરીને ઉદ્ઘાટન માટે સ્વાગત સમિતિનું નિમંત્રણ સ્વીકારી જૂનાગઢ પધારેલા ગુજરાતના રાજ્યપાલશ્રીનું આભાર દર્શન સ્વાગત સમિતિના ઉપપ્રમુખ શ્રી દિવ્યકાન્તભાઈ નાણાંવટીએ કર્યું.

'જય જય ગરવી ગુજરાત'ના યશોગાન સાથે સંમેલનના પ્રથમ દિવસની કાર્યવાહી પૂર્ણ થઇ.

### બીજી બેઠક

તા. ૨૭–૨–૬૯ શનિવારે સવારે ૯–૦ કલાકે સાહિત્ય વિભાગની બેઠક દ્વારા પરિષદની બીજી બેઠકની કાર્યવાહીની શરૂઆત થઈ. પ્રા. ડૉ. સુરેશ જોશીના વિભાગીય પ્રમુખપદ હેઠળ આ બેઠકમાં સાહિત્ય સર્જન અને વિવેચન મુદ્દાઓ ઉપર વિવિધ વક્તાઓનાં વક્તવ્યો અને નિબંધ વાચન થયાં. પ્રા. સુરેશ જોશીએ "વિવેચનનો અંત ?" એ શીર્ષક હેઠળ પોતાનું પ્રમુખ વક્તવ્ય આપ્યું. સર્વશ્રી ઉમાશંકર જોશી, સુંદરમ્, ગુલાબદાસ બ્રોકર, પ્રા. અનુરુધ્ધ બ્રહ્મભટ્ટ, વિનોદ અધ્વર્યુ, યશવંત શુકલ, કાન્તિલાલ કાલાણી, વગેરે ચર્ચામાં

ભાગ લીધો. ત્રણ નાના નિબંધો વંચાયા જે શ્રી ઉપેન્દ્ર પંડ્યા, નવીન દેસાઈ તથા ચંદ્રકાન્ત મહેતાએ રજ કરેલા. મધ્યાહ્નના ૧૨–૩૦ કલાકે બીજી બેઠકનું સમાપન થયું.

## ત્રીજી બેઠક

તા. ૨૭–૧૨–'૬૯ શનિવારે બપોરના ૩–૦ કલાકે ઈતિહાસ સંશોધન વિભાગની બેઠકનો શ્રી કે કા. શાસ્ત્રીના વિભાગીય પ્રમુખસ્થાને પ્રારંભ થયો. શાસ્ત્રીજીએ પોતાના 'શોધયાત્રા' નામે વિગતવાર પ્રવચનમાં ગુજરાતી ભાષા-સાહિત્ય અને ઈતિહાસ અને ઈતિહાસ ક્ષેત્રે થયેલાં–થઈ રહેલાં સંશોધનોનો ખ્યાલ આપી આ દિશામાં કરવાના ભવિષ્યના કાર્યનો ઉલ્લેખ અને અંગુલિ-નિર્દેશ કર્યો. ચર્ચા વિચારણામાં સર્વશ્રી ઉમાશંકરભાઈ, પ્રાચાર્ય કાન્તિલાલ વ્યાસ, શ્રી ભાનુશંકર આચાર્ય, ડૉ. હરિવલ્લભ ભાયાણી વગેરે વિદ્વાનોએ ભાગ લીધો. કુલ્લે આવેલ ૨૪ નિબંધોમાંથી ૯ નિબધનું વાચન થયું. નિબંધ વાચનમાં શ્રી કનુભાઈ શેઠ, પુષ્પકાંત ધોળકિયા, ગૌસ્વામી મોહનપુરી, હરનારાયણ પંડ્યા વગેરેએ નિબંધ વાચન કર્યું.

## ચોથી યોજના

તા. ૨૮–૧૨–'૬૯ રવિવારે સવારે ૯–૦ કલાકે આ વર્ષ માટે જ ખાસ (ગાંધી શતાબ્દીના ઉપલક્ષ્યમાં) પરિષદના વિભાગોમાં નવા આમેજ કરવામાં આવેલા આ વિભાગ–'ગાંધી દર્શન'ની બેઠકનો પ્રારંભ થયો. 'ગાંધી દર્શન' બેઠકના વિભાગીય પ્રમુખશ્રી મનુભાઈ પંચોળી 'દર્શક'એ ટૂંકું પણ મનનીય વકતવ્ય આપ્યું. 'ગાંધીદર્શન' વિભાગમાં સારી એવી ચર્ચા વિચારણાઓ થઈ. વયોવૃદ્ધ વિવેચક શ્રી વિજયરાય વૈદ્યથી માંડીને શ્રી રમેશ બેટાઈ સુધીના વિદ્વાનોએ પોતાનાં મંતવ્યો રજૂ કર્યા. સર્વશ્રી વિજયરાય વૈદ્ય, હીરાબેન પાઠક, પ્રેમશંકર ભટ્ટ, ઉમાશંકર જોશી શાંતિલાલ મહેતા, દામુભાઈ શુકલ, અમૃતલાલ મોદી, ડૉ. રમેશ બેટાઈ, શિવકુમાર જોશી વગેરેએ ચર્ચામાં સારો ભાગ લીધો. શ્રી. સ્નેહરશ્મિએ સુંદર વકતવ્ય રજૂ કર્યું. શ્રી સુંદરમે આ બેઠકના સમાપનમાં ગાંધીજીના જીવનને એક ગહન વિષય ગણાવેલ.

મોડી બપોરે આ બેઠક પૂરી થઈ.

## છેલ્લી બેઠક

રવિવારના મધ્યાહ્નોત્તર સમયે ત્રણ દિવસ પહેલાંના મધ્યાહ્ને જે સ્થળે પરિષદના ૨૫મા અધિવેશનનો મંગળપ્રારંભ થયેલો ત્યાં ત્રણ દિવસ દરમિયાનની

કાર્યવાહીની છેલ્લી બેઠકનો બરાબર ૩–૩૦ કલાકે પ્રારંભ થયો.

આ બેઠકમાં નક્કી કરી પસંદ કરાએલા નિબંધોનું વાચન તથા પરિષદની મધ્યસ્થ સમિતિએ કરેલા ઠરાવો રજૂ થયા. આ ઠરાવોમાં આ બે વર્ષના ગાળામાં દિવંગત થયેલા સાહિત્યકારોને શોકાંજલિ આપતા ઠરાવો ઉપરાંત પાઠ્ય-પુસ્તકોના ગુજરાત સરકારે કરેલા રાષ્ટ્રીયકરણ પછી જે પ્રકારની સમિતિ નિમાયેલી છે તે સામે ચિંતા વ્યકત કરીને યોગ્ય વ્યક્તિઓની વરણી કરવાની ભલામણ કરતો ઠરાવ પણ હતો. સર્વશ્રી દામુભાઈ શુકલ, વિનોદ અધ્વર્યુ, રતિભાઈ છાયા વગેરેએ આ ઠરાવ ઉપર પોતાનાં વકતવ્યો આપ્યાં. લોક-સાહિત્યના જતન અને વિકાસ માટેના ઠરાવ ઉપર સર્વશ્રી સ્નેહરશ્મિ, ઉમાશંકર જોશી, પીતાંબર પટેલ, જયમલ્લભાઈ પરમાર વગેરે બોલ્યા. લોકસાહિત્યની વિશિષ્ટતાઓ અને આગવી સમૃદ્ધિનો સૌએ ખાસ ઉલ્લેખ કર્યો.

ગુજરાતની સાહિત્ય સંસ્થાઓ, યુનિવર્સિટીઓ, હરિઓમ્ આશ્રમ–વગેરે જેવા મંડળો દ્વારા થતા જ્ઞાનવર્ધક ગ્રંથોના પ્રકાશન કાર્યની એક ઠરાવમાં ગૌરવભેર નોંધ લેવામાં આવી, અને આવાં પ્રકાશન આયોજનને સમાજ અને સરકાર તરફથી ઉત્તેજન મળતું રહે તેવી વિનંતી કરવામાં આવી. આ ઠરાવ શ્રી કે. કા. શાસ્ત્રીએ મૂકયો. હીરાબેન પાઠકે ઠરાવને અનુમોદન આપ્યું.

## આભાર વિધિ

આતિથ્યમાં કાંઈપણ ત્રુટિ રહી હોય તો ઉદાર હૃદયે-ક્ષમા કરવાનું કહેતાં ૨૫મું અધિવેશન જૂનાગઢના આંગણે સુલભ કરી આપવા માટે ગુજરાતી સાહિત્ય પરિષદનો, ઉપસ્થિત રહેલા પ્રતિનિધિઓ, પત્રકારો, વિદ્વાનોનો તેમજ સ્વાગત સમિતિના નાના મોટા કાર્ય કરનારાઓ, વિવિધ રીતે સહાય આપનાર સંસ્થાઓ, વ્યક્તિઓ, આર્થિક ફાળામાં વિજ્ઞાપન દ્વારા મદદરૂપ થનારા સ્વાગત સભ્યો, જુદી જુદી સમિતિઓના સભ્યશ્રીઓ તેમજ ત્રણ દિવસના વિવિધ કાર્યક્રમોમા ઉપયોગી થનારા સહુકોઈનો સ્વાગત સમિતિના ઉપપ્રમુખશ્રી ચિત્ત-રંજન ર. રાજા (બચુભાઈ)એ પોતાની લાક્ષણિક આગવી ઢબે આભાર માન્યો. સ્વાગત પ્રમુખશ્રી રતુભાઈએ સમય અને સંયોગોવશ સ્વાગત સમિતિને વેઠવા પડેલા વિઘ્નોને પરિણામે આતિથ્યમાં ઊભી થયેલી અગવડોનો વિદાય પ્રવચનમાં ઉલ્લેખ કરી અગવડો માટે દિલગીરી વ્યકત કરી. વળતા પ્રત્યુત્તર રૂપે સાહિત્ય પરિષદ તરફથી શ્રી સ્નેહરશ્મિ, પીતાંબર પટેલ, ગુલાબદાસ બ્રોકર વગેરેએ

સ્વાગત સમિતિનો સુંદર આતિથ્ય માટે આભાર માન્યો. શ્રી ઉમાશંકરભાઈએ ભાવપૂર્ણ સ્નેહોદ્‌ગાર વડે સ્વાગત સમિતિના કાર્યને મૂલવી આપ્યું.

'વંદેમાતરમ્'ના સમૂહગાનથી પરિષદની કાર્યવાહી પૂરી થઈ.

## નગરપાલિકા દ્વારા સ્વાગત

તા. ૨૬-૧૨-૬૯ની સાંજે પ્રારંભ વિધિ પૂરી થયા પછી પરિષદના સ્થળની નજીક આવેલ નગર ઉદ્યાનના સુંદર પ્રાકૃતિક વાતાવરણમાં જૂનાગઢના આંગણે આવેલા સહુકોઈ સાહિત્યિકોનું જૂનાગઢ નગરપાલિકા તરફથી ઉષ્મા સભર સ્વાગત કરવામા આવેલ આ કાર્યક્રમમાં રાજ્યપાલશ્રી પણ ઉપસ્થિત રહેલા. નગરપાલિકાના પ્રમુખશ્રી ધીરૂભાઈ ચોકસીએ જૂનાગઢના આંગણે આવેલ સહુ સાહિત્યકારો, સાહિત્યરસિકોનું સ્વાગત કરેલુ. આ પ્રસંગે ઉપસ્થિત સાહિત્યકારોનો ઓળખવિધિ પણ કરવામાં આવ્યો. દુગ્ધપાન પછી આ વિશિષ્ટ આવકારદાયક કાર્યક્રમ પૂરો થયો

## મનોરંજન કાર્યક્રમો

પરિષદના ત્રણે દિવસો દરમિયાન દરરોજ રાત્રે સ્વાગત સમિતિએ મનોરંજન કાર્યક્રમનું આયોજન કરેલું. તા. ૨૬ ડિસેમ્બર-'૬૯ની રાત્રે સાડાઆઠે રાજકોટ વિભાગની ફીલ્ડ પબ્લીસીટી ઑફીસ તથા જવનિકા આર્ટના સંયુકત સહકારથી ગાંધીજીના આદર્શોને જીવન વ્યવહારમાં પ્રબોધતું નાટક 'પ્રેમલ જ્યોતિ' રજૂ કરવામાં આવેલ.

તા. ૨૭ ડિસેમ્બર '૬૯ની રાત્રે લોક સાહિત્યનો વિશિષ્ટ રસવહાણ કરાવતો કાર્યક્રમ યોજાયેલો. આ કાર્યક્રમમાં સર્વશ્રી મેરૂભાભાઈ, પિંગળશીભાઈ ગઢવી, લાખાભાઈ, દિવાળીબહેન, કરસનભાઈ પઢિયાર, દાદુભાઈ, જિતુદાન ગઢવી, અમરદાસજી ખારાવાળા, કાનજીભાઈ બારોટ વગેરે લોકસાહિત્યકારોએ લોક સાહિત્યની રસલહાણ પીરસી મોડીરાત સુધી સહુનાં મન હિલોળે ચડાવ્યાં. આ કાર્યક્રમનું સફળ આયોજન અને સંચાલન લોકસાહિત્ય સન્નિષ્ઠ સાધક શ્રી જયમલ્લભાઈ પરમારે કરી આ આખાય કાર્યક્રમને સોનામાં સુગંધરૂપ કરી આપ્યો.

ત્રીજા દિવસે તા. ૨૮ ડિસેમ્બર '૬૯ની રાત્રે સ્થાનિક સાહિત્ય-પ્રવૃત્તિઓ કરતી સંસ્થાઓ 'નરસિંહ સાહિત્ય સભા' તથા 'મિલન'ના ઉપક્રમે કવિ સંમેલન યોજાયેલું. નાના મોટા, પ્રતિષ્ઠિત, અલ્પ પરિચિત એવા આશરે ૪૨ જેટલા

કવિમિત્રોએ તેમાં ભાગ લીધેલો જેમાં સર્વશ્રી સુંદરમ્, ઉમાશંકર જોશી, બાલમુકુન્દ દવે, પિનાકિન ઠાકોર, મુરલી ઠાકુર, નાથાલાલ દવે, ભાગીરથી મહેતા, હીરાબહેન પાઠક, ઉશનસ્, યશવંત ત્રિવેદી, સુશીલા ઝવેરી, સ્નેહરશ્મિ, અનિલ જોશી, રમેશ પારેખ, સુંદરજી બેટાઈ, બકુલ ત્રિપાઠી, રતિલાલ છાયા, સુધાંશુ', ભાનુપ્રસાદ પંડ્યા, માધવ રામાનુજ, ચંદ્રકાન્ત શેઠ, મહેન્દ્ર દવે, ચંદ્રકાન્ત વેલ, ડૉ. દત્તાણી, પ્રબોધ પરીખ, શાંતિલાલ મહેતા, જિતુભાન ગઢવી, પિંગળશીભાઈ, વગેરે આમંત્રિતો અને સર્વશ્રી પ્રફુલ્લભાઈ નાણાંવટી, શરર, બરબાદ, મહાપ્રસાદ 'સેવક', મનોજ ખંડેરિયા, 'સ્મિત, વિરેન્દ્ર પુરોહિત, શ્યામ-સાધુ, લાભશંકર દવે, પથિક, આઝમ ખોખર ઈન્દુકુમાર જોશી વગેરેએ ભાગ લીધેલો.

શ્રી ઉમાશંકર જોશીએ કવિ સંમેલનનું સંચાલન કર્યું. કવિસાધક શ્રી સુંદરમે અધ્યક્ષસ્થાન સંભાળેલું.

ત્રણે રાત્રીઓ શિષ્ટ મનોરંજન યુકત વિશિષ્ટ કાર્યક્રમોનું સફળ આયોજન થયું.

## પૂર્ણાહુતિ

આખરે વિદાયવેળા આવી પહોંચી. ત્રણ દિવસથી એકવિધ રીતે સાહિત્ય સંગીત કલાનો મળેલો આ વિશિષ્ટ મેળો, માનવમન મિલનનો મહોત્સવ, પૂરો થયો. તા. ૨૯-૧૨-'૬૯ ની સવારે જ અતિથિઓએ ભાવભરી વિદાય લીધી. વનવિહારની યોજનામાં જવા ઈચ્છતા પ્રતિનિધિઓ વહેલી સવારે વનવિહાર માટે વિદાય થયા. બાકી સહુ અનુકૂળ સમયે-સાધને વિદાય થયા. ત્રણ દિવસ ચાલેલા અખંડ સારસ્વત યજ્ઞમાં જૂનાગઢ સાહિત્યમય બની ગયેલું, અને નરસિંહનગર તો જાણે એક નવી દુનિયામાં વસી રહ્યું, વિચરી રહ્યું. કલાત્મક મંડપો, રુચિકર ભોજનો, આતિથ્યનો ઉમંગ ત્રણ દિવસ સુધી સહુને માટે યત્કિંચિત્ સંતોષપ્રદ થયાનો સ્વાગત સમિતિએ ભાવ અનુભવ્યો.

●

## ૨૫મા સાહિત્ય પરિષદ અધિવેશનમાં થયેલા

# ઠરાવો

ગુજરાતી સાહિત્ય પરિષદ, અમદાવાદ

### ઠરાવ

ગુજરાતમા સાહિત્ય સસ્થાઓ, યુનિવર્સિટીઓ અને હરિ ૐ આશ્રમ જેવા મડળો તરફથી ગ્રથ પ્રકાશનનુ કાર્ય આયોજનપૂર્વક ચાલી રહ્યુ છે તેની આ સમેલન આનદપૂર્વક નોધ લે છે અને એ બધી પ્રવૃત્તિઓના હેવાલ 'પરબ' દ્વારા રજૂ થતા રહે એવી વ્યવસ્થા કરવાનુ કાર્યવાહક સૂચવે છે

દરખાસ્ત **કેશવરામ શાસ્ત્રી**

૨૮-૧૨-૧૯૬૯ ટેકો **હીરાબહેન પાઠક**

### ઠરાવ

પ્રજા જીવનના શીલ અને સત્ત્વની માવજત માટે અનિવાર્ય એવી લોકસાહિત્ય અને લોકસસ્કૃતિની આપણી સરવાણીઓ જાગતિક ચેતના સાથે સગમ સાધતી વહેતી રહે એ દૃષ્ટિએ લોકસાહિત્ય અને લોકસસ્કૃતિની તાલીમ આપતી સસ્થાઓને સ્થાપવા અને નિભાવવા તેમજ આ પ્રવૃત્તિઓના વિકાસ માટેની વિગતવાર યોજના તૈયાર કરી તેને વહેલામા વહેલી તકે અમલમા મૂકવા આ અધિવેશન ગુજરાત રાજ્ય સરકારને આગ્રહભરી વિનતી કરે છે

દરખાસ્ત **ઝીણાભાઈ દેસાઈ**

૨૮-૧૨-૧૯૬૯ ટેકો **પીતાંબર પટેલ**

પાઠ્ય પુસ્તકોના રાષ્ટ્રીયકરણનો નિર્ણય જાહેર કરીને ગુજરાત રાજ્ય સરકારે ઉછરતી વિદ્યાર્થી પેઢીઓના હિતમા ત્યાળ ભાષામા તર્કશુદ્ધ રીતે લખાયેલા, આકર્ષક રજૂઆતવાળા સચિત્ર અને સુદર પાઠ્ય પુસ્તકો રચાશે એવી આશા સતેજ કરી હતી તે થોડાક વખત ઉપર પાઠ્ય પુસ્તકો અંગેની જે પ્રથમની સમિતિની રચના થઈ છે તેથી ભોંઠી પડી છે તેની નોંધ લેતા ગુજરાતી સાહિત્ય પરિષદના ૨૫ મા અધિવેશનની આ સભા ઊંડુ દુખ અનુભવે છે ઉછરતી પેઢીઓના કુમળા ચિત્તમા ભાષાના અને જ્ઞાનના પાયાના સંસ્કાર દાખવાનુ કામ કરનારા પાઠ્ય પુસ્તકોનુ નિર્માણ શુદ્ધ કેળવણીની દૃષ્ટિએ પ્રયોગો વિચાર અને આયોજનપૂર્વક થયેલુ હોવુ જોઈએ તેને બદલે સકુચિત મમતાઓમા અને વહીવટી આટીઘૂટીઓમા તેને અટવાતી દેખીને રાજ્યે શૈક્ષણિક અને સાંસ્કૃતિક ક્ષેત્રે ગભીર કટોકટી સર્જી છે, અને વારવાર ઉચ્ચારાયેલા જાગ્રત લોકમતની સદંતર ઉપેક્ષા કરી છે તેને આ અધિવેશન ચિંતાજનક લેખે છે તેથી આ અધિવેશન ગુજરાત રાજ્ય સરકારને વિનતી કરે છે કે તત્કાળ આ પ્રશ્ન અંગે પુન વિચારણા કરીને પાઠ્ય પુસ્તકોના નિર્માણનો જેમને સમૃદ્ધ અનુભવ હોય તેવા શિક્ષકો, ભાષાવિદો, કલાકારો અને તદ્‌વિદોની બનેલી પાઠ્ય પુસ્તક સમિતિ રચીને રાષ્ટ્રીયકરણનો મૂળ હેતુ સિદ્ધ કરે અને પ્રજાનો વિશ્વાસ સપાદન કરે

દરખાસ્ત ડાહ્યાભાઈ શુકલ

તા ૨૮-૧૨-'૬૯ ટેકો વિનોદ અધ્વર્યુ

*

## ગુજરાતી સાહિત્ય પરિષદનું જૂનાગઢ મુકામે મળેલું ૨૫મા સંમેલનના વચગાળામાં વિદેહ થયેલા સાહિત્યકારો

(૧) શ્રી હરસિદ્ધભાઈ દિવેટિયા, (૨) શ્રી ગટુભાઈ ધ્રુવ, (૩) ડૉ સુમન્ત મહેતા, (૪) શ્રી વિશ્વનાથ મ ભટ્ટ, (૫) શ્રી ચુનીલાલ મડિયા, (૬) શ્રી રાવજી પટેલ, (૭) શ્રી જયંત ખત્રી, (૮) શ્રી પોપટલાલ ગો લાલ, (૯) શ્રી રવિશંકર પાઠક, (૧૦) મોહનલાલ ગોપાળજી દવે, (૧૧) શ્રી ચીનુભાઈ

પંડ્યા, (૧૨) શ્રી મગનભાઈ દેસાઈ, (૧૩) શ્રી કપિનરાય મહેતા, (૧૪) શ્રી મનીદાસ રોનન, (૧૫) શ્રી જયંતકુમાર પાઠક (૧૬) શ્રી પી કે શાહ (૧૭) શ્રી કનૈયાલાલ ભાઈશંકર દવે, (૧૮) શ્રી રજનીકાન્ત મોદી, (૧૯) શ્રી ચતુર્ભુજ દોશી (૨૦) શ્રી નાગરદાસ પટેલ (૨૧) શ્રી વિનસુ (૨૨) શ્રી કવિ મનજી પ્રાનિજવાળા (૨૩) શ્રી મનુબહેન ગાંધી, (૨૪) શ્રી જયભિખ્ખુ વગેરેની સાહિત્ય સેવાઓને શ્રદ્ધાંજલી સમર્પે છે

**પ્રમુખસ્થાનેથી**

*

## સ્વાગત પ્રમુખ
## શ્રી રતુભાઈ અદાણીનું પ્રવચન

**ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખશ્રી, ગુજરાત રાજ્યના રાજ્યપાલ મા. શ્રી શ્રીમન્ નારાયણજી, પધારેલા પ્રતિનિધિ મિત્રો, આમંત્રિત મહેમાનો,**

જૂનાગઢને આંગણે ૨૧ વર્ષ પછી ફરી આજે ગુજરાતી સાહિત્ય પરિષદનું અધિવેશન મળી રહ્યું છે. આ શુભ પ્રસંગે આપ સૌનું હું સ્વાગત સમિતિ વતી ભાવભર્યું સ્વાગત કરું છું.

રાષ્ટ્રપિતા ગાંધીજીની જન્મશતાબ્દીનું આ વર્ષ છે. દુનિયાના મોટા ભાગના દેશોએ પોતપોતાની રીતે જન્મશતાબ્દીનો કાર્યક્રમ ઊજવીને આ યુગ-પુરુષને શ્રદ્ધાંજલિ અર્પી છે. આપણો દેશ પણ છેલ્લા સવા વર્ષથી વિવિધ કાર્યક્રમો દ્વારા ગાંધી જન્મશતાબ્દી ઉજવી રહ્યો છે.

ગાંધીજીએ ચિંધેલા માર્ગને આપણે છોડી દીધો છે અને ગાંધીજીને આપણે ભૂલી ગયા છીએ એવું તો આપણા ઉપર આળ હતું જ. એવામાં કમનસીબે આ શતાબ્દીના વર્ષમાં જ કેટલાક એવા બનાવો બન્યા અને બની રહ્યા છે જેને કારણે આપણા માટે નીચાજોણું થયું છે. આવા સંજોગોમાં. આપણે જે રીતે ગાંધી જન્મશતાબ્દીનો કાર્યક્રમ ઉજવી રહ્યા છીએ એની યથાર્થતા વિશે કેટલાક મિત્રો પ્રશ્ન ઉઠાવે છે. આ પ્રશ્ન આપણને વિચારતા કરી મૂકે છે.

ગાંધીજીના માર્ગને અનુસરવાની આપણી ઇચ્છા અને પ્રયાસ હોવા છતાં આપણી અશક્તિ અને ઊણપને કારણે આપણે એ માર્ગ ચાતરી ગયા હોઈએ તો પણ જેમણે આપણા રાષ્ટ્રને નવી દષ્ટિ અને નવું જીવન બક્ષેલ છે એમના

ઋણને કેમ વિસરી શકાય? ગાંધી જન્મશતાબ્દીના કાર્યક્રમો દ્વારા આપણે રાષ્ટ્રપિતા પ્રત્યેનો આપણો ઋણભાવ વ્યક્ત કરીએ છીએ અને એમને આપણી ભાવભરી શ્રદ્ધાંજલિ અર્પીએ છીએ.

ગુજરાતી સાહિત્ય પરિષદે પણ આજ ભાવથી પ્રેરાઈને ગાંધી જન્મશતાબ્દીના આ વર્ષમાં મળતું અધિવેશન ગાંધીજીના જન્મસ્થાનમા કે એ વિસ્તારમાં યોજાય એમ ઈચ્છયું જેમાં ગાંધીજીના જન્મસ્થાન પોરબંદરનો સમાવેશ થાય છે એવા જૂનાગઢ જિલ્લા માટે આ એક સદ્ભાગ્યની વાત બની રહી. અધિવેશન માટે સૌ પ્રથમ નજર ઠરેલી પોરબંદર ઉપર પરન્તુ અમે સૌ મિત્રોએ અમારી અનુકૂળતા ખાતર અધિવેશન માટે જૂનાગઢની પસંદગી કરી. અમારી આ વ્યવસ્થાનો પરિષદે સ્વીકાર કર્યો.

જૂનાગઢ જિલ્લાને અને ખાસ કરીને જૂનાગઢને પરિષદના યજમાન બનવાનો અને આપ સૌનું સ્વાગત કરવાનો આ રીતે અવસર મળ્યો એ માટે સ્વાગત સમિતિ વતી હું પરિષદના પ્રમુખશ્રીનો અને કાર્યવાહક મિત્રોનો હૃદયપૂર્વક આભાર માનું છું.

મારા નમ્ર અભિપ્રાય અનુસાર ગાંધીજીના જન્મસ્થાનના પ્રદેશમાં આ અધિવેશન યોજીને પરિષદે એક મોટી જવાબદારી વહોરી છે. અધિવેશનની કાર્યવાહીમાં આ જ દૃષ્ટિએ ગાંધીદર્શન નામના ખાસ વિભાગની વ્યવસ્થા વિચારવામાં આવી છે. આશા છે કે ગાંધીદર્શન વિભાગમાં રજૂ થનારા નિબંધો અને એના ઉપરની ચર્ચા વિચારણા ખૂબ જ ઉપકારક નીવડશે; અને અધિવેશનની સમગ્ર કાર્યવાહી ગાંધીજીને આપણી ભાવભરી નમ્ર શ્રદ્ધાંજલિ બની રહેશે.

સોરઠમાં જૂનાગઢને આંગણે આ અધિવેશન મળી રહ્યું છે ત્યારે આ પ્રદેશના ઐતિહાસિક અને સાંસ્કૃતિક ભૂતકાળનું થોડું સ્મરણ કરું તો એ અસ્થાને નહીં ગણાય.

ઈતિહાસની કેડીએ સર્વપ્રથમ પગલાં માંડનાર આપણા રાષ્ટ્રના પ્રાચીન ઈતિહાસમાં સોરઠની ભૂમિ આગવું સ્થાન ધરાવે છે. સૌરાષ્ટ્રની સૌથી જૂની આર્ય રાજધાની કુશસ્થળી પાછળથી આ પ્રાગૈતિહાસિક પાટનગર ઓળખાયું દ્વારિકા તરીકે. કેટલાક વિદ્વાનોના મત અનુસાર આજે જ્યાં જૂનાગઢ વસેલું છે, એ જ ભૂમિ ઉપર આ દ્વારિકા નગરી વસેલી હતી.

કુંતાના વસવાટ ઉપરથી ઓળખાતું કુન્તિપુર (કૂતિયાણા), વામનનું જન્મસ્થાન વામનસ્થળી (વંથલી), હેડમ્બાવન, રુક્મિણીજીનું પિયર માધવપુર, કૃષ્ણસખા સુદામાજીની સુદામાપુરી, ગીરમાં આવેલ ભીમચાસ અને જ્યાં અર્જુને બાણ મારીને કુંતામાતા માટે પાણી મેળવ્યું કહેવાય છે એ બાણેજ, કોડીનાર પાસે આવેલું મૂળ દ્વારકા, જ્યાં પારધીને હાથે કૃષ્ણ ભગવાનને પગમાં બાણ વાગ્યું એ ભાલકા તીર્થ, દેહોત્સર્ગ, આ બધા સ્થાન અને નામની આસપાસ વણાયેલ ઈતિહાસ અને કથા મહાભારતકાળમાં પણ આ ભૂમિનું અસ્તિત્વ અને મહત્ત્વ દર્શાવે છે

ધર્મ અને સંપ્રદાયની દૃષ્ટિએ જોઈએ તો આ ભૂમિ ઉપર કોઈ એક જ ધજા ફરકી નથી. અનેક સંપ્રદાયો અને વિચારધારાનો અહીં સુભગ સમન્વય જોવા મળે છે. ગઝની, ખીલજી, તઘલખ અને ઝફરખાનના ઝનૂની આક્રમણો પછી પણ સંસ્કૃતિની અણનમ ધજા લહરાતી રહેલ. શૈવ સંપ્રદાયનું સમગ્ર ભારતનું મહાન તીર્થસ્થાન સોમનાથ, નાથ સંપ્રદાયનું સૌથી મોટું બેસણું ગિરનારી ગોરખનાથ, જૈન સંસ્કૃતિનાં દર્શન કરાવતાં ગિરનાર ઉપરનાં જિનાલયો, ઉપરકોટ તથા ધારાગઢ દરવાજે આવેલા બૌદ્ધ ચૈત્યો, સમ્રાટ અશોક, અને ત્યાર બાદ સ્કંદગુપ્તે કોતરાવેલા ભગવાન તથાગતનાં ઉપદેશ વચનામૃતો સંઘરીને બેઠેલો અશોક શીલાલેખ, પાટણનું પ્રસિદ્ધ સૂર્યમંદિર, સ્વામી નારાયણ સંપ્રદાયના સ્થાપક શ્રી સહજાનંદ સ્વામીનું મુખ્ય મથક લોજ અને આવા બીજા મહત્ત્વના સ્થાનોને ધારણ કરતી સોરઠ ભૂમિએ સમસ્ત ભારતના સામાજિક અને સાંસ્કૃતિક ઈતિહાસની નાનકડી આવૃત્તિ છે.

ગુરુદત્તના બેસણા નીચે વિસ્તરેલા આ જૂનાગઢ શહેરમાં જ ગુર્જર ગિરાના આદ્યકવિનો જન્મ થયો છે. ગુજરાતી સાહિત્ય અને સંસ્કારમાં આજે સાડા પાંચસો વર્ષ પછી પણ તાજગીની ફોરમ પ્રસરાવતી કવિતાના સર્જક અહીં જન્મ્યા છે એનું જૂનાગઢના પ્રજાજનોને ગૌરવ હોય એ સ્વાભાવિક છે.

આભડછેટને આપણા સમાજનું કલંક લેખાવીને, એ કલંક દૂર કરવા માટે ગાંધીજીએ પોતાના જીવનને હોડમાં મૂકીને કરેલા ભગીરથ પ્રયાસો પછી અને આપણા પવિત્ર બંધારણે સૌ ભારતવાસીઓને બક્ષેલા સમાન હક્ક અને દરજ્જા પછી પણ હજી આપણા સમાજમાંથી આભડછેટ નિર્મૂળ બની નથી. આવું રૂઢિચૂસ્ત માનસ ધરાવતા સમાજમાં આજથી સાડા પાંચસો વર્ષ પહેલાં કશી

હોહા ધામધૂમ કે પ્રચાર વિના, સમદષ્ટિનો મંત્ર ગાઈને અસ્પૃશ્ય લેખાતા ભાંડુઓની વચ્ચે જઈ ભજન ધૂન જમાવતા આ ભાવદષ્ટાની હિંમત, ધીરજ અને સહનશીલતાની તો કલ્પના જ કરવાની રહી.

નરસિંહ મહેતાનો સાહિત્યિક અભ્યાસ તો ઘણો થયો છે અને હજી થશે. પરન્તુ આ મહાન તત્ત્વચિંતક કવિના જીવનને દંતકથાઓના ઢગલામાથી ઉગારીને શુદ્ધ સ્વરૂપે આલેખવુ બાકી રહ્યુ છે. ગુજરાતના સાહિત્ય અને સંશોધનમાં રસ ધરાવતા મિત્રો આટલુ કરશે તો એમનો ફાળો બહુ અગત્યનો બની રહેશે.

વિશાળ સાગર કાઠો ધરાવતા, ગરવો ગિરનાર, બરડો અને નાની મોટી અનેક ડુંગરમાળથી શોભતા, મધુવંતી, ઉજ્વંતી, કપિલા, હિરણ, સરસ્વતી જેવા મીઠાં નામો ધરાવતી નદીઓનો શણગાર સજેલા, અને રાષ્ટ્રીય પ્રાણીનું બહુમાન પામેલા ૨૫૦ જેટલા સાવજને પોતાની ગોદમા લઈને બેઠેલા અને ખમીરવંતા લોકોને ખોળે રમાડતા આ સરવા સોરઠ દેશના પાણે પાણે કોઈ શૂરા, સતિયા, સંત, જોગમાયા કે સમર્થ પુરુષોનો ઈતિહાસ લખાયો છે એમ કોઈ કહે તો એને અતિશયોક્તિ ન લેખવા વિનંતી છે

સતીને શૂરની માતા, સંતને ભકતની પ્રસૂતા  
કેસરી સિંહની જનેતા, નમન સૌરાષ્ટ્રની ધરણી

એવી આ ધરણીમાં જેમણે ધર્મને ખાતર, સ્વમાનને ખાતર, ગૌરક્ષાને ખાતર પોતાના જાનની આહૂતિ આપી છે, જેમણે સેવા અને ભક્તિનો મંત્ર ઝીલીને નિસ્વાર્થ ભાવે દુખિયા લોકોની સેવામાં સારુંયે જીવન ખર્ચી નાખ્યુ છે, એવા અનેક શૂરાઓ, સંતો અને ભકતોના સ્થાનક પથરાયેલાં જોવા મળે છે.

આ ભૂમિએ સમાજને કેવળ શૂરાઓ અને સંતો જ આપ્યા છે એવું નથી. મુત્સદ્દીઓ, અભ્યાસીઓ, સાધકો, સંશોધકો, તત્ત્વચિંતકો, સાહિત્યકારો અને વિદ્વાનોના જ્યોતિમંડળે પણ આ વિસ્તારને ગૌરવ અપાવ્યુ છે આદ્ય-કવિ નરસિંહ મહેતા ઉપરાત નાથનાથભવાન્ પંડિત ગટ્ટુલાલજી, શ્રીમન્ નથુરામ શર્મા, પુરાતત્ત્વવિદ્ ડૉ. ભગવાનલાલ ઇંદ્રજી, શિલાલેખોની ભાષા ઉકેલનાર પિતા-પુત્રની જોડી શ્રી વલ્લભજી હરિદત્ત આચાર્ય અને ગિરિજાશંકર આચાર્ય, તવારીખ-એ-સોરઠ જેવો ફારસી ભાષામાં પ્રમાણભૂત ઇતિહાસ લખનાર દીવાન રણછોડજી, સૌરાષ્ટ્રની એકતાના પ્રથમ પુરસ્કર્તા દીવાન અમરજી, સુધારક શ્રી મણિશંકર, બર્માના ગાંધી તરીકે ગાંધીજી દ્વારા પ્રશંસા પામનાર શ્રી મદનજીત

વીરા, સૌરાષ્ટ્રના સાધુ – જેમની જન્મશતાબ્દી પણ આજ વર્ષમાં છે એ શ્રી અમૃતલાલ પઢિયાર, રંગભૂમિને સાહિત્ય સંસ્કારનો ઓપ આપનાર બેરિ નૃસિંહ વિભાકર, સિદીક જૂનાગઢી, આ છે સોરઠે સમાજને ચરણે ધરેલ મહાનુભાવોનાં મોઘેરાં નામ

આ સૌના શિરમોર છે આપણા યુગ પુરુષ ગાંધીજી, જેમની જન્મશતાબ્દી ઉજવાઈ રહી છે જીવનનું એકપણ અંગ એવું નથી જેને ગાંધીજીએ સ્પર્શ કરીને નવો ઘાટ આપ્યો ન હોય સાહિત્યક્ષેત્રે એમનો ફાળો મૂલવવાનું આ ગજું – ખાસ કરીને મારું તો ગજું નથી ૧૯૩૬મા આજ પરિષદને એમણે નવી દૃષ્ટિ આપી. પંડિતો વિદ્વાનો પૂરતા મર્યાદિત બની રહેલા સાહિત્યને એમણે બહુજન સમાજમાં સ્થાન અપાવ્યું. ગુજરાતી ભાષામા કેટલું જોમ, કેટલું ખમીર છે એનું આપણને ભાન કરાવ્યું. જોડણીની અંધાધૂંધી ટાળીને એમણે ગુજરાતી સાહિત્ય ઉપર બહુ મોટો ઉપકાર કર્યો છે ગુજરાતી સાહિત્ય ગાંધીજીના જીવન અને કાર્યમાંથી સદાય પ્રેરણા અને બળ મેળવતુ રહેશે

જૂનાગઢના ગ્રંભીર ઇતિહાસના અનેક ઉજળા પ્રસંગોમાંથી પણ એક એ પ્રસંગનો ઉલ્લેખ કરું તો અસ્થાને નહી ગણાય આ જૂનાગઢના નવાબીરાજ માટે મરી ફીટનારી મૈયાકોમ ઉપર રાજ્યે જતે દહાડે નવા લાગા લેતરી નાખ્યા રાજ સામે વાંધો પડે એટલે બહારવટુ ખેડવુ એ એ દિવસોમાં સામાન્ય વાત લેખાતી પણ આ મૈયા લોકોએ એ માર્ગ પસંદ ન કર્યો. અહિંસા અને સત્યાગ્રહ જેવા શબ્દો અને એનો મર્મ ન જાણનારા આ મૈયા કોમના આગેવાનો કનડા ડુંગર ઉપર રિસામણે ગયા વાટાઘાટને નામે રાજ્યે દગો કર્યો, હથિયાર બાંધી અને વાપરી જાણનારા મૈયાઓને લડવુ નહોતુ, રિસામણે જવુ હતુ એટલે હથિયાર પડિયાર તો ઘેર મૂકીને આવેલા આ નિઃશસ્ત્ર મૈયાઓ ઉપર સંવત ૧૯૩૯ના પોષ મહિનાની અજવાળી પાચમને કાળે પરોઢિયે જૂનાગઢની સેના તૂટી પડી મૈયાઓ સામી છાતીએ ઊભા રહ્યા એમની ગરદન ઉપર તલવાર નહી, કુહાડા ચાલ્યા કોઈ મૈયો ખસ્યો નહીં પોતાની ટેક ખાતર ૮૪ મૈયાઓ અડગ ઊભા ઊભા મોતને ભેટ્યા આજે પણ કનડા ડુંગર ઉપર આ ૮૪ સત્યાગ્રહી શહીદોની ખાંભીઓ ઊભી છે અહિંસક સત્યાગ્રહનો આવો ઉજળો દાખલો બીજે ક્યાં જોવા મળશે?

આજ જૂનાગઢના નવાબે પાકિસ્તાન સાથે જોડાણ કરતાં સોરઠની પ્રજાએ બળવો કર્યો સ્વ. શ્રી શામળદાસ ગાંધીની આગેવાની નીચે આરઝી હકૂમતની રચના થઇ. સફળ લોકક્રાન્તિનો આ ઈતિહાસ તો હજુ તાજો છે

સ્વરાજ પહેલા નવાબીકાળમાં જ્યારે પ્રગતિને આ પ્રદેશમાં કોઈ સ્થાન ન હતું એક પુસ્તકાલયનું ઉદ્ઘાટન કરનારને રાજ્યે ગિરફતાર કર્યાના દાખલા છે પરન્તુ સ્વરાજ પ્રાપ્તિ બાદ આર્થિક અને સામાજિક ક્ષેત્રની સાથે સાથે શિક્ષણ ક્ષેત્રે પણ આ જિલ્લો પ્રગતિ કરી રહ્યો છે

શારદાગ્રામ એ શિક્ષણ ક્ષેત્રે કેવળ આ જિલ્લાનું નહીં પણ સમગ્ર ગુજરાતનું ગૌરવ છે પોરબંદરમાં નવયુગ કેળવણી મંડળ દ્વારા માધ્યમિક અને ઉચ્ચ શિક્ષણ સંસ્થાઓનો સારો વિકાસ થયો છે સોરઠ શિક્ષણ અને સંસ્કૃતિ સંઘ પણ શિક્ષણ અને સંસ્કાર ક્ષેત્રે પોતાનો નમ્ર ફાળો આપી રહેલ છે વેરાવળ જૂનાગઢમાં પ્રગતિશીલ સંસ્થાઓ દ્વારા મહાવિદ્યાલયો ચાલી રહ્યા છે શિશુમંગલ સર્વોદય આશ્રમ રૂપાયતન અને અન્ય કેળવણી મંડળો શિક્ષણ ક્ષેત્રે પોતાનો ફાળો આપી રહ્યા છે

જૂનાગઢમાં નરસિંહ સાહિત્ય સભા, મિલન સોરઠ સંશોધન મંડળ અને અન્ય મંડળો સાહિત્ય સંસ્કાર, સંશોધન ક્ષેત્રે સેવા આપી રહ્યા છે

આર્થિક સામાજિક અને શૈક્ષણિક ક્ષેત્રે થતા વિકાસની સાથોસાથ સંસ્કૃતિ વિકાસ ભૂલાઈ ન જાય તે જોઈએ પેઢી દર પેઢીથી જળવાઈ રહેલો અને સ્વ શ્રી મેઘાણીભાઈ ભક્તકવિ શ્રી દુલાભાઈ કાગ અને અન્ય કવિઓએ વિકસાવેલો લોક સાહિત્ય ચારણી સાહિત્ય અને કથા સાહિત્ય અને લોકગીતોનો ભવ્ય વારસો પ્રજાના સાંસ્કૃતિક પાસાનું જતન કરી રહેલ છે સોરઠની ભૂમિ ઉપર [illegible] જુદી જુદી જ્ઞાતિઓના નૃત્યોમાં પણ અહીંના સંસ્કાર અને ખમીરનું દર્શન

પરંતુ હુ એટલું જાણું છું કે પરિષદને વધુ અસરકારક અને કાર્યક્ષમ બનાવવા માટે અત્યાર સુધી અનેક સાહિત્યકાર મિત્રોએ ઉપયોગી સૂચનો કર્યા છે. સંભવ છે કે બધા સૂચનોનો સ્વીકાર કે અમલ ન થઈ શકયો હોય. પણ દૂર રહ્યા રહ્યા હું એટલું જોઈ શકયો છું કે ઉપકારક અને શુભ એવું કાંઈક નવું કરવા અને આગળ વધવા પરિષદ તરફથી જાગૃતિપૂર્વક પ્રયાસો થઈ રહ્યા છે.

બંધિયારપણું તો હવે જીવનના કોઈ ક્ષેત્રમાં ટકી શકે એમ નથી, પરંતુ મંદગતિ પણ હવે કોઈને પરવડે એમ નથી. આગામી વર્ષોમા નિશ્ચિત કાર્યક્રમ અને ગતિશીલતા એ હવે કોઈપણ સંગઠન કે સંસ્થા માટે અનિવાર્ય છે. પરિષદે આ દષ્ટિએ ગંભીરપણે વિચારવાનું રહેશે.

પણ આ તો થઈ સંસ્થાના ઢંકની અને કાર્યક્રમની વાત. સાહિત્યકારોને ભાગે તો એથી યે અનેકગણી વિશેષ જવાબદારી રહી છે.

સમાજમાં સાહિત્યકારના સ્થાન વિષે ઓલના ભક્તકવિ શ્રી દુલાભાઈ કાગને મેં એમ કહેતા સાંભળ્યા છે કે સફાઈ કામદારો હડતાળ પાડે તો શહેરમાં ગંદકીના ઊભરાતાં ઢગલાં જોઈને લોકો ત્રાસી જાય, વીજળીવાળા હડતાળ પાડે તો સૌને તરસ્યાં મરવું પડે, ડૉકટરો હડતાળ પાડે તો સૌ ચિંતા થઈ જઈએ, શાક કે દૂધ-વાળા હડતાળ પાડે તો પણ મુસ્કેલીનો પાર નહીં. પણ કોઈ કવિ, લેખક કે સાહિત્યકારો હડતાળ પાડે તો ? આવી હડતાળથી એમના રોજીંદા જીવનમાં થોડો કંઈ વિક્ષેપ પડવાનો છે ?

પરંતુ કવિઓએ હડતાળ પાડી હોત તો સમાજને રામાયણ, મહાભારત, ભાગવત, કે ગીતા જેવા સમગ્ર ભારતને એકતાને તાંતણે બાંધનારા આધ્યાત્મિક, સામાજીક, ધાર્મિક અને નૈતિક શિક્ષણના ભંડાર સમા, જ્ઞાન અને ભકિતરસના રેલમછેલ કરતા, મહામૂલા ગ્રંથો કયાંથી સાંપડયા હોત ?

ભૂતકાળની ભવ્યતાનો વારસો સંઘરી લઈને, જ્યાં રવિ ન પહોંચે ત્યાં કવિની નજર જરૂર પહોંચાડીને, પ્રકૃતિના ગૂઢ કોયડાઓ ઉકેલીને, તમસમાં ગળ્યોલિયા ખાતા જીવોને ખબરદાર કરીને ભાંગેલા દિલમાં આશા અને જીવન પ્રગટાવીને, ઘવાયેલાં હૈયાઓને રૂઝાવવાનો પ્રયત્ન કરીને કવિઓ તથા લેખકોએ કે સર્જકોએ સમાજ ઉપર કર્યો નથી.

આ સાહિત્યકારોની સર્જકોની કોઈ જુદી દુનિયા ન હોઈ શકે કે એ સમગ્ર સમાજનું અંગ છે. સાહિત્ય એ સમાજ કે જીવનનો કોઈ અલગ વિભાગ નથી. પરંતુ સમગ્ર જીવન ઉપર પ્રભાવ પાડી પાથરી શકે એવું એક બળ છે.

દુનિયામાં સર્જાયેલી ક્રાંતિઓના મશાલચી ગમે તે હોય, એની ભૂમિકા નિર્માણ કરનાર અને પ્રેરક બળ બની રહેનાર તો કોઈ સર્જક જ જોવા મળશે કવિ કે લેખક વાસ્તવિકતાથી વિમૂખ થઈ શકે નહીં.

સ્વ. શ્રી મેઘાણીભાઈ જેવાને આથી કોઈ વિમુખના દેખાઈ હશે, માટે તો એમને ગાવું પડ્યું :–

ધરતીને પટ પગલે પગલે
મુઠી ધાન વિનાં નાનાં બાળ મરે,
પ્રભૂહીન આકાશેથી આગ ઝરે

અહોરાત કરોડ કરોડ ગરીબોના પ્રાણ ધનિકોનો હાથ રમે ત્યારે
હાયરે ? હાય ? કવિ તને પૃથ્વીને પાણી તણાં શેણે ગીત ગમે ?

એમણે પ્રકૃતિના, પ્રાણીના, પંખીનાં ગીત તો રચ્યાં અને ગાયાં છે પણ સાથે સાથે :–

અમે કંટક પુનિત તાજ
પહેરી શિર પરે આજ
પિડીત દલિતોનું રાજ
રમવાને આવ્યાં,

એમ ગાઈને એમણે લોકોના અરમાન અને ખમીરને પણ વાચા આપી છે.

ગાંધીજીની હાક સાંભળીને પટમાં ઘોડા થનગનાવતા અને આતમની પાંખ વિંઝતા અનેક યુવાનો યુદ્ધભૂમિ ઉપર ચાલી નીકળ્યા એમનામાં જોમ હતુ, શહાદતની ભાવના હતી, પણ

કોઈ પ્રિયજન તણાં નેન રડજો નહી
યુધ્ધે ચડતાને અપશુકન ધરજો નહીં,
કેસરી વીરના કોડ હરજો નહીં.
મત્ત યૌવન તણી ગોત કરશો નહી.

એવા એમના અનોરથ્થને વાચા આપવાનું કામ તો કવિ મેઘાણીભાઈએ જ કરવું પડ્યું.

જાગો જગના ક્ષુધાર્ત ! જાગો દુર્બલ અશકત !
ઈન્સાફીનખત પર કરાલ કાલ જાગે !
ભેદો સહુ રૂઢિબંધ, ખોલોરે આંખો અંધ
નૌતમ દુનિયાનો સ્વર્ણ સુર્યોદય લાગે.

આ ગીત ગાનાર મેઘાણીભાઈને કોઈએ સામ્યવાદી કહ્યા નથી

આપણો દેશ આઝાદ થયો અને છેલ્લા બાવીસ વર્ષથી આપણે વિકાસ યાત્રાનો પ્રારભ કર્યો છે એના કેટલાક શુભ પરિણામ જોવા મળે છે અને સાથે સાથે ચોમેર જોવા મળે છે વિસવાદ, વિખવાદ અને વેરઝેર સદ્ભાવ અને વિશ્વાસનો પાયો હલી ગયો છે આઠા નીર ડહોળાઈ ગયા છે, ચોમેર આવી ચડી છે

આવા વિષમ કાળે માનવીના દિલમા સદ્ભાવ પ્રેમ શ્રદ્ધા અને વિશ્વાસ પુન સસ્થાપિત કરવાનુ, ઉશ્કેરાયેલા, વિફરેલા અને તમસ હૈયાઓને શાત કરવાનુ કામ સાહિત્યકારો નહી કરે તો કોણ કરશે ?

રાજકારણથી દૂર રહેવાની કે સાહિત્યમા રાજકારણ ન પ્રવેશવાની સાવધાની રાખવાની સલાહ સાભળવા મળે છે હુ તો એમ કહેવાની રજા લઉ કે મારે મન આ સવાલ ઉઠતા નથી જો કેવળ રાજકારણ નહી પણ સમગ્ર જીવન ઉપર સાહિત્યનો પ્રભાવ પડે એવી સ્થિતિ નિર્માણ કરી શકાય તો

આનદ અને સદ્ભાગ્યની વાત છે કે પરિષદને પ્રમુખ તરીકે સાધક કવિશ્રી સુદરમ્ સાપડ્યા છે જૂનાગઢને આગણે પધારેલા આપ સૌ સાહિત્યકાર અતિથિઓ એમના નેતૃત્વ નીચે અધિવેશનની કાર્યવાહી દ્વારા સાહિત્યની દુનિયાને નહી પણ સમગ્ર સમાજને નવી દીપ્તિ અને પ્રેરણા મળે એવુ પાથેય આપી રહો એવી અભ્યર્થના સાથે ફરી વખત સહુનુ સ્વાગત સમિતિ વતી ભાવભર્યું સ્વાગત કરી વિરમુ છુ

ગુજરાતી સાહિત્ય પરિષદને પોતાની પ્રવૃત્તિઓનુ વ્યવસ્થિત રીતે સચાલન કરવા અને વિકસાવવા પોતાના મકાનની જરૂરિયાત સ્વીકારને પરિષદના પ્રમુખ શ્રી ઉમાશકરભાઈ જોશીએ પોતાના તરફથી રૂ ૧૦૦૦નુ દાન આપી મકાન ફડની શરૂઆત કરી છે અને સાહિત્યકારો–લેખકો–કવિઓને યથાશક્તિ ફાળો આપવા અપીલ કરી છે પરન્તુ પરિષદના મકાન માટે નાણાની આવશ્યકતા જોતા પ્રજાએ પણ આ માટે ઉદાર ફાળો આપવો જોઈએ

આ દિશામા પ્રારભ થાય એ દૃષ્ટિએ અને પ્રજાફાળાના પ્રતીક તરીકે સ્વાગત સમિતિએ ફૂલ નહી તો ફૂલની પાખડી તરીકે એક હજાર એકનો ફાળો આપવાનો નિર્ણય કર્યો છે એની જાહેરાત કરતા મને આનદ થાય છે આશા છે કે અમારો આ નમ્ર ફાળો પરિષદ માટે આવશ્યક પ્રજાકીય ફાળો એકત્ર કરવામા સહાયરૂપ થઈ પડશે

# પરિષદના મંત્રીનું નિવેદન

૧૯૬૭ના ઑકટોબરની ૮મી, ૯મી અને ૧૦મી તારીખોએ ભારતના પાટનગર દિલ્હીમા પરિષદનુ ૨૪મું અધિવેશન કવિશ્રી ઉમાશંકર જોશીના પ્રમુખપદે મળ્યુ અને હવે ૨૫મું અધિવેશન જૂનાગઢ મુકામે કવિશ્રી સુન્દરમ્‌ના પ્રમુખપદે મળી રહ્યું છે તેના વચગાળામા પરિષદે જે કામો હાથ ધર્યા છે તે જો નિર્ધારિત સમયમાં પૂરાં થશે તો બે મોટી ખોટ પુરાશે એમ જાહેર કરતાં આનંદ થાય છે. એક છે મકાનનુ કામ અને બીજું છે ગુજરાતી સાહિત્યના ઈતિહાસનુ કામ, બંને માટે ગુજરાતના સાહિત્યરસિકોના અને વિદ્વજ્જનોના ભારે મોટા સહકારની જરૂર પડવાની છે

દિલ્હી અધિવેશનમાં જાહેર કર્યું હતું કે ગુજરાત રાજ્ય સરકારે એલિસબ્રિજ વિસ્તારમા પરિષદને અર્ધો એકર અર્થાત્ ૨૪૨૦ સમચોરસવાર ભાડામુક્ત જમીન મોખની જગ્યાએ આપવાનો નિર્ણય લીધો છે અને થોડાક સમયમા પરિષદને જમીનની સોંપણી થઇ જશે ચાલુ બજાર ભાવે લગભગ અઢી લાખ રૂપિયાની કિંમતની આ જમીનનો પ્રત્યક્ષ કબજો લેવાનુ ઇજન કલેકટર કચેરીએથી આપ્યું તેની સાથે જ એ સરકારી જમીન ઉપર પોતાનો હકદાવો નોંધાવતો મનાઈહુકમ બજ્યો અને અદાલતી કારવાઇઓની જાણીતી રીત આ બાબતમાં એવી નડી છે કે હજી એકે વાર સ્થાનિક કક્ષાએ સુદ્ધાં સુનાવણી થઈ નથી આ પ્રક્રિયામાં પરિષદે કેવળ પ્રેક્ષકનું કામ કરવાનું હોવાથી કયારે આ પ્રશ્ન ઊકલશે એ કહેવું મુશ્કેલ છે

આથી અમે અમદાવાદ મ્યુનિસિપલ કોરપોરેશનનો સંપર્ક સાધ્યો અને મોખની ફાજલ જમીન કાઢી આપવાની અરજ ગુજારી ગુજરાત રાજ્ય સરકારની જેમ અમદાવાદ મ્યુનિસિપલ કોરપોરેશનને પણ પરિષદ પ્રત્યે અપાર સહાનુભૂતિ અને આદર હોવા છતાં માગેલી મોખની જમીન પરિષદને મળી શકે એમ નથી એમ જણાવીને બીજી જમીન બતાવવાની સૂચના મળી છે

આ રીતે તો કોણ જાણે ક્યારે જમીન મળે અને ક્યારે મકાન બંધાય. એટલે જમીન મળવા ઉપર મકાનભંડોળ ઊભું કરવાનો આગ્રહ જતો કરીને અને વિના મૂલ્યે જમીન મેળવવાનું પ્રલોભન પણ જતું કરીને જરૂર પડયે મોઘની જમીન ખરીદીને પણ મકાન બંધાવવાનો ભાવ પરિષદના સૂત્રધારોમાં દૃઢ થતો આવે છે આખરે તો પ્રજા એ જ નાણાંના પ્રવાહનું મૂળ છે તો પછી પ્રજા પાસે જ શા માટે ન જવું? મકાનના બાંધકામ પાછળ સહેજે પાંચ લાખ રૂપિયા ખર્ચાવાનો સંભવ હોવાથી મકાનભંડોળમાં સાતેક લાખ રૂપિયા નોંધાય તો જ અર્થ સરે એમ છે.

પરિષદમંત્રીઓએ આ માટે ટહેલ નાખી છે અને એનો ઉચિત પડઘો પડશે જ એવી શ્રદ્ધા છે પ્રજાના વાઙ્મય ચૈતન્યનાં સ્પંદનો ઝીલતી ૬૪ વર્ષ જૂની આ સંસ્કારસંસ્થાને હજી તેનું પોતાનું મકાન નથી. એ ઘટના નથી પ્રજાને શોભાવનારી, નથી રાજ્યને શોભાવનારી અને નથી સાહિત્યરસિકોને શોભાવનારી. પોતાના મકાનના અભાવે પરિષદને પોતાની પ્રવૃત્તિઓ વિકસાવવામાં ઘણા અંતરાયો નડે છે. એટલે સત્વર મકાન થાય એ સૌની ભાવના હોવી જોઈએ.

પરિષદને મળતાં દાનોને કરમુક્ત કરાવવા માટે નડતી બધી કાનૂની ગૂંચો દૂર થઈ ગઈ છે અને રૂ. ૨૫૦/ કે તેથી વધારે રકમનું પરિષદને મળનારુ દાન કરમુક્ત જાહેર થયું છે.

પરિષદના આજીવન સભ્ય થઇ જવાની જે ટહેલ પરિષદ કાર્યાલયે નાખી હતી તેને આ બે વર્ષ દરમ્યાન ઉત્તમ પ્રત્યુત્તર મળી રહ્યો. આજીવન સભ્યોની સંખ્યામાં લગભગ ૧૫૦ જેટલો વધારો થયો અને કુલ ૨૦૬ આજીવન સભ્યો પરિષદના દફતરે નોંધાયા છે તે સાહિત્ય પરિષદ પ્રત્યેની સાહિત્યરસિકો અને સાહિત્યસર્જકોની મમતાનું પારખું છે. આશા છે કે હજી પણ મોટી સંખ્યામાં પોતાને આજીવન સભ્યો તરીકે નોંધાવીને પરિષદને સ્થિરત્વ અર્પવામાં અને લવાજમ ભરવાનું યાદ રાખવાની કડાકૂટમાંથી ઊગરવામાં સભ્યો સહકાર આપશે.

ગુજરાત રાજ્ય સરકારના ભાષાનિયામક તરફથી પરિષદને ગુજરાતી સાહિત્ય-નો ઇતિહાસ ચાર ભાગમાં તૈયાર કરવાનું કામ સોંપાયું છે તે પૈકીનો પહેલો ભાગ મોટે ભાગે તૈયાર થઈ ગયો છે અને ફેબ્રુઆરી આખરે સંપાદિત રૂપે તે છાપવા જશે એવી આશા છે. દરમ્યાન બીજો ભાગ તૈયાર કરાવવાની પ્રક્રિયા શરૂ થઈ ગઈ છે.

ભારતના પાટનગર દિલ્હીમાં ૨૪મું અધિવેશન ઉત્તમ રીતે યોજાયું તેનું મધુર સ્મરણ પ્રતિનિધિઓ તેમજ સ્વાગતસભ્યોના હૃદયમાં ટકી ગયું છે. દોઢ હજાર પ્રતિનિધિઓનું જે ઉષ્માભર્યું સ્વાગત ત્યાંના કાર્યકરોએ કર્યું હતું અને હરેક વાતે ઉત્તમ સત્કાર આપ્યો હતો તેથી બધા પ્રભાવિત થઈ ગયા હતા. એનું આ સ્થાને કૃતજ્ઞભાવે સ્મરણ કરતા આનંદ થાય છે

જ્ઞાનસત્રમાં શાન્ત વાતાવરણમા જ્ઞાનગોષ્ઠિ થાય ને અધિવેશન પ્રજા પાસે જાય એવો જે રવૈયો છેલ્લાં દશ વર્ષ દરમ્યાન પરિષદે પાડયો છે તેની ઉપકારક સ્વયં-સ્પષ્ટ હોવા છતાં ઓછાંવતાં સાધનો ધરાવતા યજમાનોને પરિષદને નોતરવી ફાવે અને સાહિત્યેત્તર પ્રયોજનોથી પ્રવાસની અને બીજી અનુકૂળતાઓનો લાભ લેવાનું પ્રલોભન ખાળી શકાય એ દષ્ટિએ આ બે વર્ષ દરમ્યાન પરિષદે ઘણું મંથન કર્યું અને મંથનને અંતે પ્રતિનિધિ થવાની યોગ્યતાનાં ધોરણો મુકરર કર્યાં. આને લીધે કેટલીક વાર નાજુક પ્રશ્નો ઊભા થાય છે પણ પરિષદપ્રેમીઓ આ પ્રકારના સંયમની જરૂર પ્રમાણે છે એ સંતોષની વાત છે.

પરિષદનું પાંચમું જ્ઞાનસત્ર આ જૂનાગઢ જિલ્લામાં જ માંગરોળ પાસે આવેલા શારદાગ્રામના નિસર્ગમનોહર વાતાવરણમાં ૧૯૬૮ ના ઑક્ટોબરમાં મળ્યુ હતું. શારદાગ્રામનું આતિથ્ય જેટલું ભાવસભર હતું તેટલું જ રસજ્ઞતાવાળું હતું. ચર્ચાઓનું સ્તર પણ ઘણું ઊંચું રહ્યું.

દિલ્હી અધિવેશનની પૂર્ણાહુતિ પ્રસંગે મહાત્મા ગાંધી જન્મ શતાબ્દીના વર્ષમાં પૂજ્ય રાષ્ટ્રપિતાનાં સ્મરણો સાથે સંકળાયેલા સ્થાનની પસંદગીની ભાવના સેવાતી હતી તે જૂનાગઢના ઉષ્માભર્યા આમંત્રણથી ફળી છે. ગાંધીજીના જિલ્લામાં અધિવેશન ભરાય છે અને એનો સર્વ ભાર સ્વાગત સમિતિએ ઉમળકાથી ઉપાડી લીધો છે એથી પરિષદ કૃતાર્થતા અનુભવે છે. સઘળી પૂર્વ તૈયારીઓમાં જે ઉષ્મા, વ્યવસ્થા અને નિપુણતા સ્વાગત સમિતિએ પ્રગટ કરી છે તેની સાથે હોડ બકવામાં પરિષદ્ કાર્યાલયને પણ ઘણી તાલીમ મળી છે.

આનંદની વાત છે કે પરિષદનું આ ૨૫મું અધિવેશન છે અને વરાયેલા પ્રમુખશ્રીએ ઉચિત રીતે ધ્યાન ખેંચ્યું છે કે આ અધિવેશનોની પણ રજત જયંતીનો પ્રસંગ છે.

જ્ઞાનસત્ર પ્રસંગે ઉમા સ્નેહરશ્મિ પારિતોષિક સ્વ. રાવજી પટેલની કૃતિ "ઝંઝા" ને પ્રાપ્ત થયું. મરણોત્તર પારિતોષિક પ્રદાનનો પ્રસંગ યુવાન સર્જકની વિદાયથી

દુઃખભીનો બન્યો હતો. કાકાસાહેબ કાલેલકર પારિતોષિક ટ્રસ્ટની શરતો મુજબ શ્રી આદિલ મનસૂરીની કૃતિ 'પગરવ' અને શ્રી મોહમ્મદ માંકડની કૃતિ 'વેળાનાં વછૂટ્યાં' ને પ્રાપ્ત થયું હતુ. શ્રી અરવિંદ સુવર્ણચંદ્રક શ્રી ભરત ઠક્કરની કૃતિ 'કૃપાસ્પર્શ' અને શ્રી સ્વામીઆનંદની કૃત્તિ 'અનંતકાળ, વચ્ચે સરખા હિસ્સે વહેંચવાનો નિર્ણય લેવામાં આવ્યો હતો.

નીલકંઠ બાલોપયોગી ગ્રંથ શ્રેણીમાં શ્રી મોમાભાઈ ભાવસાર રચિત 'કસ્તૂરબા' પુસ્તક પ્રગટ થઈ શકયું અને સારો લોકાદર પામ્યું તે સંતોષની વાત છે. ગુજરાત સરકારના માહિતી ખાતાએ એની ૪૦૦ નકલો ખરીદીને અને ગુજરાત રાજ્ય સમાજ શિક્ષણ સમિતિએ એની ૨૦૦ નકલો ખરીદીને આ પ્રકાશનને ઉત્તમ પ્રોત્સાહન આપ્યું. ચાલુ વર્ષે શ્રી ત્રિભુવન વ્યાસનાં બાલગીતો 'નવાં ગીતો' ભાગ-૩ અને શ્રી નિરંજન સરકારનાં બાલકાવ્યોનો 'ફૂલવાડી' સંગ્રહ પણ પ્રસિદ્ધ થાય છે. દિલ્હી અધિવેશનનો હેવાલ પણ પરિષદે પ્રસિદ્ધ કરેલ છે. બે વર્ષના ગાળા દરમ્યાન "પરબ" અનિયતકાલિક સારા પ્રમાણમાં નિયતકાલિક બની ગયું છે.

પરિષદ તરફથી પ્રતિ વર્ષ નિયમિત રીતે યોજાતી "આસ્વાદ" "સંસ્કાર" અને "દીક્ષા" પરીક્ષાઓને પણ હર વર્ષની જેમ વિદ્યાર્થીઓનો ઉત્તમ સહકાર મળ્યો છે.

અન્ય સારસ્વત સંસ્થાઓની સાથે રહીને પરિષદે આ બે વર્ષના ગાળામાં સ્વ. કવિ કાન્ત, સ્વ. રમણભાઇ નીલકંઠ અને સ્વ. આનંદશંકર ધ્રુવની જન્મ-શતાબ્દીઓ સુયોગ્ય રીતે ઉજવી હતી અને આવતા જાન્યુઆરીની ૨૪મી તારીખે એ જ રીતે સ્વ. બળવંતરાય ઠાકોરની જન્મશતાબ્દી પણ તે ઉજવશે.

મુંબઈના ગુજરાતી નાટ્ય મંડળ તરફથી પરિષદને ૩૦૨ પુસ્તકો ભેટ રૂપે મળ્યાં છે તેની આ પ્રસંગે આભાર નોંધ લઇએ છીએ.

છેલ્લાં બંને વર્ષ દરમ્યાન પરિષદપ્રમુખ શ્રી ઉમાશંકર જોશીનું પ્રેરક અને દષ્ટિવંતુ માર્ગદર્શન અમને મળતું રહ્યું હતું અને ભરપૂર સુમેળના વાતાવરણમાં પરિષદપ્રવૃત્તિ ચાલતી રહી હતી એનું સ્મરણ કરીને નિવૃત્ત થતાં પ્રમુખશ્રીનો હૃદયપૂર્વક આભાર માનવાની આ પ્રસંગે તક લઇએ છીએ.

પરીક્ષાના સંચાલનમાં સહ્યો નોંધવામાં અને પરિષદની પ્રવૃત્તિમાં જેમણે સહકાર આપ્યો છે તે સંસ્થાઓનો અને સૌનો આભાર માનું છું.

*

गुजराती साहित्य सम्मेलन के २५वें अधिवेशन के अवसर पर
गुजरात के राज्यपालश्री श्रीमन्नारायणजी का

# उद्घाटन–भाषण

गुजराती साहित्य सम्मेलन का इतिहास बड़ा उज्ज्वल और प्राचीन है। गांधी–शताब्दी वर्ष मे सम्मेलन के २५वे अधिवेशन के उद्घाटन के अवसर पर आपने मुझे स्मरण किया इसके लिए बहुत आभारी हू। गुजराती भाषा के गणमान्य कवियो और साहित्यकारो से यहा मिलकर बहुत प्रसन्नता हुई। मै आप सबका हार्दिक अभिनन्दन करता हू।

सन् १९२० में गुरुदेव रवीन्द्रनाथ ठाकुर ने गुजराती साहित्य सम्मेलन के सम्मुख एक महत्त्वपूर्ण भाषण दिया था और उसके अन्त में ये शब्द कहे थे :–

"The ultimate truth in man is not in his intellect or in his material wealth; it is in his imagination of sympathy, in his illumination of heart, in his activities of self–sacrifice, in his capacity for extending love far and wide across all barriers of caste and colour,, in his realising this world not as a storehouse of mechanical power but as a habitation of man's soul with its eternal music of beauty and its inner light of a divine presence ."

उसी वर्ष महात्मा गाधीजी ने गुजराती साहित्य परिषद में भाषण देते हुए अन्त में कहा था :–

"आपणी प्रजा सत्य लखती, सत्य बोलती अने सत्य आचरती थाय ओ मारीः अंतःकरणनी प्रार्थना छे."

## સંમેલન ઉદ્ઘાટક



ગવર્નરશ્રી શ્રીમન્નારાયણ

સ્વાગત પ્રમુખ



શ્રી રતુભાઇ અદાણી

संस्कृत साहित्य में परमेश्वर को 'सत्यम् शिवम् और सुन्दरम्' की संज्ञाओं से पुकारा गया है। यही सद्गुण उच्चकोटि के साहित्य में भी विद्यमान होते है। सच्चा साहित्य तो वही हो सकता है जिसमें हमें सत्य के दर्शन हो, जो कल्याणकारी हो और सुन्दर भी हो। वही साहित्य सार्थक कहलाया जा सकता है जिसके द्वारा मनुष्य अपने सच्चे स्वरूप को पहचान सकें, सेवा व त्याग की भावना से प्रेरित हो और उसका जीवन सुन्दर व सुखमय बन सके। अन्यथा वह साहित्य केवल वाणी का विलास होगा और समाज व राष्ट्र को ऊंचा उठाने मे असमर्थ ठहरेगा।

ईशावास्योपनिषद् मे कवि के गुणो का वर्णन इस प्रकार किया गया है— 'कविर्मनीषी परिभूः स्वयभू' कवि और साहित्यकार चिन्तनशील होता है, क्रान्तदर्शी अथवा उस पार देखने की क्षमता रखता है। उसका दृष्टिकोण व्यापक रहता है। वह स्वय की प्रेरणा से सचालित होता है। वह निर्भयता से अपने भाव व विचार जगत के सामने प्रकट करता है ताकि मनुष्य सकुचित भावनाओ से उपर उठकर विश्व मे शान्ति, सद्भाव और बन्धुत्व की भावनाओ से ओतप्रोत हो सके। इसीलिए कवियो को ऋषि-तुल्य और युगद्रष्टा माना गया है। जिस साहित्य मे सचाई और गहराई न हो और मानव के सात्विक गुण को विकसित न करे वह सच्चा साहित्य कहलाने योग्य नही है। जिस साहित्य मे काम, हिंसा, सघर्ष व विद्वेष का वातावरण निर्माण होता है वह निन्दनीय ही माना जायगा। अमर साहित्य तो वही होगा जो इन्सान को सच्चा इन्सान बनाने मे सफल हो और समाज में दैवी गुणो का विकास करने मे सहायक हो।

इस प्रकार के साहित्य निर्माण के लिए कठिन साधना की आवश्यकता होती है। यदि हमारा जीवन स्वय सयत व सन्तुलित नहीं है और आचार-विचार शुद्ध व सात्विक नही हैं तो हम उत्कृष्ट साहित्य का निर्माण करने म किस प्रकार सफल हो सकते है? वेद और उपनिषद् संस्कृत साहित्य की उच्चतम कृतिया मानी गई हैं। मेरे विचार से वे ससार के प्राचीनतम और गौरवपूर्ण साहित्य-ग्रन्थ माने जाने चाहिए। उनके कवि क्रान्तदर्शी थे। उनका जीवन परिष्कृत और साधनामय था। इसीलिए उनकी वाणी में प्रेरणा व प्रकाश है और उनके लिखे श्लोकों में पर-ब्रह्म की झलक मिलती है। इस प्रकार का साहित्य अमर उत्तुग बना रहेगा। रामायण, महाभारत और गीता जैसे महाग्रन्थ चिरकाल तक दुनिया को स्फूर्ति प्रदान करते रहेगे। आधुनिक काल में गुरुदेव का गीताञ्जलि की गणना इसी प्रकार के साहित्य में की जायेगी।

यह अक्सर कहा जाता है कि कला कला के लिए और साहित्य साहित्य के लिए निर्मित किया जाता है। कुछ विचारकों ने समझाया है कि कला और साहित्य जीवन के लिए है। किन्तु हमें एक कदम और आगे बढ़ना होगा। यदि हमारा जीवन शुद्ध और साधनामय है तो वही सच्चा साहित्य है, सच्ची कला है। राष्ट्रपिता महात्मा गांधी ने नोआखाली शान्ति यात्रा के समय एक पत्रकार के पूछे जाने पर कहा था : "मेरा जीवन ही मेरा सन्देश है।" उनका प्रत्येक क्षण समाज, देश व दुनिया की सेवा में बीतता था। उनकी रग-रग में राम नाम के जप की ध्वनि थी। उनका रोम-रोम सत्य और अहिंसा के सनातन सिद्धान्तों से झंकृत था। इसीलिए उनकी स्मृति चन्द्र और सूर्य की तरह अमर बनी रहेगी और उनका जीवन-दर्शन ही उच्च कोटि का साहित्य माना जाता रहेगा। जैसा कि प्रख्यात वैज्ञानिक डा. आइन्स्टाइन ने कहा था : "आनेवाली पीढ़ियां यह विश्वास भी न करेंगी कि इस प्रकार का महामानव हड्डी और मांस के शरीर में किसी समय पृथ्वी पर चला था।"

महात्मा गांधी ने जो कुछ कहा और लिखा वह उनकी अन्तरात्मा की कृति थी और इसीलिए उनका साहित्य सदियों तक मनुष्यमात्र को प्रेरणा देता रहेगा। जिस प्रकार एक सुन्दर और सुविकसित फूल में से सुन्दर सुगन्ध अनायास बहती रहती है, जिस तरह बर्फ से ढके हुए ऊंचे शिखर स्वभावतः सरिताओं को जन्म देते हैं, उसी प्रकार एक साधक, तपस्वी और कलाकार के हृदय से श्रेष्ठ और सुरुचिपूर्ण साहित्य का प्रादुर्भाव होता है।

आचार्य विनोबा ने बारबार दोहराया है कि अब मजहब और सियासत के दिन लद चुके है, और विज्ञान व रूहानियत का जमाना आया है। वर्तमान युग वैज्ञानिक कहलाता है। साथ ही साथ अध्यात्म व आत्मज्ञान की शक्ति तेजी से विकसित हो रही है। यदि विज्ञान के ऊपर रूहानियत का नियंत्रण न रहा तो वह हमें विनाश की ओर ले जायेगा। किन्तु अगर विज्ञान और आत्मज्ञान का समन्वय हो सके तो फिर विश्व विकास की ओर अग्रसर होगा और एक नए प्रकार का समाज निर्मित हो सकेगा जो आज के समाज से कहीं अधिक कल्याणकारी, प्रगतिशील व शान्तिमय होगा। विज्ञान और अध्यात्म के बीच की यह कड़ी साहित्य ही बन सकता है। उच्च प्रकार के साहित्य द्वारा ही विज्ञान को रूहानियत की ओर लेजाया जा सकता है। इसीलिए हमारे जीवन में साहित्य को इतना ऊंचा स्थान दिया गया है और दिया जाना चाहिए। विज्ञान द्वारा आज मानव चन्द्रमा पर उतरकर वहा की मिट्टी और पत्थर का विश्लेपण कर सकता है।

यह सचमुच एक अभूतपूर्व सफलता है। किन्तु साहित्य द्वारा हम मनुष्य के हृदयों को एक-दूसरे के अधिक निकट लाने में सफल हो सकते हैं। इस विज्ञान के जमाने में अगर साहित्य के जरिये आध्यात्मिकता का वातावरण न बनाया जा सका तो हम भले चन्द्रमा और मंगल-ग्रह पर सशरीर उतर सकें, किन्तु हमारे दिल और दिमाग एक-दूसरे से सुदूर होते जायगे और दुनिया शान्ति के बजाय विध्वंस की ओर तेजी से बढ़ती जायेगी। इस दृष्टि से साहित्यकारों व कलाकारों का उत्तरदायित्व बहुत बढ़ जाता है।

महात्मा गाधी ने कई बार कहा और लिखा था कि वे ऐसा साहित्य चाहते हैं जो करोड़ों से बोल सके: "I want art and literature that can speak to the millions" हमारा देश स्वतन्त्रता के २२ वर्ष बाद भी गरीब और अशिक्षित है। गावों में तो अधिकाश जनता भी साक्षर नहीं है, और जो लोग साक्षर हैं वे कठिन शैली को ग्रहण नहीं कर सकते। इसलिए यह नितान्त आवश्यक है कि हम ऐसे साहित्य का भी निर्माण करें जो जनता तक आसानी से पहुंच सके और उनके उपयोग में आवे। गुजरात में इस प्रकार का साहित्य लिखा गया है और अन्य भाषाओं की अपेक्षा काफी लोकप्रिय भी हुआ है। किन्तु इस काम को और आगे बढ़ाना आवश्यक है ताकि आधुनिक विज्ञान और प्रगति का लाभ हमारी ग्रामीण जनता को उपलब्ध हो सके। यह कहने की आवश्यकता नहीं है कि जनता के लिए यह साहित्य काफी सस्ता किन्तु सुरुचिपूर्ण होना चाहिए।

कुछ महीने पहले अहमदाबाद और गुजरात के कुछ अन्य स्थानों में जो साम्प्रदायिक दंगे हुए उनसे हम सभी को बहुत रंज हुआ है। सारे देश में लोगों को आश्चर्य हुआ कि गाधीजी के गुजरात में इस प्रकार की हिंसा किस प्रकार फूट सकी। यह स्पष्ट है कि भविष्य में इस प्रकार की शर्मनाक घटनाओं को रोकने के लिए शहर और गाव के लोगों को 'सर्वधर्म-समभाव' का विचार गहराई व व्यापकता से समझाना होगा। गांधीजी ने अपने जीवनकाल में निरन्तर यह प्रयत्न किया कि देश में सच्ची राष्ट्रीय एकता स्थापित हो और जाति, भाषा, धर्म आदि के संघर्ष समाप्त हो। किन्तु यह हमारा दुर्भाग्य है कि गाधी-शताब्दी वर्ष में ही भारत में बहुत से स्थानों पर विध्वंसक घटनाएं बड़े पैमाने पर हुई हैं और उनके कारण देश की प्रतिष्ठा को भारी धक्का लगा है। इसलिए यह आवश्यक है कि हम उपयोगी साहित्य द्वारा लोगों में सहिष्णुता और पारस्परिक सहकार्य की भावना जाग्रत करें। एक विशाल देश की जनता

के दिल और दिमाग भी विशाल होना जरुरी है। संकुचित भावनाओ और तंग नज़रिये से तो हमारा राष्ट्र छिन्न-भिन्न हो जायगा।

मुझे इसका बड़ा सन्तोष है कि गुजरात प्रदेश मे उच्चश्रेणि के कवि, कलाकार और साहित्यकार पैदा होते रहे हैं। हमारे बीच आज भी उत्कृष्ट श्रेणी के साहित्यकार विद्यमान है। मुझे इसमें तनिक भी सन्देह नही है कि श्री उमाशंकर जोशी, श्री सुन्दरम् व 'स्नेहरश्मि' की कविताए केवल गुजराती साहित्य मे नही लेकिन भारतीय साहित्य की भी अमर कृतिया गिनी जायगी। गुजरात का साहित्य सामान्यतः सात्विक है, गहन है और प्रगतिशील है। इस दिशा में गुजराती साहित्य परिषद ने बहुत वर्षो से अमूल्य और उज्ज्वल सेवा की है। उसे गुरुदेव रवीन्द्रनाथ और राष्ट्रपिता गाधी का आशीर्वाद मिला है। मेरी श्रद्धा है कि साहित्य परिषद भविष्य मे भी इसी प्रकार समाज व देश की भव्य सेवा करता रहेगा।

जय हिन्द !

*

## ગુજરાતી સાહિત્ય પરિષદના ૨૫મા અધિવેશનમાં
## નિવૃત્ત થતા પ્રમુખ
## શ્રી ઉમાશંકર જોશીના હૃદયોદ્‌ગાર

# અભિજાત અર્પણ

અખિલ બંગીય ભારતપરિષદ છે, તેણે ૧૯૬૧માં કલકત્તામાં પોતાનું અધિવેશન ભર્યું હતું—આ અધિવેશન કવિવર રવીન્દ્રનાથ ટાગોરની શતાબ્દી નિમિત્તે ભરવામાં આવ્યું હતું. આમ તો આ શતાબ્દી ઉત્સવ પ્રત્યેક મોટા શહેરોમાં ઊજવવામાં આવ્યો હતો, પણ આ પરિષદે—ટાગોરના જન્મસ્થાન જોડાસાંકોમાં જઈને ભર્યું. ગુજરાતી સાહિત્ય પરિષદને પણ છેલ્લાં દસ વર્ષમાં બહાર ફરવાની ટેવ પડી હતી. કલકત્તા, દિલ્હી વગેરે શહેરોના ગુજરાતીભાષી ભાઈ–બહેનોએ તે અંગે પ્રેરણા આપી હતી. પણ આ ગાંધીશતાબ્દી વર્ષમાં એની નજર આ જિલ્લા તરફ હતી. ગાંધીજીનું જન્મસ્થાન એ કાંઈ કોઈ મુકરર કરેલી જગ્યા નથી—જે સ્થળે કોઈ શુભ ભાવનાનો ઉદય થાય ત્યાં ગાંધીજીનું જન્મસ્થાન આપણે કલ્પી લેવું જોઈએ, એની શતાબ્દી માટે પણ બેસી રહેવાની જરૂર નથી—જ્યારે પણ શુભ ભાવનાનો ઉદય થાય ત્યારે એમનો જન્મ છે.

પણ આપણું સદ્‌ભાગ્ય છે કે ગયે વખતે આપણે ભારતની રાજધાનીમાં જઈ શક્યા અને આ વખતે ભારતની હૃદયધાની ગાંધીભૂમિ—એમની જન્મભૂમિ ત્યાં આપણે સૌ મળ્યા છીએ. હવે જે કામો કરવાનાં છે તેમાં—એ બેનો પરસ્પર સંબંધ એ એની વ્યાખ્યા કરવી સહેલી નથી. ભાષા મારફત અનેક વહેવારો ચાલે છે. પણ એમાં પ્રતિભાશાળી સર્જક–કળાકાર ઉપયોગ કરે છે, એ ભાષાની એક મુખ્ય પ્રવૃત્તિ છે. વિવેચન એની એક બીજી પ્રવૃત્તિ છે, સાહિત્યવિદ્યા એને કહે છે. સાહિત્યવિદ્યા એ બધી વિદ્યાઓનો નીચોડ છે. આ બધું કામ શબ્દના ઉપાસકો કરતા હોય છે. બન્ને વર્ગો એ જનતાની પાસે જાય છે, પોતપોતાની રીતે ભાષાનો

સંબંધ મનમા સમજી લેતાં હશે આવો સરસ પ્રસંગ આજે અહીં આ સાંપડયો છે અહીંના સૌ કાર્યકરોએ જે જહેમત ઉઠાવી અને આ પ્રસંગ યોજ્યો છે, તેને માટે આભારદર્શન તો થશે જે રીતે એમણે આ પ્રસંગને ગોઠવ્યો છે એનો આરંભ ગઈ કાલે સાંજે થયો, તે તે રીતે થયો. શોભાયાત્રા પ્રજાના હૃદયની અંદર જાણે આનંદ ચૈતન્યની લહરી ચાલી ગઈ હોય એમ લાગે છે

પરિષદના આવા જુદા જુદા સ્થળે ભરાતા અધિવેશનો પરિષદને લોકોની પાસે લઈ જાય છે. ઊંઘતા ભમરડા જેવી શાંતિ શ્રી સુન્દરમ્ આ પ્રવૃત્તિઓમાં રહીને લેશે એવો મને વિશ્વાસ છે શ્રી સુન્દરમ્ મારાથી બે વર્ષ મોટા છે હું બે વર્ષ નાનો છુ પણ શ્રી સુન્દરમ્ આ સ્થાને પદાર્પણ કરે તેની ભૂમિકારૂપ હું આ સ્થાને રહ્યો છુ

ભાઈશ્રી સુન્દરમ્, આપને હું આ કાર્ય—જે ભાર તો છે જ નહિ—પોતે જ કહ્યુ છે 'હું પુષ્પ થઈ આવીશ તારી પાસમા'. તમે આ ભાર લો એટલુ જ નહિ, પણ પરિષદને છેલ્લા દસ વર્ષમાં અનેક નવા કાર્યકરો સાંપડયા છે, હવે તેઓ જ બધો ભાર ઊંઠાવી લે તેવુ વાતાવરણ સર્જાય, બે હજારનુ જે વર્ષ ઘણુ દૂર લાગે, પણુ જે અનેક નવા તરુણો નીકળી રહ્યા છે, તેમને માટે તો એક ઉંબરો છે, બે હજારની સાલ પછી જ એમને મુખ્ય જીવન તો જીવવાનુ છે તેઓ બધા પણ આ સંસ્થાનો કાર્યભાર ઉપાડી લે અને એની પ્રેરણા ભાઈશ્રી સુન્દરમ્ પાસેથી મળે એવી પ્રાર્થના સાથે, હું ગયા અધિવેશનનો રિપોર્ટ એમના હાથમા અર્પણ કરું છું.

*

## પ્રમુખશ્રીનું પ્રવચન
### કવિશ્રી સુંદરમ્

# દર્શન

*विन्देम देवता वाचम् ।*

વહાલા બંધુઓ,

આ એક અજબ મગજવાળો કવિ એવું એવુ કવી ગયો છે કે વાણીનો વ્યવહાર કરવા બેસીએ છીએ ત્યારે એના શબ્દો, એની જ પ્રાર્થના, પુનઃ પુનઃ આપણે ઉચ્ચારેલી, આપણી સમક્ષ આવીને ઊભી રહે છે. આ વાણીદેવી, વાગ્દેવતા આપણને મળો એવી આપણી પ્રાર્થના છે.

આમ તો આપણા મુખમાં વાણી ક્યારથી આવીને બેઠેલી છે, પણ એ એના ઉત્તમોત્તમ રૂપે તો અમુક સમયે જ આપણી પાસે આવે છે ઊર્ધ્વનાં, ઉપરની સૃષ્ટિઓમાં રહેલાં બધા તત્ત્વો પોતાની મેળે, આપણી પાસે આવે છે. બેશક, આપણી પ્રાર્થના તેમને આપણા પ્રતિ પ્રેરે છે, પણ તે આપણી સાથે ક્યારે સંગમ સાધશે તેનો સમયનિર્ણય તો તે જ પોતે કરે છે. એનો સમય નથી પાકતો ત્યાંસુધી તે આપણા હાથમાથી સરકી જતી રહે છે. આપણને એ મળી ગઈ એમ માનીએ તે જ સમયે તે સરકી જતી હોય છે अविज्ञात विजानताम्. એટલે જાણે કે આપણું બધું કવેલું અ-ભણિત અ-કવિત બની રહે છે અને પાછો આરાધનાનો યજ્ઞ આપણે આદરવાનો રહે છે. થઈ ગયેલા સિદ્ધિની મઢી ઉપર આપણે આગળ વધી શકતા નથી. કારણ, હજી તો ઘણું ઘણું અ-સિદ્ધ, અ-વ્યકત, અનાકૃત પડેલું છે, બાવનની બહાર, બાવનથી ઉપર બેઠેલુ છે. એ પરાત્પરને અહીં નીચે આવવા દેવા માટે આપણને પ્રાપ્ત થયેલી વાણીને મૂક કરી દેવાની રહે છે. વિચારોના સમરાંગણ જેવા કે મહા બજાર જેવા મનને નીરવ કરવાનું રહે છે, અનેક ભાવોના કોલાહલોના આક્રોશોનો આગાર જેવા હૃદયને

શાંત કરવાનું રહે છે, અને ત્યારે પછી આપણી–ધિયઃ ને પ્રેરનાર દેવના સક્રિય બને છે–
The Transcendent acts, અનુચ્ચારિત શબ્દ આપણી પાસે આવે છે–
And the hushed heart hears the unuttered Word.

મારી સ્થિતિ કાંઈક આવી થઈ રહી છે આપની સમક્ષ કહેવા માટે જે કાંઈ વિચાર્યું હતું તે જાણે આપ્યું ન આપ્યુ ને મારી પાસેથી છિનવાઈ ગયું છે, અને જેમ જેમ વિચારતો જાઉં છુ તેમ તેમ પ્રતિક્ષણે છિનવાતુ જાય છે. ન જાને, આવતી ક્ષણે શુ થશે. એની જવાબદારી હો મારી નહિ હોય.

આપે પ્રેમપૂર્વક મને આ સ્થાન માટે બોલાવ્યો અને હું એ પ્રેમના આજ્ઞાને આધીન થઈ અહીં આવ્યો છું. મારે માટે કાર્ય કર્તવ્ય છે એવા ભાનથી આ જવાબદારી મેં સ્વીકારી છે અને જે ક્ષણથી આ જવાબદારીની લાગણી મારામાં જન્મી ત્યારથી હું કાંઈ એક નવા જન્મ જેવી સ્થિતિ અનુભવવા લાગ્યો. આપણી આ મહાન સંસ્થાના ઉગમથી માંડીને આજ સુધીની બધી ક્ષણોમાં હું જાણે કે જીવી આવ્યો, એટલું જ નહિ, જે ગુજરાતની સાંસ્કારિક ચેતનાની એકમાત્ર પ્રતિનિધિ જેવી આ સંસ્થા છે તે ગુજરાતના વ્યાપક જીવનની સાથે હું એકરસ બનવા લાગ્યો. આખુ ગુજરાત, એનું બહુરંગી અને સુસમૃદ્ધ, ભૂત અને વર્તમાન-નું જીવન, એ બધાંની અંદર જાણે લીન બની રહ્યો. આટલી મોટી પ્રાપ્તિની મે આશા રાખી ન હતી. આ સ્થાનનું ગૌરવ અને માન અનુભવતો હું રોમાંચિત તો થાઉં છું, પરંતુ આ સૂક્ષ્મ અનુભૂતિ મારે માટે અકલ્પ્ય હતી એ અનુભૂતિ એક નવું કર્તવ્ય ઊભું કરે છે.

પેલા જર્મન કવિ હોલ્ડરના શબ્દો યાદ આવે છે :

અહો કવિ, તું દોર અમોને !

પણ પ્રશ્ન થાય છે કે આ કવિ આપણને ક્યાં દોરી જશે જ્યાં આપણે, માનવમાત્રે જવાનું છે ત્યાંનું દર્શન એને હશે એ પ્રતીતિમાંથી આ પ્રાર્થના તેના પ્રતિ થાય છે. कवयः क्रान्तदर्शिनः કવિ ક્યાંક આગળ જઈને જોઈ આવતો હોય છે, સબમરીનમાંના પ્રવાસીઓ માટે પેરિસ્કોપ કામ કરતો હોય છે તેમ કવિ પાણીમાં ડૂબેલી પ્રાકૃત ચેતનાથી ક્યાંક ઊંચે ચડી દૂર સુદૂરની, સ્થૂલ ક્ષિતિજની પાછળની બીજી ભૂમિને જોઈ આવતો હોય છે. અને આ ભૂમિની ભૂગોળ, તેમ જ ખગોળ કઈ, કેવી હશે ?

આ બધી વસ્તુઓનો વિચાર કરતાં મન સ્તબ્ધ થઈ જાય છે. પણ પછી

કાંઈક આછું આછું અજવાળું દેખાવા લાગે છે. બત્રીસ પૂતળીની વાર્તાઓમાં આવતું પેલું વિક્રમ રાજાનું આસન યાદ આવે છે. એ દટાઈ ગયેલા આસનના ટેકરા ઉપર ગોવાળિયા બેસતા અને એ બેસનાર છોકરામાં વિક્રમની ચેતના પ્રગટતી, એ અપૂર્વ બુદ્ધિપ્રતિભા દાખવતો. પણ એ ચમત્કારને જોઈ, એ આસન-ને ખોદાવી તેના ઉપર જ્યારે ભોજ રાજા બેસવા ગયો ત્યારે પૂતળીઓએ તેને થંભાવી દીધો અને પૂછ્યું કે, થોભી જા, કહે, વિક્રમ જેવી તારામાં શી શી શક્તિ છે?

આ પ્રમુખસ્થાન તે આપણી સારસ્વત ચેતનાના અવતાર જેવી આ પરિષદનું વિક્રમ–આસન છે. અત્યાર સુધીનો એ આસનનો હું દ્રષ્ટા રહ્યો છું, દૂર સુદૂરથી એના ગૌરવની આભા મેં રોમાંચિત બનીને માણી છે, સાવ નજીકથી પણ એની સ્નિગ્ધતા મેં અનુભવી છે. મારું સ્થાન, મેં આ પરિષદના પ્રમુખ તરીકે આવેલી આપણી પ્રશસ્ત વિભૂતિઓના બાળક તરીકે, શિષ્ય અને સૈનિક તરીકે અનુભવ્યું છે. મારો અને એમનો અને આપણા સૌનો આ પૂર્વજ અને પૂર્વગ, પુરોહિત પુરુષો સાથેનો સંબંધ એમનાં ચિત્ત–સંતાન તરીકેનો છે. પણ એમની સંપત્તિના વારસદાર તરીકે આ કાર્યભાર આપણે માથે આવે છે, તો એ પૂર્વજો અને એમનું આ આસન આપણને વિચાર અને વાણી આપશે ધિયો યો નઃ પ્રચોદયાત્ ની પ્રાર્થના આ નવી રીતે ઉત્તરિત થશે.

આ વિચાર અને વાણી શાં હશે?

આનો વ્યવહારુ ઉકેલ તો આચાર્ય ક્ષિતિમોહન સેને કહેલા એક ટુચકા મુજબ ઘણો સહેલો ને સટ લાગે છે. એ મહાવિદ્વાનને અમે જ્યોતિસંઘમાં બોલાવી ગયેલા ત્યારે ત્યાંની બહેનો સમક્ષ પોતે શું કહેવું તેના દૃષ્ટાંત લેખે તેમણે તેમના એક પહેલવાન વિદ્યાર્થીની વાત કહેલી. એ પરણીને તેમની પાસે આવ્યો અને તેમને પૂછવા લાગ્યો કે અમારી પ્રથમ મિલનની રાત્રે હું એને મળું ત્યારે મારે શી વાત કરવી, ત્યારે તેમણે કહેલું કે, તને જે વિષય પ્રિય હોય તેની વાત કરજે. અને આ વ્યાયામશીલ નવપરિણીત યુવાન જ્યારે દીપકથી ઝગઝગતા એના શયનાગારમાં પોતાની પ્રિયતમ પત્નીને મળ્યો ત્યારે વાત ઉપાડતાં તેણે શું કહ્યું – તને પંજા લડાવતાં આવડે છે?

આપણા અત્યારના મિલનની ભૂમિકા સૌથી વિશેષ તો હું પ્રેમની અનુભવું છું અને પેલા ગુરુની આજ્ઞા મુજબ મારા પ્રિય વિષયની વાત કરવા જાઉં તો

પંજા લડાવવા જેવું પણ બને. પણ હું એવો અતિશય વ્યાયામબદ્ધ માણસ નથી. મને કવિ તરીકે અને પ્રેમી તરીકેનો મારો વ્યવહાર કરવાની રજા જો મળતી હોય તો મારી આ કવિતાને મારી મદદમા લાવું—

આજ મારુ પ્રિય જેહ તેહને
બાહુ માહિં લઈ બેસી હા રહુ,
ને અનંત મુજ પ્રીત–ગીતને
એહ કર્ણમહીં હા રટયા કરું.

આ રીતે પછી આ પરિષદ કેવી બનશે તે હું કલ્પી શકતો નથી અને પેલા વ્યાયામવીરે ગુરુની સલાહ મુજબ શું કર્યું હશે, કમલ જેવા કોમળ પોતાની પ્રિયતમાના હાથ જોયા પછી એ પંજા સાથે એનો પંજો કેવી રીતે મળ્યો હશે, એ કોમળતાએ પેલા લોખંડી કે પાષાણી પંજાને કેવી રીતે પિગળાવી દીધો હશે એ વાર્તા હજી આપણે જાણવાની રહે છે

તમારા કે મારા પંજાને હાનિ ન પહોંચે તેવી રીતે કંઈક કહેવા પ્રયત્ન કરું છું.

*

એ છે માનવ અને પ્રભુના સંબંધની કથા.

પ્રભુ જેવું કૈં છે ખરું ? એ પ્રશ્ન જ્યારે માનવને ઉત્કટ રીતે ઊઠેલો છે ત્યારે તેનો જવાબ અવશ્ય મળેલો છે. બેશક, પ્રભુ માનવને, સૌ કોઇને માટે હંમેશાં પ્રગટ નથી. नाहं प्रकाशः सर्वस्य योगमायासमावृतः ( ગીતા, ૭. ૨૫ ). પણ એ પ્રગટ થાય છે, જ્યારે અને જ્યાં એની રુચિ થાય ત્યાં, यमेवैष वृणुते तस्य विवृणुते तनूं स्वाम्. અને પછી વેદનો ઋષિ બોલી ઊઠે છે. वेदाहमेतम् पुरुषम्. કુરુક્ષેત્રમાં અર્જુનના આત્માને માટે આ મિલનની આકાંક્ષા જન્મે છે, પ્રભુનું ઐશ્વર રુપમ્ તેને જોવાની ઈચ્છા થાય છે ત્યારે તેને દિવ્ય ચક્ષુ આપી પ્રભુ પોતાનું એ રૂપ દર્શાવે છે.

પ્રભુની જેવી રીતે આત્મ–નિગૂહનની ક્રિયા છે તેવી જ રીતે આત્મ–પ્રકટનની પણ ક્રિયા છે. પ્રભુની આ દિવ્ય ચેતના વિશ્વની આવશ્યકતા પ્રમાણે, વિશ્વમાં પ્રગટ થતી રહેલી છે. આમ તો આ આખું વિશ્વ એ પોતે જ પ્રભુનું રૂપ છે, પરંતુ એ બધું યોગમાયામાં અને તેણે સર્જેલા અંધકારમાં ડૂબેલું રૂપ છે. એ

અંધકારમાં, કારાગારની કરાલ દીવાલોની અંદર, મહા મેઘલી રાતે, પ્રભુ પોતાની જ્યોતિ પ્રગટ કરે છે અને જગત સાથે તે અનેક રીતના, સર્વ રીતના સંબંધોમાં આવે છે. આ સચ્ચિદાનંદ મહાતત્ત્વ વિશ્વમાં, વિશ્વના વ્યાપારમાં પોતાના ઊર્ધ્વ સત્‌ને, ઊર્ધ્વ ચિત્‌ને, ઊર્ધ્વ દિવ્ય આનંદને અરૂપ રહીને તેમ જ સરૂપ બનીને મૂકતું રહે છે, સક્રિય કરતું રહે છે, ક્રમે ક્રમે પોતાની વધુ ને વધુ સ્થાપના કરતું રહે છે અને પોતાના વિશ્વરૂપ આવિર્ભાવને વધુ ને વધુ મૂળ દિવ્ય કોટિના રૂપ તરફ લઈ જતું રહે છે. પ્રભુ પોતાના પરમ સત્‌ને હિરણ્મય પાત્રથી ઢાંકીને બેઠેલા છે, અને માનવની પ્રાર્થના થતાં એ ઝળહળતા સુવર્ણની આંગી ઉતારીને તેની પાછળના શુદ્ધ રૂપમાં પ્રગટ થાય છે. પોતાના પરમ ચિત્‌ને — પરમ ચિતિને તે દુર્ગા અને કાલીરૂપે, સરસ્વતી અને લક્ષ્મીરૂપે જગતના વ્યવહારમાં વહેતી કરે છે અને કામાદિ ખલદલનું ભંજન કરે છે. તો વળી આ સત્‌ અને ચિત્‌ના પૂર્ણ સામર્થ્યને ધારણ કરી પોતાની શક્તિથી અસુરોનું અને દુર્જનોનું નિકંદન કરતા તે માનવના નેત્ર અને હૃદયના વિરામરૂપ રામરૂપે અને પ્રાણીમાત્રના કર્પણરૂપ મહા કૃષ્ણરૂપે પ્રગટ થાય છે. એમની દ્વારા વ્યક્ત થતા સત્યથી પૃથ્વીનું ધારણ થાય છે, એમની દ્વારા ક્રિયામય થતી શક્તિથી સપ્તતાલ અને રાવણનાં દશ શિર છેદાય છે, ટચલી અંગુલિ ઉપર ગિરિ ગોવર્ધન તોળાય છે, તો સુદર્શન ચક્રથી શિશુપાલનું મસ્તક ધરણી પર ઢળે છે અને આભમાંનો સૂર્ય આચ્છાદિત બની દિવસની રાત્રિ સર્જાય છે અને તે દ્વારા દિવ્ય હેતુ સધાય છે. અને એ પ્રભુનું 'કંદર્પ અગણિત રુચિર શુચિ છબિ'–વાળું મધુર રૂપ ભક્તના હૃદયને પરમ શાતા આપે છે, તો એ રુકિમણીના અંતરને આકર્ષતો 'ભુવનસુન્દર' અખિલસૌન્દર્ય-નિધિ કૃષ્ણ આત્મામાત્રને પોતાની રાસલીલામાં રસથી અભિસિંચિત કરે છે. માનવના અજ્ઞાન અને અહં આગળ તે લુપ્ત પણ થઈ જાય છે, તો પ્રાયશ્ચિત્તના તપોઅગ્નિ આગળ તે પાછો પ્રગટ પણ થાય છે અને માનવઅજ્ઞાનનાં સર્વ વસ્ત્રો હરી તેને પ્રકાશના વાઘા સર્જાવે છે

પરમ તત્ત્વની આવી બહુવિધ લીલા જેટલી કાવ્યમાં ગૂંથાઈ છે, તેથીયે અધિક તે સૂક્ષ્મ અનુભૂતિ અને સાધનાનો વિષય બનેલી છે. 'ધ્યાનાવસ્થિતતદ્‌ગતેન મનસા' યોગીઓ તેને જોતા રહેલા છે, તો તપ અને આરાધનાથી પુનિત બનેલાં ચક્ષુ વડે આ યોગના સાધકો તેને પ્રત્યક્ષ જોતા અને અનુભવતા પણ રહેલા છે. એવી કોઈ અનુભૂતિનું વર્ણન કરતો ભક્ત નરસૈંયો ગાઈ ઊઠે છે :

'નીરખને ગગનમાં કોણ ઘૂમી રહ્યો,'

તો મીરાં જેવાં અનેક હૃદયો ઉદ્‌ગારી ઊઠે છે :

લઇ જાય છે. લગભગ બસો પૃષ્ઠના ૧૫ સર્ગોના બનેલા બીજા પર્વમાં–બ્રહ્માંડયાત્રીનું પર્વ–શ્રી અરવિંદ આપણને વિશ્વના અનેક ગુહ્ય વાસ્તવિકતાવાળા પ્રદેશો, ઉચ્ચતમ સ્વર્ગો અને નિમ્નતમ પાતાળો અને તે સર્વથી ઉપર વિશ્વસર્જનના છેક કેન્દ્રમા બેઠેલી પરમાત્માની દિવ્ય ચેતના સુધીની વાસ્તવિકતાઓમાં લઈ જાય છે અને ત્યાંથી પછી એ મૂર્ત સાકાર બનેના બ્રહ્માંડોથી, વ્યક્ત સૃષ્ટિથી ઉપર અશ્વપતિની ગતિ શરૂ થાય છે ચૈતન્યના પ્રદેશની એક અકલ્પ્ય એવી પ્રલંબ યાત્રા બાદ અશ્વપતિ વિશ્વના મૂલતમ તત્ત્વમા પહોંચે છે અને ત્યા તેને પરમાત્માનું દર્શન થાય છે અને પછી તેમની શક્તિનુ દર્શન, તેની અનુભૂતિ, અને તેનામાં તેનો અવતાર થાય છે. આપણા પુરાણોએ પરમાત્માના પરમ સ્વરૂપ વિષ્ણુથી માંડી બીજા અનેક દેવોના વિવિધ રૂપો વર્ણવ્યા છે, એ રૂપોની સૂક્ષ્મ વાસ્તવિકતા છે જ પરંતુ શ્રી અરવિંદ આપણા આ પરિચિત નામરૂપધારી દેવો કરતાંયે વધારે સૂક્ષ્મ રીતા તથા ઊર્ધ્વ સ્વરૂપના પરમ તત્ત્વનું આપણને જે દર્શન આપે છે તેવુ દર્શન જગતના સાહિત્યમા ક્યાય અંકિત થયેલુ નથી અશ્વપતિના થયેલા એ મહાદર્શનનો પરિચય કરી આપણે પણ એ મહાદર્શન કરીએ.

સર્વ, વ્યક્તમાત્ર સૃષ્ટિથી પર રહેલા અવ્યક્તની સીમા ઉપર પહોંચવું એ કેવી તો વિરાટ ઊર્ધ્વગમનની પ્રચંડ ક્રિયા માગી લે છે અને તે પછી જ વિશ્વની આદિમ મૂળ પરમ સત્તા, પરમાત્મા આપણને પ્રત્યક્ષ થાય એ વસ્તુની ભૂમિકા પ્રથમ શ્રી અરવિંદ બાંધી આપે છે. આપણે હવે આ મહાકાવ્યના ત્રીજા પર્વમા ભગવતી પર્વમાં પહોચીએ છીએ. 'અજ્ઞેયની આરાધના'ના તેના પ્રથમ સર્ગમાં શ્રી અરવિંદ અશ્વપતિને મહાશૂન્યના ઉંબર પર મૂકી આપે છે

Alone and fronting an intangible force......
His spirit faced the adventure of the Inane.

(૩. ૧, પૃ. ૨૭૯)

અશ્વપતિ, કેવળ એકલો, કેમકે આટલી દીર્ઘતમ ગુહ્યતમ સાધનામાં એની સાથે ભૂતલનું કોઇ તત્ત્વ આવી શકે તેમ નથી, કોઈ અગ્રાહ્ય એવી શક્તિ સંમુખ ખડો છે, એનો આત્મા મહાશૂન્યની સાહસયાત્રા માટે સજ્જ બન્યો છે. અને એ મહાશૂન્યના પ્રદેશમા એ પ્રવેશે છે ત્યારે શુ બને છે? 'રૂપની કોઈ સૃષ્ટિઓ હવે તેના સાથમાં રહેતી નથી. ચિત્તની દીર્ઘતમ યાત્રા અંત પામી જાય છે, કર્મ પાછળની મહા સંકલ્પશક્તિ નિષ્ફળ નીવડી થંભી જાય છે, અવિદ્યાએ રચેલાં કમઠાણો ભાંગી પડે છે, અને આ વિશ્વને ધારણ કરતો આત્મા પણ કોઈ

તેજોમય અપૂર્ણતામાં મૂર્છિત થઇ જાય છે.' ચેતના એક નરી નકરી ભીષણ નીરવતામાં બેસી જાય છે કે જેમાંથી પછી જીવનનાં નામરૂપોનું ગૌરવ, જીવનની મધુર સવાદિતાઓ અલ્પ વસ્તુઓ બની છે, અને બધુ લુપ્ત થઈને એક સૂક્ષ્મ આનંદમય અભાવ છવાઇ જાય છે. એટલુ જ નહિ, વિશ્વના જે બ્રહ્માઓ છે તેમનાં નામરૂપો પણ હવે શેષ રહેનાં નથી. એમણે યોજેલાં અને રચેલાં સુગ્રથિત મહાન બ્રહ્માંડોથી પર થતો અશ્વપતિ આગળ વધે છે. એ બ્રહ્માંડોને એક પછી એક હાથ લઈને ભાંગીને ભુક્કા કરી નાખવામાં આવે છે.

The Demiurges lost their name and forms,
The great schemed worlds that they planned and wrought
Passed, taken and abolished one by one. (એજન)

વિશ્વમાત્રનું આમ પૂર્ણ વિસર્જન થયા પછી અશ્વપતિને હવે આ દર્શન થાય છે :

The universe removed its coloured veil,
And at the unimaginable end
Of the huge riddle of created things
Appeared the far-seen Godhead of the whole. (એજન)

વિશ્વસમસ્તના પ્રભુ ત્યાં દષ્ટિગોચર થયા. કયા ? કેવી રીતે ? વિશ્વ અત્યાર સુધી પોતાના ઉપર જે રંગીન બુરખો ધારણ કરીને બેઠેલું હતું તે હવે તેણે ઉઠાવી લીધો, અને એ આવરણની પાછળ, આ સરજાયેલી સૃષ્ટિની જે પ્રચંડ સમસ્યા છે તેના કલ્પનાતીત એવા સીમાડે ( કવિ અહીં માત્ર સૃષ્ટિના સીમાડે એમ નથી કહેતા, પણ આ સૃષ્ટિ જે આપણે માટે મહાપ્રશ્નરૂપ છે એ પ્રશ્નરૂપ સૃષ્ટિઓનો કલ્પનામા પણ ન આવે તેવો જે સીમાડો છે ત્યાં, આ સૃષ્ટિઓની છેલ્લામાં છેલ્લી અવસ્થાએ ) પ્રભુ દેખાય છે, કેવા દૂરદૂરથી નજરે પડતા –fartseen, તદ્દૂરે દૂરતમે, એ છે વિશ્વના પરમ, વિષ્ણુ, નારાયણ પણ એનું નામ પાડયા વિના જ કવિ આગળ વધે છે, કેમકે આપણે શેષશાયી વિષ્ણુના શંખ ચક્ર ગદા પદ્મ ધારનાર નાભિકમલવાળા રૂપથી પણ આગળ જઈએ છીએ, તો હવે આ પ્રભુનાં કેવા દર્શન થાય છે ?

His feet firm-based on Life's stupendous wings,
Omnipotent or lonely seer of Time,
Inward, inscrutable, with diamond gaze.

અશ્વપતિને પ્રથમ તો પરમાત્માના ચરણ દેખાય છે. એ ચરણ જીવનતત્ત્વની વિરાટ પાંખો ઉપર સુદૃઢ રીતે મંડાયેલા છે. ( વિષ્ણુને આપણે ગરુડ ઉપર, ગગનગામી મહાબલ જીવનશક્તિ ઉપર સવારી કરતા કલ્પેલા છે. પણ આ મહાતત્ત્વ એ જીવન–ગરુડની પાંખો ઉપર ઊભેલુ છે એને બેસવાની જરૂર નથી એનામાં એવી પોતાની શક્તિ છે કે આ ગતિમાન પાંખો ઉપર પણ તે દૃઢ રીતે પોતાની જાતને નિબદ્ધ રાખી શકે છે ) એમાંથી જ પ્રભુની સર્વશક્તિમત્તા વ્યક્ત થાય છે, અથવા કવિ વિકલ્પરૂપે બીજું વર્ણન આપે છે કે એ કાલના કેવળ એકમાત્ર એકએકલા દ્રષ્ટા છે. એ જો સર્વશક્તિમાન છે તો પછી એમનુ સમોવડિયું કોઈ તત્ત્વ હોઈ શકતું નથી, એટલે એ પોતે સર્જેલા કાળના એકમાત્ર દ્રષ્ટા છે, પણ તે માત્ર પોતાના જગતને આંખો માંડીને જોયા કરે છે એમ નથી. એમની દૃષ્ટિ, એમની ચેતના પોતાની અંદર પણ સ્થિર થયેલી છે, inward અને ત્યાં તેમની ભીતરમાં એ પોતે શું શું છે, શું શુ અનુભવતા છે, તો કે તે આપણને અગમ્ય છે, inscrutable. પરંતુ તે અંતઃસ્થ હોવા છતાં વિશ્વ ઉપર દૃષ્ટિ ઢાળી રહેલા છે. કેવી ? હીરકની. હીરકથી વધારે પ્રકાશમાન કોઈ બીજું સ્થૂલ તત્ત્વ નથી. એવી વેધક પ્રકાશમય દૃષ્ટિવાળા પરમાત્મા દેખાયા. અને પછી અશ્વપતિએ શું જોયું ? એ પરમાત્મા અને એમણે સર્જેલાં આ બ્રહ્માંડો એ બે વચ્ચે શો વ્યવહાર થતો હતો ?

Attracted by the unfathomable regard
The unsolved slow cycles to their fount returened
To rise again from that invisible sea. (એજન)

વિશ્વમાં ભમી રહેલાં મંદમંદ ગતિએ ચાલતાં, જેનો કોયડો હજી ઉકેલાયો નથી એવાં આ ચક્રગતિમાં ઘૂમતાં બ્રહ્માંડો પ્રભુની એ હીરકમય દ્રષ્ટિના અગાધ ભાવથી આકૃષ્ટ થયેલાં પોતાના એ મૂળ ધામમાં – પરમાત્મામાં પહોંચી રહ્યાં છે. અને ત્યાં પહોંચી તે લય પામી જતાં નથી, એ અદૃશ્ય સાગર-માંથી તે પાછાં ઊઠી આવવાનાં છે.

આમ, અશ્વપતિને પરમાત્માના દૃઢતમ ચરણ અને હીરકપ્રભ ચક્ષુનાં, એમની અગમ્ય અકલિત આંતરિકતાનાં, વિશ્વમાત્રને પોતાના તરફ ખેંચી રહેલા મહા સંકર્ષણબળનાં, અને વિશ્વમાત્રને પોતામાં લેતા અને પાછા પોતામાંથી વિસૃષ્ટ કરતાં પ્રભુના દર્શન થાય છે. પરમાત્માનું જે વ્યક્ત મૂલતમ સત્ત્વ છે તે આજ હશે ને ?

અશ્વપતિની વિશ્વયાત્રા, આમ, આ વિશ્વોના મહા સર્જકના દર્શનમાં સમાપ્ત થાય છે.

અને આ દર્શન પછી શું થાય છે? અશ્વપતિને આખુ વિશ્વ એ પરમાત્મામાં લીન થઇ જતું દેખાય છે. એક વિલક્ષણ ભવ્ય અવિચલ નીરવ શાંતિ જગત અને આત્મા બંનેને ખંખેરી નાખે છે. એક નરી નિસંગ વાસ્તવિકતા તેના આત્માની તીવ્ર શોધના ઉત્તરરૂપે તેની સામે આખરે આવીને ઊભી રહી જાય છે. એમાં કશી ક્રિયા નથી, કશી ગતિ નથી. જીવનનો પ્રશ્ન એના મૌન આગળ જીવનના હોઠ ઉપર જ થંભી જાય છે, જંપી, મરી જાય છે.

પરંતુ અશ્વપતિની યાત્રાનો અંત શું અહીં આ મૌનમા જ છે? પ્રભુ તરફથી આ જ શું છેલ્લામાં છેલ્લો ઉત્તર છે? ના. પરમ નિર્વાણ એ કાંઈ પ્રભુનો છેલ્લો શબ્દ નથી, એ કાંઈ જીવનનો અંતિમ અર્થ નથી આ મહાન અગમ્ય જગતનો અર્થ એ નથી. ના, આ પરમ શાંતિની અંદર એક પરમ શક્તિ રહેલી છે. એ શક્તિનાં દર્શન અને અનુભૂતિ હવે અશ્વપતિને થાય છે.

For one was there supreme behind the God.
A Mother Might brooded upon the world,
A Consciousness revealed its marvellous front
Transcending all that is, denying none:
Imperishable above our fallen heads
He felt a rapturous and unstumbling Force.

( ૩. ૨, પૃ. ૨૮૪ )

પ્રભુની પાછળ કોઈ બીજું પણ ઊભેલું હતું. કોણ? આખાયે જગત ઉપર એક માતૃ-મહાશક્તિ ઢળતી ઢળતી ઝૂકી રહી હતી. એ ચેતના હવે પોતાનું અદ્ભુત રૂપ અશ્વપતિને બતાવે છે. એ વસ્તુમાત્રથી પર હતી. પણ પેલી વિશ્વોને શૂન્યમાં ટાળી દેતી નિસંગ વાસ્તવિકતા કરતાં આ જુદી હતી એ કશાનો ઇનકાર કરતી ન હતી. આપણાં ઝૂકેલાં નત મસ્તકો ઉપર અશ્વપતિ અનુભવે છે કે એક અવિનાશી આનંદસભર અને સ્ખલનરહિત શક્તિ આવી રહેલી છે. (કવિ આ કાવ્યમાં 'આપણને', માનવમાત્રને પાત્ર તરીકે આ રીતે ઠેકઠેકાણે લાવતા રહે છે)

The undying Truth appeared, the enduring Power

Of all that here is made and then destroyed,
The Mother of all godheads and all strengths
Who, mediatrix, binds earth to the Supreme.

(૩. ૨, પૃ. ૨૮૫)

આ દર્શન દેતી મહા માતૃશક્તિ એ એક એવુ સત્ય છે જે કદી મૃત્યુ પામતું નથી અહીં સર્જતી અને પછી વિસર્જતી સર્વ ચીજોની પાછળની એ સ્થાયી શક્તિ છે. એ જ સર્વ દેવોની અને સર્વ બળોની માતા–જનેતા–જનની છે. એ જ પ્રભુ અને માનવી વચ્ચે મધ્યગા છે, અને પૃથ્વીને પ્રભુની સાથે સાંકળવાનું કામ એ કરે છે અને એનુ દર્શન થતા વિશ્વનો કોયડો હવે ઉકલી જાય છે. ઉપર જેને huge riddle of created things કહી હતી, unsolved slow cycles કહ્યા હતા તેનુ નિરાકરણ હવે અશ્વપતિને દેખાય છે:

The Enigma ceased that rules our nature's night.

(એજન)

આપણી પ્રકૃતિની રાત્રિ પર રાજ્ય કરતો મહાપ્રશ્ન વિરમી ગયો. હવે જે શૂન્ય આકાશો દેખાતાં હતાં તેમાં એક હૃદય ધબકતું અનુભવાય છે, ઊર્ધ્વનાં ધવલ આધ્યાત્મિક ધામોમાંથી એક પ્રખર પ્રેમ વહી આવતો અનુભવાય છે, એ આવીને અવિદ્યાના પેટાળમાં રહેલી ગ્લાનિ, શોકને ખતમ કરી દે છે, એના સ્મિતમાં વેદના વિરમી જાય છે.

A Heart was felt in the spaces wide and bare,
A burning Love from white spiritual founts
Annulled the sorrow of the ignorant depths;
Suffering was lost in her immortal smile. (એજન)

વિશ્વની મહાજનનીનું દૈવી સ્મિત અશ્વપતિને દેખાય છે, ખાલી અને નિષ્પ્રાણ દેખાતા અવકાશોની અંદર એક હૃદય દેખાય છે, આધ્યાત્મિક તત્ત્વનાં ધામોમાંથી વહી આવતો એક જ્વલંત પ્રેમ અનુભવાય છે. આમ, જે પરમ વાસ્તવિકતા જીવનના પ્રશ્નને ઠંડો કરી નાખતી હતી તેમાં એક ઉષ્મા, એક હૃદયનો ધબકાર દેખાતો થાય છે. એ સ્મિતમયી મહા જનનીનું અનંતવિધ કાર્ય કવિ વર્ણવે છે. અને અશ્વપતિનો આત્મા હવે કેવળ એને સમર્પિત થઈ જાય છે.

અને હવે એના હૃદયની કથા, અને વ્યથાની કથની શરૂ થાય છે. દૂર સુદૂર, વિશ્વના ચરમ સીમાડે પરમાત્મા દેખાયા, આ સર્વ અવકાશોને ભરતી મા ભગવતી દેખાઇ. પણ પોતે જે પૃથ્વીના પ્રતિનિધિ તરીકે અહીં આવ્યો છે અને એ પૃથ્વી માટે જે કાંઈ તેની મનીષા છે–

Her light, her bliss he asked for earth and men.

(૩, ૨, પૃ. ૨૮૭)

તેનું શું ? એનું જલતું અંતર એની પાસે આ ધા નાખી રહ્યું છે.
This was the fiery point that called her now.

(એજન, પૃ. ૩૦૨)

અખંડ ધીરજ ધારીને એ એક મૂંગી પ્રાર્થનાને પ્રભુ તરફ વહેતી રાખે છે, અને ત્યાંથી, એ પ્રભુના ખાલી વિરાટ દરબારોમાંથી જવાબ લઇને કોઇ આશાનાં પગલાં આવે છે કે નહિ તે સાંભળવાને તે આતુર બનીને બેસે છે, પ્રભુ તરફથી, મા ભગવતી તરફથી કોઈ શબ્દની રાહ જુએ છે. અને આ રાહ ક્યાંય લગી જોવાની રહી. એ બીષણ ઊર્ધ્વતાઓમાંથી કોઈ શબ્દ નથી આવતો, એ કાલાતીત ચક્ષુઓ હજી બિડાયેલાં જ છે. વરસો પર વરસો વીતે છે અને એનું હૃદય કોઈ શૂન્ય અસહાયતાના ભાર હેઠળ દબાતું રહે છે.

But from the appalling heights there stooped no voice;
The timeless lids were closed; no opening came.
A neutral helpless void oppressed the years.

(૩, ૩, પૃ. ૨૮૮)

પણ પછી એકાએક કાંઈ બને છે. એકાએક, કેમકે ઘણી વસ્તુઓ ગુહ્યની સૃષ્ટિમાં તૈયાર થતી રહી હોય છે તેની આપણી બાહ્ય ચેતનાને કશી ગતાગમ હોતી નથી. અને એ જે અનેનું કવિ વર્ણવે છે તે માત્ર કવિના નથી, કલ્પનાની સર્જત નથી, આધ્યાત્મિક જગતની એ એક મહાન, જીવંત વિરલ ક્રાંતિકારક અને સ્વાભાવિક અનુભૂતિ છે.

શું થયું ?

Then suddenly there rose a sacred stir.

પ્રલંબ પંક્તિ–પ્રવાહમાં પથરાતા રહેલા અંગ્રેજી બ્લેન્ક વર્સમાં શ્રી અરવિંદે સંભાન રીતે એક નવી શૈલી યોજી છે. એ રીતે ઘણી પંક્તિઓમાં વાક્ય કોઈ અસરકારક યોગપૂર્વક પંક્તિને અંતે જ પૂરું થઈ જતું હોય છે

એકાએક એક પુનિત સંચાર ઉત્પન્ન થયો. એ મહા શૂન્યમાં જે નિષ્પ્રાણ નીરવતા પડેલી હતી, તેમા જે એકલતા અને વિરાટ વિસ્તાર હતા તેમાં એક શબ્દ આવ્યો, કોઈ પ્રેમીજનની પદ–પગલીના જેવો કંપતો કંપતો, અને આત્માનાં અવકાશ જેને સાંભળવા આતુર બેઠેલા હતાં તેમા તે સંભળાયો

અશ્વપતિને એક અપૂર્વ અનુભૂતિ શરૂ થાય છે.

Amid the lifeless silence of the Void
In a solitude and an immensity
A sound came quivering like a loved footfall
Heard in the listening spaces of the soul;
A touch perturbed his fibres with delight.

( ૩. ૪, પૃ. ૩૦૩ )*

અનુભૂતિ ક્રમે ક્રમે વિકસતી જાય છે. પ્રથમ એક કશોક સંચાર ઊડતો દેખાય છે, પછી એક અવાજ આવે છે, પછી એક સ્પર્શ આવે છે, અને અશ્વ-પતિના શરીરના તંતુઓને આનંદનો એક ક્ષોભ આપી જાય છે. આ શું છે? આ ક્યાંથી આવે છે?

An influence had approched the mortal range,

માનવના પ્રદેશની અંદર કોઈ એક પ્રભાવક તત્ત્વ આવી રહ્યું છે, કશુંક આવે છે, આપણા નિત્યના અનુભવોની સીમામાં જે કદી આવેલું નથી એવું આ કંઈક છે એટલું સંવેદન જન્મે છે. પણ એ અમૂર્ત સંવેદન તરત જ એક મૂર્ત આકાર લે છે.

A boundless Heart was near his longing heart.

---

* આ અને એની ઉપરની એક તથા આ પાનાની પંક્તિઓ બીજો ઉલ્લેખ ન આવે ત્યાં સુધી હવે ત્રીજા પર્વના ચોથા સર્ગ— 'The vision and the Boon' માંથી છે

અત્યાર લગી અગ્નિ જેવી ઝંખનાથી ધકધકના તેના હૃદયની પાસે આવીને કોઈ નિ ગીમ હૃદય ચંપાઈ જાય છે અને તરત એક અકલ્પ્ય એવું કંઈક બને છે—

A mystic Form enveloped his earthly shape.

એક ગુહ્ય આકૃતિ આવીને અશ્વપતિના પાર્થિવ દેહને આવરી લે છે. એ કોણ છે, શું છે ? કવિ તરત જ તેનું નામ પાડી દે છે, સ્ત્રીવાચક શબ્દ વાપરીને,

All at her contact broke from silence's seal;

અત્યાર લગી મૌનના આગળામાં બીંસાઈ રહેલું તેનું આખું સ્વરૂપ એ મૌનમાંથી મુક્તિ અનુભવે છે, આત્મા અને શરીર બંને પેના (Her–મા ભગવતીના) સ્પર્શ સાથે એકરૂપ થઈ રોમાંચિત થઈ જાય છે, કોઈ અકથિત આનંદની ઝપટમાં આવી જાય છે.

Spirit and body thrilled identified,
Linked in the grasp of an unspoken joy,
Mind, members, life were merged in ecstasy.

મન, ઇન્દ્રિયો, પ્રાણ બધું આનંદઉદ્રેકમાં નિમજ્જિત થઈ જાય છે અને આ અનન્ય આનંદની ઉત્કટતા કવિ અપૂર્વ છટાથી વર્ણવે છે—

Intoxicated as with nectarous rain
His nature's passioning stretches flowed to her
Flashing with lightnings, mad with luminous wine.
All was a limitless sea that heaved to the moon.

કોઈ અમૃતની વર્ષા જાણે થઈ છે. એની પ્રકૃતિ મદમત્ત બની ગઈ છે, એ પ્રકૃતિના ધખધખતા વિસ્તારો (પ્રકૃતિનું માત્ર એકાદ અંગ નહિ, પણ જેટલા જેટલા રૂપમાં એ પ્રકૃતિ વિસ્તરીને પડેલી છે તે બધું) પ્રવાહની માફક મા ભગવતી તરફ વહેવા લાગ્યા, વીજળીઓના ઝબકારા થવા લાગ્યા, કોઈ તેજોમય મદિરાએ આવીને તેમને ગાંડા બનાવી દીધા. આખોય અશ્વપતિ, એનું તમામ એક અસીમ સાગર બનીને એ મહા ચંદ્ર તરફ ઊછળી રહ્યું. અનુભૂતિ આગળ વધે છે·

A divinising stream possessed his veins,
His body's cells awoke to spirit sense,

Each nerve became a burning thread of joy:
Tissue and flesh partook beatitude.

ઉપરથી આવતો આ સ્પર્શ એના શરીરની અંદર એક ઘણું વ્યાપક સંવેદન બની જાય છે. એ સ્પર્શ ને એક દિવ્યતા સર્જતો પ્રવાહ છે, એ ઊતરીને તેની નસોનો કબજો લે છે, એના શરીરના કોષોમાં આત્માનું ભાન જાગે છે, એનો પ્રત્યેક જ્ઞાનતંતુ આનંદથી સળગતો તંતુ બની જાય છે, એનાં મજ્જા અને માંસ પણ પરમાનંદમાં લીન થાય છે.

અને હવે તો આ દિવ્ય સર્જક પ્રવાહ શરીરથી નીચે આવેલી અવચેતન ગુહાઓમાં પણ પ્રવેશે છે:

Alight, the dun unplumbed subconscient caves
Thrilled with the prescience of her longed-for tread
And filled with flickering crests and praying tongues.
Even lost in slumber, mute, inanimate
His very body answered to her power.

પ્રકાશિત બનેલી, એ ધૂંધળી, અતાગ રહેલી અવચેતનની ગુહાઓ રોમાંચિત થઇ ઊઠી. એમને ખબર પડી ગઈ કે જે પગલાંને તે ઝંખી રહી હતી તે હવે આવી છે, એ ગુફાઓમાં અગ્નિની જ્વાલાઓ સળગવા લાગી, એ અગ્નિની જિહ્વાઓ જાણે પ્રાર્થના કરી રહી હતી. અશ્વપતિનું શરીર નિદ્રામાં ડૂબેલું હોય, મૂંગું, નિષ્પ્રાણ ઢળેલું હોય ત્યારે પણ એ મા ભગવતીની શક્તિને જવાબ વાળવા લાગ્યું.

અને આમ પોતાના સ્પર્શથી અશ્વપતિના તંતુએ તંતુને રણઝણાવી રહેલી મા ભગવતી છેવટે તેની ભીતરમાં આવીને બિરાજે છે:

The one he worshipped was within him now:

જેની તે આરાધના કરી રહ્યો હતો તે હવે તેની ભીતરમાં આવી ગઈ હતી.

દૂર દૂર, સૃષ્ટિઓની સીમાને સાવ છેડે દેખાયેલા પરમાત્મા અને તેનામાં ઊતરી આવેલા એ પરમાત્માની મહાશક્તિ મા ભગવતી. વિશ્વના એ છેડા જોડાઈ ગયા હતા. પ્રભુ માત્ર દૂર જ રહેતા નથી, દર્શન આપીને ત્યાંથી વિરમી જતા નથી, તેમની શક્તિ જ્યાં આપણે હોઈએ છીએ ત્યાં, સૃષ્ટિના દૂરતમ છેડા ઉપર

પણ આપણને મળી આવે છે, મળવા આવે છે, આપણને વીંટીને ઊભી રહે છે, આપણા રૂપને પોતાની ગોદમાં લે છે અને એથીયે આગળ વધી આપણી ભીતર આવી ત્યાં બેસે છે.

એક પરમ ઘટના બની ગઈ. વિશ્વવ્યાપક મહાસત્તા જે વિશ્વના દૂરતમ સીમાપ્રાન્તે છે તો તે માનવની નિકટતમ, તેના ભીતર સુધી આવી પહોંચનારી છે. માનવની સીમિત ચેતનાને બહાર ખેંચીને, મુક્ત કરીને તે દૂરમાં દૂર લઈ જાય છે, તો એ ચેતનાની ગીમમાં તે ઊતરી તેની અંદર પોતાનું પ્રતિષ્ઠાન પણ કરે છે.

પરંતુ આ ભગવતીનુ કાર્ય માત્ર તેની ભીતરમા ઊતરવાથી સમાપ્ત થઈ જતું નથી. એ જેટલાં અંદર આવીને રહેનારી છે તેટલાં તે બહાર પણ છે. અને અશ્વપતિના ચક્ષુ સમક્ષ પછી આ ભગવતીનું અલૌકિક સ્વરૂપ પ્રગટ થાય છે :

Flame-pure, ethereal-tressed a mighty Face
Appeared and lips moved by immortal words;

એક વિરાટ મુખ ત્યાં દેખાયું. અગ્નિની જ્વાલા જેવું તે પવિત્ર હતું, કોઈ સ્વર્ગીય કેશ તેના ઉપર ઝૂલી રહ્યા હતા અને તેના હોઠમાંથી દિવ્ય વાણી વહેવા લાગી. આ સૂક્ષ્મ અનુભૂતિને કવિ જરા વધારે યૌગિક સ્વરૂપે બનાવે છે.

A shape was seen on threshold mind, a Voice
Absolute and wise in the heart's chamber spoke:

પ્રભુ અને માનવની વચ્ચે ઉંબર જેવા આવી રહેલા મન ઉપર, મન-ઉંબર ઉપર એક આકૃતિ દેખાઈ, અને એનો એક પરમ સત્તાશીલ અને જ્ઞાનપૂર્ણ કંઠ હૃદયના મંદિરમા બોલી રહ્યો.

આ છે માનવના અને પ્રભુના મિલનની પૂર્ણાહુતિ. આપણે એ દિવ્ય કેશધારી વિરાટ મુખાકૃતિનાં દર્શન કરીને અટકીશું, અશ્વપતિની માફક તેની આરાધના કરીશું અને તેની વાણી દ્વારા પ્રભુના દિવ્ય હેતુ અને કાર્યનું શ્રવણ કરીશું.

*

આપણી આ પરિષદ, ગુજરાતની આપણી આ મહાન સંસ્થા સાઠ કરતાં વધુ વર્ષો વિતાવી ચૂકી છે. આપણા વિદ્વજ્જનોએ એને કન્યારૂપે, યુવતીરૂપે

વર્ણવી છે, એને માટે ગૃહસ્થાશ્રમની કે ચિરબ્રહ્મચર્યની કલ્પના સેવેલી છે. પણ મનુષ્યની આ પરિભાષાને વળગી રહીશું તો પછી આપણે એને માટે જરા–મરણની પરિભાષામાં પણ વાત કરવી પડશે. વાસ્તવિક રીતે તો પરિષદની ગતિ આપણા જેવા પ્રાકૃત માનવોને હાથે રચાતી રહી છે, છતાં સ્વત: તે માનુષી વસ્તુ નથી. આ પરિષદ તો આપણી સારસ્વત ચેતનાનો આવિષ્કાર છે, દિવ્ય ચૈતન્યવાળી સદા વહેતી ગતિવાળી સરસ્વતીનું આપણી વચ્ચે આ પ્રાકટ્ય, કહો કે અવતરણ છે. રણજિતરામ જેવા ભગીરથોએ એને તપ કરીને પ્રસન્ન કરી નીચે બોલાવી છે અને આપણા ગોવર્ધનરામ જેવા શિવ–શંકરોએ એને પોતાની જટામાં ઝીલી છે, અને એ પતિતપાવનીને આપણા અનેક ભગીરથો પોતપોતાના પિતૃઓના મોક્ષ માટે, પોતપોતાની ભાવનાઓની સિદ્ધિ અર્થે દોરતા રહ્યા છે. એમનાથી દોરાતી એ ભલે ગમે તે દિશામાં જતી રહી હોય, અત્રલુપ્તા સરસ્વતી જેવી તેની સ્થિતિ થઈ હોય, છતાં તે ચિરયૌવના અને શાશ્વતરૂપિણી છે. અને એ રીતે આપણી વચ્ચે તેનો આવિર્ભાવ આ નવા નવા ઉન્મેષોમાં સતત થતો રહેવાનો છે, અને આપણી 'ધિય:' ને પ્રેરતી તે ચોદયિત્રી સૂનૃતાનામ્' આપણને આપણા ઈપ્સિતતમ અને કલ્યાણતમ કર્તવ્યમાં લઈ જશે.

આ પરિષદની સિદ્ધિ–અસિદ્ધિઓનું જમા–ઉધાર પાસું ભલે ગમે તેવું હોય, અને માણસના હાથની વસ્તુમાં આમ હજી થતું જ રહેવાનું, પરંતુ એની સમગ્ર મુદ્રા જોઈશું તો જણાશે કે આપણી સારસ્વત ચેતનાની પ્રતિનિધિરૂપ એવી સંસ્થા તો આ જ એકમાત્ર છે. ગુજરાતની જે ઉત્તમોત્તમ વિભૂતિઓ છે, સર્જનના, ચિંતનના, ભાવનાત્મકતાના પ્રદેશના જે અગ્રણી પુરુષો છે તે બધા એક કે બીજી રીતે આ પરિષદ સાથે સંકળાયા છે, એમના વ્યક્તિત્વે, એમની પ્રતિભાએ, એમની શક્તિએ અહીં આવીને પોતાની કોક ઉત્તમોત્તમ અભિવ્યક્તિ આપેલી છે. આ પરિષદના રંગમંચ ઉપર, એના પ્રમુખોએ, એના અનેકવિધ વિભાગીય પ્રમુખોએ, એને નિમિત્તે સરજાયેલા અનેકાનેક નિબંધોએ જે સમૃદ્ધિ પીરસેલી છે તે જોતાં પ્રશ્ન થશે કે એવો કયો વિષય છે જેનો વિચાર આ પરિષદમાં થયેલો નથી. આપણે 'સાહિત્ય'ના નામથી આપણું કામ શરૂ કર્યું છે, પણ એ 'સાહિત્ય' તો વાણી જે જે વસ્તુને સ્પર્શી શકે છે તે વસ્તુમાત્રને પોતાના આશ્લેષમાં લેતી પ્રવૃત્તિ બની ગયું છે. આપણા સાહિત્યના પ્રશ્નો, કેળવણીના પ્રશ્નો, ભાષાના, લિપિના, પાઠ્યપુસ્તકોના પ્રશ્નો, તત્ત્વચિંતનના, લોકકલ્યાણના અને ઈશ્વરપરાયણતાના પ્રશ્નો, એમ આપણે ઘણું ઘણું વિચાર્યું છે. રમણભાઈએ એમના આઠમી પરિષદના પ્રમુખસ્થાનેથી એમના વિનોદની રીતે નોંધ્યું છે તે

મુજબ માત્ર 'પુનર્જન્મ'નો જ પ્રશ્ન પરિષદમાં વિચારવાનો બાકી રહ્યો છે !

અને આવું બધું બહુવિધ વિશ્વરૂપ ચિંતન મનન કરતાં કરતાં આપણે કર્મનો પથ પણ યથાશક્તિ ખેડ્યો છે. પરિષદે પોતાના હેતુઓનું આકલન કરતાં પોતાના કાર્યની રૂપરેખા આંકી પણ છે. એ દિશામાં એને પોતાને હાથે કેટલીક ઘણી નોંધપાત્ર સિદ્ધિઓ થઈ છે તો કેટલીક વસ્તુઓ તેની પ્રેરણાથી કોઈ ને કોઈ રીતે સધાઈ છે. દા. ત. પરિષદની પહેલી બેઠકથી જ આપણે જોડણીનો મહાપ્રશ્ન વિચારવા માંડ્યો, અને તે હવે સિદ્ધ બન્યો છે, ભલે તે કાર્ય પછી ગાંધીજીના આદેશથી ગુજરાત વિદ્યાપીઠે સિદ્ધ કર્યું. અહીં જ આપણા કાર્યક્ષેત્રનો, કાર્ય-શક્તિનો, તેની મર્યાદાનો પ્રશ્ન આપણુને સમજાવા લાગે છે. પરિષદે કાંઈક સક્રિયતા કરવી જોઈએ, પણ શું કરવું જોઈએ, એ પ્રશ્ન ફરી ફરીને ઊભો થાય છે અને ફરી ફરીને આપણે કંઈક તેનો ઉકેલ લાવવા મથીએ છીએ અને લાવીએ પણ છીએ.

જરાક ઊંડે જઈને જોઈશું તો જણાશે કે આપણે શું કરવું છે, એના કરતાં કરનાર કોણ છે એ પ્રશ્ન વધારે મહત્ત્વનો છે, એ પહેલો પ્રશ્ન છે. કાર્ય-શક્તિવાળા અને કાર્યની ભાવનાવાળા, ધગશવાળા, માણસો હશે તો તેઓ અનેક કામો કરી નાખશે. એક રણજિતરામ હતા, અને તેમણે પરિષદ ઊભી કરી એક ગાંધીજી હતા અને તેમણે જોડણીકોશ કરાવી આપ્યો. પણ અહીં બીજો મહત્ત્વનો પ્રશ્ન ઊભો થાય છે તે વ્યક્તિ અને તેની સાથે સંકળાતી સમષ્ટિનો. કોઈ પણ કાર્યને વ્યાપક કરવાને માટે સમષ્ટિને તેમાં લેવાની રહે છે. એકલા રણજિતરામ કે ગાંધીજીથી પરિષદ કે જોડણીકોશ તૈયાર ન થઈ શકે. એટલે પછી આ વ્યક્તિ પોતાની આસપાસ, પોતાના વિચાર અને ભાવના, પ્રેરણા અને આદર્શની પાછળ કેટલાકને કેવી રીતે આકર્ષી શકે છે, આમંત્રી શકે છે તેનો પ્રશ્ન ઊભો થાય છે. અને અહીં પછી માનવપ્રકૃતિ ઊભી કરી શકે તેટલી અનેકાનેક પરિસ્થિતિઓ, સારી માઠી અને હરેક રીતની ઊભી થઈ શકે છે. અને આપણે ત્યાં એવું બન્યું છે.

રણજિતરામે પરિષદનો સૂત્રપાત નાખ્યો, પણ આ પરિષદમાં ભેગા થતા આપણા સાક્ષરો કેવી રીતે હળશે મળશે અને શું શું કરશે એના પ્રશ્નો પછી ડોળા કાઢીને સામે આવવા લાગ્યા. પરિષદમાં હળતા મળતા, કરતાકારવતા સજ્જનોના હાથે કે કોઈક રીતે કંઈક એવું થયુ કે કવિ ન્હાનાલાલ સદાને માટે પરિષદથી રિસાઈ ગયા, પરિષદના વ્યવહાર માટે બંધારણની જરૂર જણાવા લાગી, પણ એ બંધારણ ઉપજાવતાં ઉપજાવતાં પરિષદને પચીસ વર્ષ લાગ્યાં અને એક ધારાશાસ્ત્રીને આપણે પરિષદના સુકાને બંધારણ બનાવવાને બેસાડીને બંધારણ બનાવ્યું. પરિષદના

એકનીસમા વર્ષે, પ્રમુખસ્થાનેથી રમણભાઈ નોંધે છે તેમ, ત્યાસુધીમા કોયડાઓનો એક મોટો ભારો પરિષ આગળ ઊભો થઇ ગયો હતો અને ૧૯૩૧ મા પરિષ ને શ્રી ભૂલાભાઈ દેસાઈના પ્રમુખપદે મળેના બંધારણીય બંધારણ પછી વળી એવુ થયુ કે આ પહેલા તો માત્ર એક કવિ–સાક્ષર તેનાથી વિમુખ થઈ ગયા હતા, અને હવે તો અનેક કવિ–સાક્ષરો આદિત મિત્રોની લગભગ આખી સૃષ્ટિ પરિષ થી વિમુખ બનવા લાગી *

વ્યક્તિ અને સમષ્ટિના મેળની વચ્ચે કાઇક વસ્તુ હજી ખૂટતી હતી બધા રણ બન્યા પછી જે મદા સક્રિય વ્યક્તિ પરિષદના રગમચ ઉપર આવી તેણે સાહિત્યજગતની સમષ્ટિ સાથે પોતાની રીતે વ્યવહાર આદર્યો અને એમા એવુ બન્યુ કે આ પહેલા જેવી રીતે કવિ ન્હાનાલાલ પરિષદથી અળગા થઈ ગયા હતા તેવી રીતે હવે આપણી એક બીજી આદરવ્યક્તિ, બળવતરાય ઠાકોર, તેનાથી અલગ બની ગયા બેશક, કવિની પેઠે એ પરિષદ પ્રતિ ઉદાસીન તો ન રહ્યા, 'પરિષ ની મુક્તિ'નો જગ તેમણે ખેલ્યો, કહો કે પ્રેર્યો અને પાર પણ પાડ્યો, પણ પરિષ ના રગમચ ઉપર તેમનુ પગનુ પછી કદી ન પડ્યુ ૧૯૩૧ પછી બીજા પચીસેક વર્ષ ગયા અને ૧૯૫૫મા નવો બધારણીય તબક્કો રચાયો બધારણમા ઇષ્ટ પરિવર્તન માગતો મોરચો નવનેહિયા સાહિત્યકારોએ ૧૯૩૬થી, અમદાવાદમા ભરાયેલા સમેલનમા ગાધીજી આવ્યા ત્યારથી માડ્યો હતો પણ

---

* એ ચોક્કસ છે કે આ પરિષ ની પાછળની નીતિ–પદ્ધતિ બદલાશે નહિ, તો ઘણાએ બહાર નીકળી જશે વધુ વધારે દાખલ જ નહિ થાય, અને બીજા કેટલાક પ્રાન્તમા થયુ છે તેમ પરિષદના ભાગલા પડી જશે

'આજે ઘણા આગેવાન તેમ જ બીજા સાક્ષરો આ પરિષદમા ભળતા નથી મુબઈમા કેટલાકોએ મને ચોખ્ખુ કહ્યુ કે "શતાબ્દીમા તો અમારે આવવુ જ જોઈએ બાકી પરિષદમા અમને હવે કશો રસ રહ્યો નથી હુ ધારુ છુ કે અમદાવાદમા ગાધીજીના પ્રમુખપણા નીચે જે બેઠક થઈ હતી, તે પછી આ જ પરિષદમા, પરિષદની આ જ બેઠકમા હુ આવી શકયો છુ, લગભગ વીસ વર્ષે. તેના ઘણા કારણોમા એક કારણ આ પણ છે કે પરિષદની કાર્યવાહી જેવી હોવી જોઈએ તેથી તદ્દન જુદી જાતની મને લાગી છે'

૨૮–૧૦–૫૫ —કાન્તિલાલ છગનલાલ પડ્યા.

[ગુજરાતી સાહિત્ય પરિષદ, ૧૯મુ સમેલન, નડિયાદના સત્કાર પ્રવચનમાથી]

એ મોરચા પરની પૂરી સક્રિયતા ૧૯૫૫ માં નડિયાદમાં, પરિષદના સુવર્ણ મહોત્સવ પ્રસંગે રચાઈ—એને પરિષદના જીવનની ખરેખર સુવર્ણઘટના કહેવી જોઈએ અને પછીનાં થોડાં વર્ષોમાં—૧૯૫૯ માં નવી શકલવાળા, બ. ક. ઠા. જે લોકશાહી—ડેમોક્રેટિક બંધારણ માટે અવાજ પુકારતા હતા તેવા બંધારણવાળી પરિષદ બની. પરિષદના બંધારણનો આ ત્રીજો તબક્કો બન્યો, અને આપણે એ પૂરા લોકશાહી બંધારણ હેઠળ કામ કરીએ છીએ, આપણી યથામતિ, યથાશક્તિ.

અત્યારે આપણે પરિષદના લગભગ ૬૪ મા વર્ષમાં છીએ અને આ દીર્ઘ કાળ દરમિયાન ભરાતા રહેલાં તેનાં અધિવેશનોના ૨૫ મા અધિવેશનમાં મળીએ છીએ. પરિષદનાં આ અધિવેશનોની આ રજતજયંતી છે. અને એવા ધન્ય પર્વે આપણે આજે જે મળીએ છીએ તેનો એક આનંદ અનુભવતા આપણે હવે ભવિષ્ય તરફ દૃષ્ટિપાત કરી શકીશું.

આ ભવિષ્યમાં આપણે અત્યારના લોકશાહીવાળા 'ડેમોક્રેટિક' બંધારણ હેઠળ છીએ છતાં એનાથી એકાદ કદમ આગળ વધાય તો વધીએ. બંધારણનો પ્રશ્ન જ્યારે અમદાવાદના સંમેલનમાં, ૧૯૩૬ માં ગાંધીજી આગળ ઊભો કરવામાં આવ્યો ત્યારે તેમણે કહેલું: 'સાહિત્ય પરિષદમાં 'ડેમોક્રસી'ના બધા નિયમો નહિ હોય...આવી સંસ્થામાં 'ડેમોક્રસી'નું ધોરણ ન ચાલે ચલાવવામાં આવે તો તે 'ડેમોક્રસી' નહિ પણ 'મોબોક્રસી' થાય.' આ વાતનું ચિંતન આપણે વધુ કરવાની જરૂર છે. ગાંધીજીએ પોતાની વાત સમજાવતાં બેન્કો અને હાઈકોર્ટોનો દાખલો આપેલો અને કહેલું કે એમાં તો એ બેન્કનો કારભાર ચલાવવાની જેમાં કાર્યશક્તિ હોય, પ્રામાણિકતા હોય, ન્યાયની જેનામાં શુદ્ધ દૃષ્ટિ હોય તે જ કાર્યની ધુરાનું વહન કરે. સાહિત્યનું જે પ્રાણરૂપ તત્ત્વ છે, સાહિત્યના જે પ્રશ્નો છે, અને જેને માટે આપણે સૌ પ્રવૃત્ત થયા છીએ તેનો નિર્ણય કોઈ બહુમતીના આધારે થઈ શકવાનો નથી એને માટે તો સાહિત્યજગતની જે ઉચ્ચતમ પ્રજ્ઞાઓ હોય એની દ્વારા પ્રવૃત્તિનું નિર્માણ થવું જોઈએ. એમની દ્વારા પ્રવૃત્તિનો આરંભ, પ્રવૃત્તિની દીક્ષા અને દિશા રચાવી જોઈએ.

અને આ કેવી રીતે બનશે? પરિષદ તે આગળ વધીને હવે ઉપનિષદ બનવી જોઈએ. આપણી સંસ્કૃતિના આદિકાળમાં જેવી રીતે વિદ્યાસંપન્ન ગુરુની પાસે બેસીને વિદ્યાર્થી તત્ત્વની પ્રાપ્તિ કરતો, ગુરુનું જ્ઞાન, ગુરુની મેધા, પ્રતિભા, ગુરુનું વ્યક્તિત્વ, એના એ નિકટતમ સંપર્કમાં આવી તેનું તે પાન કરતો, તેનાથી પુષ્ટ અને વૃદ્ધિંગત થતો, કંઈક એવી રીતે આપણી પરિષદની અંદર આપણા

પ્રતિભાશીલ સાહિત્યકારો, માત્ર સાહિત્યકારો જ નહિ, આપણી સાંસ્કારિક ચેતનાના પ્રદેશની હરકોઈ સિદ્ધ વ્યક્તિની આસપાસ તેમના નિકટતમ સંપર્કમાં પહોંચાય, તેમનું સ્નિગ્ધ સાંનિધ્ય સેવાય અને એમાંથી આપણી નવી નવી પેઢીઓ પુષ્ટ થતી જાય એવું કાંઈ થવું જોઈએ.

બેશક, આ ઉપનિષદ પહેલાના કાળના જેવી નહિ હોય. આ ગુરુઓ અને તેના શિષ્યો એક જ જગાએ ભેગા મળીને બેઠેલા હશે કે બેસશે એમ નથી. આ જે 'ઉપ' ત્વ છે તે માત્ર ભૌગોલિક નથી, પણ આંતરિક છે—અને એવા આચાર્યોની આસપાસ આપણે ભેગા થતા રહ્યા છીએ પણ. આપણી પ્રથમ પરિષદના પ્રમુખ ગોવર્ધનરામ એવા આચાર્ય હતા, કે જેમની આસપાસ આખું ગુજરાત, આપણા તે સમયના યુવાન વયના સાક્ષરો, આનંદશંકર, બળવંતરાય અને બીજા ઘણા ઘણા ગોઠવાયા હતા, આંતરિક રીતે તેમ જ બાહ્ય રીતે. અને એવી આચાર્ય પરંપરા આપણને અક્ષુણ્ણ મળેલી પણ છે. આપણી પરિષદની ઘણી ઘણી વિભૂતિઓ આનંદશંકર, બળવંતરાય, ગાંધીજી આદિની આસપાસ એમની ઉષ્મા ઝીલતું એક વિકાસશીલ વૃન્દ સરજાતું રહેલું છે.

આપણી સાહિત્ય પરિષદની પ્રવૃત્તિમાં આપણા સર્જકો, ચિંતકો, આપણા મેધાવી વ્યુત્પન્ન પુરુષોનો સંપર્ક, આપણને જે અન્યથા વ્યાપક રીતે મળતો રહે છે તે વધારે નિકટતર સાંનિધ્યમા રચાય એવું બનવુ જોઈએ. દા. ત. ગાધીજી જ્યારે અમદાવાદના ૧૯૩૬ના અધિવેશન વખતે વિષય વિચારિણીમા પોતાનું હૃદય ઠાલવતા હતા ત્યારે મેં જોયેલુ કે એ એક નાનકડી ઉપનિષદ જ બની રહી હતી. એટલુ જ નહિ, એ આખું અધિવેશન ગાંધીજીની આસપાસ ઉપનિષદ્ જેવુ બની ગયું હતું, કેમકે એમણે જનમાત્રને પોતાના હૃદયની નિકટમા નિકટ લઈ લાવા હતા. આપણા સર્વ સાહિત્યસર્જકો, તત્ત્વચિંતકો, જીવનદ્રષ્ટાઓ અને આપણા સૌની વચ્ચે એક આવો વધુ નિકટતર સંપર્ક રચાય, બંધારણની આટીઘૂંટીઓમાં ઊતર્યા વિના, આપણે એકબીજાની પડખે બેસી જઈએ, આપણા અગ્રગામી પુરુષોની આસપાસ ગોઠવાઈ જઈએ, આપણાથી એકબીજાના અંતરતમમાં જવાય તેટલા જઈએ, આપણું ઉત્તમોત્તમ બીજાને આપીને અને બીજાનું લઈએ, આપણા વ્યવહારમાં એક ઊંડું સૌહાર્દ, આહ્લાદક સૌજન્ય આવે, એક મધુર સંવાદિતા આવે, એક સઘન એવું આત્મૌપમ્ય, આત્મૈક્ય, એકરૂપતા આવે અને આપણે એક પૂર્ણ સંવાદમાં અને પૂર્ણ સત્યમાં પહોંચેલો કે પહોંચવા મથતો સાહિત્યસંઘ બની રહીએ આવી કાંઇક અભીપ્સા હું સેવું છું.

બેશક, આ બધુ બનવું સહેલું તો નથી અન્યોન્યની નિકટ જવાના, એક-

બીજાના ભીતરમાં જવાના લાભ છે તો ગેરલાભ પણ નહિ હોય એમ નથી. આપણને આવા સઘન સંપર્કમાં અન્યોન્યના માધુર્યનો અને ઔદાર્યનો અનુભવ થાય તો અન્યોન્યના કાંટાઓનો પણ અનુભવ બની શકે છે, પણ આપણે એવા જોખમ માટે તૈયાર રહીએ અને આપણી સંવાદ અને માધુર્યની, સત્ય અને સૌન્દર્યની આરાધના આગળ વધારતા રહીએ એમાં આપણા મિલનની ચરિતાર્થતા છે.

બેશક, અત્રે આપણે મળીને સાહિત્યના અને સાહિત્યસર્જનના પ્રશ્નો વિચારતા રહ્યા છીએ, પણ આપણી પ્રવૃત્તિ વિચાર અને ભાવનાના ક્ષેત્રમાં તો સાહિત્ય પૂરતી રહેલી જ નથી. આપણી સાહિત્ય પરિષદ એક વ્યાપક જીવનજાગૃતિના અંશરૂપે રચાઇ છે અને એ જ રીતે એ જાગૃતિનાં સર્વ આંદોલનો આપણે ઝીલતા રહ્યા છીએ તેમ જ આપણા તરફથી પણ નૂતન અભિનવ આંદોલનોનું સર્જન કરતા રહ્યા છીએ. અને એ રીતે આપણી ગતિ એક વિશ્વતોમુખ રૂપાળી રહેલી છે. આ વિશ્વતોમુખી રીતે આગળ વધતાં આપણે વિશ્વના પૂર્ણ સત્યનો સાક્ષાત્કાર કરી શકીશું અને એ સત્યને કલાકારને જેનું વરદાન મળેલું છે તે સૌંદર્યના સ્વાંગમાં રજૂ કરીશું.

આપણા સાહિત્યનો જગતની સાથે, જનના સાથે જે સંપર્ક હોય તેની વાત તીવ્રરૂપે આપણી વચ્ચે જ્યારથી ગાંધીજી આવ્યા ત્યારથી બનવા લાગી. ૧૯૨૦ના અધિવેશન વખતે તેમણે સાહિત્યકારોને કહેલું, 'સાહિત્ય પરિષદને હું કહું છું કે આપણા કોસ હાંકનાર જેવાના મોમાંથી અપશબ્દ કઢાવો અને નહિ તો આપણી અવનતિનું પાપ તમારે શિરે રહેશે.' અને ૧૯૩૬ના અધિવેશન વખતે પોતે જે દરિદ્રો અને રોગીઓની વચ્ચે રહેતા હતા તેમના જેવા અતિ પ્રાકૃત જનોને માટે આપણે 'સાક્ષરો' શું આપી શકીએ તેની ટહેલ નાખી હતી. આ કરુણાપૂર્ણ પુકાર ઘણો સાચો હતો. પણ જરા ઊંડા ઊતરીએ તો પ્રશ્ન આટલો સરળ અને સહેલો નથી.

આપણી અવનતિનું પાપ માત્ર સાક્ષરોને માથે જ શી રીતે આવશે? આપણા સાક્ષરોને પોતાને જ જુઓ ને? કોસ હાંકનારના અપશબ્દોની સામે હરીફાઈમાં ઊતરે એવા અપશબ્દો શું આપણાં સાક્ષરોની પાસે નથી રહ્યા? તો આપણે પૂછવું પડશે કે આ બંનેની અવનતિનું પાપ કોને માથે મૂકી શકાશે? જીવનની અવનતિ માત્ર અપશબ્દો પૂરતી જ નથી. આખું જીવન અને જગત અપ-તત્ત્વોથી ભરેલું છે. ખરી રીતે તો જગત રચાયું છે ત્યારથી દસ્યુઓ અને પણિઓ, વૃત્રો અને અસુરો, રાક્ષસો અને આતતાયીઓ પ્રગટતા રહેતા છે, એમ

આખુંયે વિશ્વ એક વિરાટ સમસ્યારૂપે રહેલું છે. એ સમસ્યાની ચાવી આખરે તો પ્રભુના હાથમાં છે.

Our life is a paradox with God for key.

('સાવિત્રી' ૧. ૪, પૃ. ૬૨)

પણ એ ચાવી હાથ આવતી નથી પ્રભુએ ક્યાંક સંતાડી પણ દીધી છે.

For the key is hid and by the Inconscient kept.

(એજન)

સંતાડીને ઠેઠ અચિત્‌ના હાથમા તે સાચવવાને આપી છે, એ અચિત્‌ની પાસેથી ચાવી મેળવવી એ જીવનનો સનાતન પ્રશ્ન છે. ભગવાન ધીરે ધીરે એ ચાવી માણસના હાથમાં આપે છે. માનવનું મન પોતાની રીતે જ્ઞાનના પ્રકાશમાં પહોંચે છે. પણ એ જ્ઞાન તેને બહુ મદદ નથી કરતું.

जानामि धर्मं न च मे प्रवृत्ति:
जानाम्यधर्मं न च मे निवृत्ति:

આ દુર્યોધનની લાચારી માનવ માત્રની છે. એકલા જ્ઞાનને, માનવમને ઉપજાવેલા જ્ઞાનને શું કરીશું ? એટલે ઋષિપત્નીને ગાવું પડ્યું,—

એ તો જ્ઞાન મને ગમતું નથી ઋષિરાય જી રે,
રૂએ બાળક માગે અંન, લાગું પાય જી રે.

અને એનો ઉકેલ એણે એ મહાજ્ઞાનીને બતાવવો પડ્યો—

જઈને જાચો જાદવરાય ભાવઠ ભાગશે રે.

આ શરીરની ક્ષુધાની વાત થઇ. પણ બીજી પણ ક્ષુધા છે.

પ્રેમરસ પાને તું મોરના પિચ્છધર,
તત્ત્વનું ટૂંપણું તુચ્છ લાગે.

જ્ઞાન અમુક વખતે ટૂંપણું થઈ જાય છે. માનવને એથીયે વધુ જીવન-પ્રતર્પક રસ જોઈએ છે. અને એ માટે પણ આપણે જાદવરાયની પાસે જવાનું રહે છે. અને ત્યાં જઈ શકીએ છીએ ત્યારે પછી એ માધવ જાદવ માનવ ઉપર કેટલો ત્રૂઠે છે તેની વાત આપણે જાણીએ છીએ. અશ્વપતિને દૂર દૂર

વિશ્વસમસ્યાને અતે દેખાયેલા પ્રભુ પોતાની પરમ શક્તિને છેક માનવની ભીતર સુધી નીચે ઉતારી દે છે અને સમસ્યાનો અત ત્યારે આવે છે

પણ આખુ જગત સમસ્યાના આ અતિમ છેડે હજી પહોચ્યુ નથી એ દિશા તરફ જવાની તેની સનાતન યાત્રા હજી પણ ચાલુ છે જગતમા પલમ પળે પલટા, પરિવર્તનોની અને ક્રાતિઓની પરપરા, વિચારો અને ભાવના અને અને કાર્યશક્તિમા પ્રચડ ઉન્મેષો આવતા રહ્યા છે અને એ રીતે આપણે સૌ આગળ વધતા તો ગયા જ છીએ આપણી સાહિત્ય પરિષદના જીવનમા છેલ્લા ૬૫ વર્ષ જોઈશુ તો જગતની અને હિદની પલટાતી પરિસ્થિતિ સાથે આપણે કેવા સકળાયેલા રહ્યા છીએ તે સહેલાઈથી દેખાઈ આવે છે

૧૯૦૫મા આપણે પરિષદના મગળાચરણ કર્યા અને એ જ અરસામા ૧૯૦૭મા સુરતમા કોન્ગ્રેસને નવો ક્રાન્તિકારી જન્મ મળ્યો ૧૯૨૦ મા અમદાવાદમા પરિષદ મળે છે અને ગાધીજીનો અસહકારનો મહાશખ ફૂકાય છે, અને બીજા દસ વર્ષમા સત્યાગ્રહનો મહાસગ્રામ મડાય છે ૧૯૩૬મા આપણે ગાધીજીને પરિષદમા લઈ આવીએ છીએ, નવા બધારણનો સકલ્પ મેલીએ છીએ ત્યા તો ૧૯૪૨મા આપણે બધા એવા મરણતોલ સ્વાતત્ર્યજગમા અટવાઈ જઈએ છીએ કે પેલા બધારણનો વિચાર કરવાની પણ ફુરસદ આપણને મળતી નથી અને આ આપણો જગ તે આખા જગતના મહાજગોનુ એક અગ જ છે જગતને માટે જાણે યુદ્ધ એ જ મહાન સિદ્ધિસાધન હોય તેમ આદિકાળથી તે લડતુ જ રહ્યુ છે जहि शत्रुम्‌નો મત્ર ભગવાનને સતત આપવો પડ્યા છે આ છેલ્લા સાઠ વર્ષમા જગતમા વિરાટ પાયા ઉપર બે મહાયુદ્ધો થયા અને એ પછી માનવે સેવેલી શાતિ એ મિથ્યા વસ્તુ હોય તેમ માનવની આસપાસ કોઈ ને કોઈ જગ ઊભો થતો જ ગયો છે

જગતની ઘણી ઘણી વસ્તુઓ, વસ્તુ માત્ર, પલટો માગી રહી છે, નવુ સર્જન માગી રહી છે અને તે માટેની મહામોઘી કિમત ચૂકવીને તે એ નવું સર્જન પામી પણ રહી છે આપણે જ્યારે જ્યારે ત્યક્ત રીતે વિચારતા થયા છીએ ત્યારે ત્યારે આપણી આસપાસ આપણને યુગપલટો, અને ક્રાતિઓ થતી દેખાઈ છે અને આજે છેલ્લા બે વિશ્વયુદ્ધો પછી, જગત એક નવી ક્રાતિના ઉબર ઉપર ઊભેલુ છે અને આ ક્રાતિ તે પહેલાની ક્રાતિઓ કરતા ઘણી જુદી અને ઘણી ઊડી છે પહેલાની ક્રાતિઓ રાજકીય હતી, આર્થિક હતી, આજની ક્રાતિઓ મૂલગામી છે માણસ જે મૂલ્યોને મૂલતમ સમજીને વળગી રહેતો હતો

સંશોધક અને વકીલ વચ્ચે આ જ તફાવત છે. વકીલ પોતાનો મુકદ્દમો પુરવાર કરવા એને બળ આપનારા પુરાવાઓને ઉપસાવે છે, એનાં સમર્થન શોધે છે, અને વિરુદ્ધ પુરાવાઓને નબળા ચીતરવાનો સબળ પ્રયત્ન કરે છે; સંશોધકને તો પ્રાપ્ત થયેલા-થતા પુરાવાઓમાંથી સત્ય તારવવાનો જ પ્રયત્ન કરવાનો હોય છે; એને તો ન્યાયમૂર્તિની જેમ પોતાની સમક્ષ રજૂ થયેલા પુરાવાઓને વિવકપુરઃસર તપાસી એમાંથી સત્ય તારવવાનું હોય છે. તારવેલું સત્ય એ સત્ય છે કે નહિ એ જોવા નીચલી અદાલતથી લઈ છેક સર-અદાલત સુધી કારવાઇ કરવાની ન્યાયતંત્રમાં જોગવાઈ છે; તો સંશોધનની દુનિયામાં તે તે વિષયમાં સંશોધકોની સુદીર્ઘ પરંપરાઓ, કાળની કોઈ સીમાના વ્યવધાન વિના, ચાલુ રહેવાની છે. સંશોધક પૂર્વગ્રહથી દૂષિત હોય તો, ત્યારે, એ 'સંશોધક' મટી 'વકીલ' બની જાય છે.

સશોધન-શોધની આ સત્ય સ્વાભાવિક વ્યાખ્યાના ઉપલક્ષ્યમાં જ મારે આજના મારા મર્યાદિત વિષયમાં પણ કાંઈક કહેવાનું છે. અહીં ઉપર સૂચવ્યા પ્રમાણે ચાર વિભાગમાં મારું વક્તવ્ય સાદર કરવાનો પ્રયત્ન કરું છું. એ રીતે પ્રથમ 'ભાષાતત્ત્વ' લઉં છું.

**૧ ભાષા સંશોધન :**

આપણી ભાષા ગુજરાતી ભાષા છે. આપણે આપણા શિક્ષણ, સાહિત્ય-લેખન, રાજ્યનો વ્યવહાર, સર્વસામાન્ય વ્યવહાર વગેરે આદાન-પ્રદાનમાં ગુજરાતી ભાષાનું છેલ્લાં સવાસો વર્ષમાં માન્ય થયેલું સ્વરૂપ સ્વીકારીને ચાલિયે છિયે. માન્ય સ્વરૂપ લેતાં આપણે એ સ્પષ્ટ રીતે સમજવાનું છે કે શિષ્ટ પુરુષો આજે લેખન અને વાણીમાં જે સ્વરૂપ પ્રયોજે છે તે આ છે. આનો અર્થ એ છે જ કે ગુજરાત-સૌરાષ્ટ્ર-કચ્છમાં પ્રવર્તતી સ્થાનિક અને નાતિગત બોલીઓની આગવી લાક્ષણિકતાઓના પાસથી એ વિમુક્ત છે. એ ખરું છે કે માન્ય ભાષા-સ્વરૂપના મૂળમાં પણ હોય છે તો કોઈ એક બોલી જ. અહીં એના ઇતિહાસમાં હું ઊંડો નહિ ઊતરું; મેં અન્યત્ર સૂચક રીતે બતાવ્યું જ છે. અહીં એટલું જ કહું કે હોપસાહેબે વાચનમાળાઓ તૈયાર કરાવી અને વ્યાકરણની પણ રચના કરી ત્યારે અમદાવાદની એ વખતની 'ગુજરાત વર્નાક્યુલર સોસાયટી'માં બેસી એ સમયની પ્રજાના લાડીલા મનોરંજક કવિ દલપતરામ ડાહ્યાભાઈ ભાષાને ચોક્કસ પ્રકારનો આકાર આપી રહ્યા હતા. 'બુદ્ધિપ્રકાશ' માસિક દ્વારા ગદ્યને ઘાટ આપ્યે જતા હતા, અનેક પદ્યો લખીને પણ ચોક્કસ માળખું સ્થાપિત કર્યે જતા હતા. એ

જમાઈ હર્ષશ્વને 'અનૂપ' દેશ – ભાગથી સુસમૃદ્ધ સુરાષ્ટ્ર બક્ષિસ આપ્યો ત્યારે આનર્ત પણ એના કબજામાં આવી જશે એમ સૂચવેલું, જે સુરાષ્ટ્ર સહિતના 'આનર્ત'નો સહેજે ખ્યાલ આપી જાય છે. પ્રો. ડોલરરાય ર. માંકડે સુરાષ્ટ્ર એ આજે જેને 'સોરઠ' કહેવામાં આવે છે તે અત્યારના જૂનાગઢ જિલ્લાનો પ્રદેશ અને આજના સૌરાષ્ટ્રનો બાકીનો ભાગ યા ઉત્તરભાગ આનર્ત એવો અભિપ્રાય આપ્યો છે તેને પણ નજર બહાર રાખી શકિયે એમ નથી. સ્થાનનો વિસ્તાર કે સંકોચ જે કાંઈ હોય, આનર્ત અને સુરાષ્ટ્રનો સંબંધ એકાત્મક જ રહ્યો છે એ સત્યને ટાળી શકાય એમ નથી. અને હકીકત તો એ છે કે ગુજરાતનો ઇતિહાસ એટલે જ સૌરાષ્ટ્રનો ઇતિહાસ. આજે પ્રાગ્-ઇતિહાસ આદ્ય-ઇતિહાસ અને ઇતિહાસના યુગોના સર્વાંગીણ ઇતિવૃત્તના મૂળમાં 'સુરાષ્ટ્ર' જ પડયો છે. પ્રાગ્-ઇતિહાસનાં કેટલાં બધાં સ્થાનો 'સુરાષ્ટ્ર'માં—આજના સૌરાષ્ટ્રમાં જાણવામાં આવ્યાં છે. સંશોધનના પ્રત્યેક ક્ષેત્રમા આમ ગુજરાતને એનું ભાથું મેળવવામાં સૌરાષ્ટ્ર પ્રાણરૂપ બની રહ્યો છે.

ગુજરાત સાહિત્ય પરિષદના જૂનાગઢમાં મળતા આ પચીસમા સંમેલનમાં 'સંશોધન'નો એક વિભાગ મને અનેક રીતે સુયોગ્ય સમઝાય છે. બેશક, સંશોધનની અહીં મર્યાદા પણ બાંધી લેવામાં આવી છે. એમાં ભાષા, ભાષા-સાહિત્ય એટલે જૂની ગુજરાતી ભાષા, ઇતિહાસ અને પુરાતત્ત્વ ઉપર જ ધ્યાન કેંદ્રિત કરવાનું છે. અહીં એક વસ્તુ તરફ સૂચન કરવું ઠીક થઈ પડશે કે સંશોધન એટલે માત્ર ઇતિહાસ અને પુરાવસ્તુઓની શોધખોળ એ એનો અત્યંત મર્યાદિત અર્થ છે. જગતનો એવો કયો વિષય નથી કે જેમાં સંશોધન–શોધખોળ કરવાની નથી. હવે તો આગળ વધી માનવ ચંદ્રની ધરતી ઉપર પહોંચી શકયો છે અને મંગળની ધરતીની પણ પ્રતિકૃતિઓ મેળવતો થયો છે; કાલે એ મંગળની ધરતી ઉપર પગ મૂકશે. ચંદ્ર અને મંગળની ધરતી ઉપર અને એના પેટાળમાં શું છે એની પણ શોધખોળ કરવાની દિશામાં માનવ આગેકૂચ કરી રહ્યો છે. સંશોધનનો ઉદ્દેશ કેવો ઉદાત્ત છે ! જે કાંઈ છે તેનું સત્ય સ્વરૂપ શોધી જનતા સમક્ષ રજૂ કરવું એ સંશોધન–શોધ. હા, એવું જરૂર બને કે જે કાંઈ શોધવામાં આવ્યું હોય તે આજે એક પ્રકારનું હોય અને ભવિષ્યમાં એનાથી ઉલટું પણ શોધી કાઢવામાં આવે. આમ બનવાનું કારણ એ જ છે કે કાર્યકર સંશોધકની સામે જે પ્રમાણો–પુરાવાઓ મોજૂદ છે તેઓના અભ્યાસનું એ ફળ રજૂ કરે છે; કાલે બીજાં સબળ પ્રમાણો–પુરાવાઓ મળે—અને દરેક વિષયમાં આ પ્રક્રિયા ચાલુ રહે જ —તેઓના આધારે તેના તે સંશોધકને પોતાના અગાઉના અભિપ્રાયો ફેરવવા પડે.

સંશોધક અને વકીલ વચ્ચે આ જ તફાવત છે. વકીલ પોતાનો મુકદ્દમો પુરવાર કરવા એને બળ આપનારા પુરાવાઓને ઉપસાવે છે, એનાં સમર્થન શોધે છે, અને વિરુદ્ધ પુરાવાઓને નબળા ચીતરવાનો સબળ પ્રયત્ન કરે છે; સંશોધકને તો પ્રાપ્ત થયેલા-થના પુરાવાઓમાંથી સત્ય તારવવાનો જ પ્રયત્ન કરવાનો હોય છે; એને તો ન્યાયમૂર્તિની જેમ પોતાની સમક્ષ રજૂ થયેલા પુરાવાઓને વિવકપુરસર તપાસી એમાંથી સત્ય તારવવાનું હોય છે. તારવેલું સત્ય એ સત્ય છે કે નહિ એ જોવા નીચલી અદાલતથી લઈ છેક સર-અદાલત સુધી કારવાઇ કરવાની ન્યાયતંત્રમાં જોગવાઈ છે; તો સંશોધનની દુનિયામાં તે તે વિષયમાં સંશોધકોની સુદીર્ઘ પરંપરાઓ, કાળની કોઈ સીમાના વ્યવધાન વિના, ચાલુ રહેવાની છે. સંશોધક પૂર્વગ્રહથી દૂષિત હોય તો, ત્યારે, એ 'સંશોધક' મટી 'વકીલ' બની જાય છે.

સંશોધન-શોધની આ સત્ય સ્વાભાવિક વ્યાખ્યાના ઉપલક્ષ્યમાં જ મારે આજના મારા મર્યાદિત વિષયમાં પણ કાંઈક કહેવાનું છે. અહીં ઉપર સૂચવ્યા પ્રમાણે ચાર વિભાગમાં મારું વક્તવ્ય સાદર કરવાનો પ્રયત્ન કરું છું. એ રીતે પ્રથમ 'ભાષાતત્ત્વ' લઉં છું.

## ૧ ભાષા સંશોધન :

આપણી ભાષા ગુજરાતી ભાષા છે. આપણે આપણા શિક્ષણ, સાહિત્ય-લેખન, રાજ્યનો વ્યવહાર, સર્વસામાન્ય વ્યવહાર વગેરે આદાન-પ્રદાનમાં ગુજરાતી ભાષાનું છેલ્લાં સવાસો વર્ષમાં માન્ય થયેલું સ્વરૂપ સ્વીકારીને ચાલિયે છિયે. માન્ય સ્વરૂપ લેતાં આપણે એ સ્પષ્ટ રીતે સમઝવાનું છે કે શિષ્ટ પુરુષો આજે લેખન અને વાણીમાં જે સ્વરૂપ પ્રયોજે છે તે આ છે. આનો અર્થ એ છે જ કે ગુજરાત-સૌરાષ્ટ્ર-કચ્છમાં પ્રવર્તતી સ્થાનિક અને જ્ઞાતિગત બોલીઓની આગવી લાક્ષણિકતાઓના પાસથી એ વિમુક્ત છે. એ ખરું છે કે માન્ય ભાષા-સ્વરૂપના મૂળમાં પણ હોય છે તો કોઈ એક બોલી જ. અહીં એના ઇતિહાસમાં હું ઊંડો નહિ ઊતરું; મેં અન્યત્ર સૂચક રીતે બતાવ્યું જ છે. અહીં એટલું જ કહું કે હોપસાહેબે વાચનમાળાઓ તૈયાર કરાવી અને વ્યાકરણની પણ રચના કરી ત્યારે અમદાવાદની એ વખતની 'ગુજરાત વર્નાક્યુલર સોસાયટી'માં બેસી એ સમયની પ્રજાના લાડીલા મનોરંજક કવિ દલપતરામ ડાહ્યાભાઈ ભાષાને ચોક્કસ પ્રકારનો આકાર આપી રહ્યા હતા. 'બુદ્ધિપ્રકાશ' માસિક દ્વારા ગદ્યને ઘાટ આપ્યે જતા હતા, અનેક પદ્યો લખીને પણ ચોક્કસ માળખું સ્થાપિત કર્યે જતા હતા. એ

જ સમયે સુરતમાં 'દાંડિયો' નામના સામયિક દ્વારા કવિ નર્મદાશંકર પણ ગદ્ય અને પદ્યને ચોક્કસ પ્રકારની સ્થિરતા આપવા પ્રયત્ન કરી રહ્યા હતા. યોગ જ એવો બન્યો કે અમદાવાદમાં શિક્ષકોને તૈયાર કરનારી મહાશાળા સ્થપાઈ અને એમાં મહીપતરામ નવલરામ વગેરે દક્ષિણ ગુજરાતમાથી આવેલા મહાશિક્ષકોને પણ હોપવાચનમાળામાં સ્વીકારાયેલા ઢાંચાની ભાષામાં તાલીમ આપવાનું થયું. પરિણામે કવિ નર્મદાશંકરનો સુરતી ઘાટ કદી વ્યાપકતા ધારણ કરી ન શકયો અને કવિ દલપતરામનો ઝાલાવાડી ઢાંચો પ્રાણરૂપ બની ગયો. આપણે એ સારી રીતે જાણિયે છિયે કે આકાશેઠકૂવાની પોળ કે લાખા પટેલની પોળના ધુરંધર નાગર વિદ્વાનોની સ્થાનિક બોલીનો કોઈ પાસ તત્કાલીન શિષ્ટ ગણાતી જતી અને ભવિષ્યમાં માન્યતાની કક્ષાએ પહોચનારી ભાષાને લાગ્યો નહિ. એક બીજું પણ વિચિત્ર બન્યું તે એ કે અમદાવાદની તાલીમી મહાશાળામાં તાલીમ પામવા આવેલાઓમાં મોટી સંખ્યા ઝાલાવાડના શિક્ષકોની જ રહ્યા કરતી હતી અને ગુજરાત–સૌરાષ્ટ્ર–કચ્છની અને મુંબઈની પણ સરકારી તેમજ ખાનગી શાળાઓમાં મોટા ભાગના શિક્ષકો ઝાલાવાડી હતા આમ જાણ્યે–અજાણ્યે તળ ઝાલાવાડની બોલીને ઉપસાટ મળ્યો અને કેંદ્રમાં ગોઠવાઈ ગઈ. એણે જરૂર પડતાં પ્રાંતીય બોલીઓમાંથી પણ શબ્દો–રૂઢિપ્રયોગો–કહેવતો જેમ લીધાં તેમ વ્યવહારની અનેકવિધતાને પહોંચી વળવા સંસ્કૃત અને અંગ્રેજી ભાષાઓમાંથી, લોકમાં છેલ્લા સાતેક સૈકાઓથી હરતા–ફરતા થઇ ચૂકેલા અરબી–ફારસી–તુર્કી અને ફિરંગી–અંગ્રેજી વગેરે ભાષાઓમાંથી પણ તત્સમ અને તદ્ભવ શબ્દોની બહોળે હાથે આયાત કરી અને વિજ્ઞાનની અનેકવિધ શાખાઓ, વર્તમાનપત્રકારત્વ, અદાલતો, તાર – ટપાલ વગેરેને લગતા વ્યવહારોને પહોંચી વળવા આયાત ચાલુ જ રાખી છે.

માન્ય ભાષાના વિષયમાં આપણને એક વાત હમેશાં મૂંઝવી રહી છે : આપણે સવાસો વર્ષથી લખતાં – વાંચતાં આવ્યાં છિયે તે ભાષા કે એનું ઉચ્ચારણ કરિયે છિયે તે ભાષા ? જો આપણે 'ભાષા' સંજ્ઞા તરફ જોઈશું તો શંકા જ રહેતી નથી કે બોલાય છે તે ' ભાષા ' છે; લેખન તો એને નોંધી રાખવાનું – ટપકાવી રાખવાનું જ માત્ર કાર્ય કરે છે. શુદ્ધ માન્ય ભાષા પણ આપણે બોલિયે છિયે તે જ પ્રમાણે લેખનમાં બતાવી શકાતી નથી બધા ઉચ્ચારણોને, વજન કે ભારને, અર્થાનુસારી ઉચ્ચ – નીચ સ્વરોચ્ચારણ, અને કેટલાક વ્યંજનોના ઉચ્ચારણોને પણ આપણે લેખનમાં કયાં બતાવી શકિયે છિયે ? બતાવવું સર્વાંગે શકય જ નથી. પછી લેખનમાં પણ વ્યવસ્થા જળવાઈ રહે એ માટે 'જોડણી'ના અમુક નિયમોને આપણે માન્યતા આપી 'એકધારાપણું' જાળવવાની દિશામાં એક

શિસ્ત સ્વીકારી છે. ઑટો યેસ્પર્સનના નીચેના શબ્દો આ વિષયમાં મને ખૂબ જ સૂચક લાગ્યા છે :

"...the spoken and heard word is the primary form for language, and of far greater importance than the secondary form used in writing (printing) and reading."

[The Philosphy of Grammar : પૃ. ૧૭]

"બોલવામાં આવેલો અને સાંભળવામાં આવેલો શબ્દ ભાષાને માટે મૌલિક રૂપ છે અને લેખન (મુદ્રણ) અને વાચનમાં વાપરવામાં આવેલા રૂપ કરતાં કયાંય મોટી મહત્તા ધરાવે છે."

અર્વાચીન ભાષાશાસ્ત્રી રૉબર્ટ હૉલના નીચેના શબ્દો પણ સમજવા જેવા છે:

"...speech is fundamental in human linguistic activity, where as writing is not. The function of writing is to give a partial representation of speech... for purposes of learning or analysis no written record of speech, even the most detailed and narrow phonetic transcription, can be more than partial."

[Introdutory Linguistics: પૃ.૩૩]

"–માનવીય ભાષાકીય પ્રવૃત્તિમાં વ્યક્ત ભાષા મૂળ વસ્તુ છે, જ્યારે લેખન નહિ. લેખનનું કામ વ્યક્ત ભાષાનું આંશિક પ્રતિનિધિત્વ આપવાનું છે, પૃથક્કરણને માટે વ્યક્ત ભાષાની લિખિત નોંધો, અરે ખૂબ જ વિગતે ભરેલો અને ધ્વનિપ્રક્રિયાને ચુસ્તપણે વળગી રહેલો વર્ણવિન્યાસ પણ આંશિકથી વધુ નથી."

આ જેટલું અંગ્રેજી વગેરે ભાષાઓને લાગુ પડે છે તેટલું જ આપણી ભાષાઓને અને બોલીઓને પણ લાગુ પડે છે. આપણા વિદ્વાનોને આ જાતની સૂઝ છેક નર્મદાશંકરના સમયથી આવવા લાગી હતી. ચોક્કસ પ્રકારનાં ઉચ્ચારણો લેખનમાં કેવી રીતે વ્યક્ત કરવાં એની પહેલી ચિંતા નર્મદાશંકરને થયેલી હતી, તો બીજી પ્રબળ ચિંતા નરસિંહરાવ દિવેટિયાને થયેલી હતી ગુજરાતી વ્યાકરણ લખવાના સબળ પ્રયત્નો પણ હોપ સાહેબના વ્યાકરણથી કાંઈક વિશિ-

ષ્ટતાએ થયેલા, પરંતુ ૧૯૪૬માં મારા તરફથી 'ગુજરાતી ક્રમિક વ્યાકરણ, ભાગ ત્રીજો' પ્રસિદ્ધ થયો ત્યાંસુધી ગુજરાતી સ્વાભાવિક ઉચ્ચારણોના વિષયમાં કોઈએ સાવધાની જરા જેટલી પણ બતાવેલી નહિ; અને છેક આજે પણ આપણાં શાળાકીય નાનાં મોટાં વ્યાકરણોમાં એ વિશે કોઈ પણ પ્રકારની ઝીણવટનાં દર્શન થતાં નથી સ્વતંત્ર પ્રયત્નોમાં ડૉ ત્ર્યંબકલાલ ન. દવે અને ભાઈશ્રી ડૉ. પ્રબોધ પંડિતને ફાળે એ માન જાય છે. આ બને વિદ્વાનો ધ્વનિપ્રક્રિયાના ઊંડાણમાં ઊતર્યા છે પ્રસંગવશાત્ આ દિશામાં મારે પણ વિશિષ્ટ રીતે ઝુકાવવાનો યોગ આવ્યો હતો અને છેક ૧૯૨૯થી આ ક્ષેત્રમાં કાંઈ અને કાંઈ મારા ગજા પ્રમાણે આપતો રહ્યો. ડૉ પ્રબોધ પંડિતનો 'ગુજરાતી ભાષાનું ધ્વનિસ્વરૂપ અને ધ્વનિપરિવર્તન' ભારે શ્રમપૂર્વક, તદ્દન અર્વાચીન પદ્ધતિએ લખેલો ગ્રંથ છે. મહાશાળાના અભ્યાસક્રમની દૃષ્ટિએ મારે 'ગુજરાતી ભાષાનો વિકાસ અને અર્વાચીન ગુજરાતી ભાષાનુ સ્વરૂપ' એ મથાળે ગ્રંથ લખવાનો પ્રસંગ આવ્યો ત્યારે સાડાચાર વર્ષ ઉપર ગુજરાતી ધ્વનિપ્રક્રિયાના વિકાસ વિશે – ખાસ કરીને સ્વરો અને વ્યંજનો વગેરે ઉચ્ચારણો કયાં સ્થાનોમાંથી કઈ ઉચ્ચારણપ્રક્રિયાથી વ્યક્ત થાય છે એ વિશે તેમજ ગુજરાતી સ્વરો અને વ્યંજનો કેવી રીતે ઊતરી આવ્યા છે એ બતાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો હતો.

ધ્વનિતંત્ર વ્યુત્પત્તિ અને વ્યાકરણ આ વિષયોમાં આપણે ત્યાં ગણ્યા ગાંઠ્યા કહી શકાય એટલા જ વિદ્વાનો છે. ડૉ હરિવલ્લભ ભાયાણી આ વિષયમાં ભારે શ્રમપૂર્વક કાર્ય કરી રહ્યા છે. ભિન્ન ભિન્ન સામયિકોમાં અવારનવાર એમના લેખો આવ્યા કરે છે. આ વર્ષે જ 'થોડોક વ્યાકરણ વિચાર' એ મથાળે ૧૩ લેખોનો સંગ્રહ છપાયો છે. તદ્દન વર્ણનાત્મક પદ્ધતિ ( descriptive method )નો જ સમાશ્રય કરી જીવંત ગુજરાતી ભાષાને જોવાનો એમનો પ્રયત્ન છે. પૃથ્વી ઉપરની પ્રાચીન ભાષાઓમાંથી સ્વલ્પ ભાષાઓને પોતાને વ્યાકરણ છે. સંસ્કૃત ભાષા એક જ સમૃદ્ધ ભાષા છે કે જેને માત્ર વર્ણનાત્મક પદ્ધતિએ મહર્ષિ પાણિનિએ વ્યાકરણમાં સખત રીતે જકડી લીધી છે. આમાં ભાષાની પરંપરા જોવાનો પ્રયત્ન નથી હોતો; કાને જે સંભળાય છે અને એના જ બળે જે લિપિસ્થ થયું હોય છે તે જ સ્વરૂપના બંધારણના પૃથક્કરણનો કોઈ પણ પ્રકારના પૂર્વગ્રહ વિનાનો આ પ્રયત્ન હોય છે. એમાં બીજી ભાષાઓનો — એક કુળની કે ભિન્ન કુળની કે પોતાની સાથે લોહીથી બંધાયેલી બોલીઓનો પણ —'બોલી' તરીકે સ્વીકાર નથી હોતો. ભાષાઓમાં બોલીઓનાં તત્ત્વો ન સ્વીકારવામાં આવે એવું કાંઈ નથી હોતું; પરંતુ એ સ્વીકાર 'વિકલ્પ' તરીકે

સૂચિત હોય છે, જે વપરાશથી માન્ય કોટિમાં આવી ગયો હોય છે. આપણે ત્યાંનાં છેક હોપ સાહેબથી લઈને લખાયેલાં વ્યાકરણો, એ અપવાદે, બધાં વિવરણાત્મક છે. અપવાદ તે કમળાશંકર ત્રિવેદીનું 'બૃહદ્વ્યાકરણ' અને મારું 'ગુજરાતી ભાષાશાસ્ત્ર – ગ્રંથ ૩ જા'માંનું 'પારંપરિક વ્યાકરણ' આપણાં વિવરણાત્મક વ્યાકરણો સંસ્કૃત વ્યાકરણો અને અંગ્રેજી વ્યાકરણોના સંમિશ્રણ જેવાં જ રહ્યાં છે. સંસ્કૃત ભાષાના તત્સમ શબ્દોનો ગુજરાતી ભાષામાં છેલ્લાં આઠમો વર્ષોથી ઉપયોગ થયા જ કર્યો છે એટલે એ શબ્દો માટે પણ શબ્દ-સિદ્ધિ – સંધિ – કૃત્પ્રત્યયો – તદ્ધિત પ્રત્યયો – સમાસો – પૂર્વગો – ઉપસર્ગો આ બધાનો વિચાર આપણાં વ્યાકરણોમાં થયા કર્યો છે. આપણાં વ્યાકરણો ભારોભાર આમ સંસ્કૃતપ્રચુર બની ગયાં હોય છે. આમાં અરબી – ફારસી – શબ્દોની પણ સારી સંખ્યા સ્વીકારવામાં આવેલી એ વિશે પણ જરૂરી મીમાંસા આપણાં વ્યા-કરણોમાં હોય જ છે, તો પછી અંગ્રેજી શબ્દસિદ્ધિથી આપણે શા માટે દૂર છિયે ? આ પ્રશ્ન જ આપણને એવી દિશા તરફ લઈ જાય છે કે કાંઈ ઉછીના તરીકે સીધે સીધું આવ્યું છે તે તત્સમ છે અને ગુજરાતી વ્યાકરણોમાં તત્સમશબ્દ-સિદ્ધિ વગેરેની ધાંધલમાં નહિ પડવું જોઇયે. ગુજરાતી ભાષાનું માળખું ચોક્કસ પ્રકારનું છે. બહાર આજુબાજુ ક્યાંય ધ્યાન આપ્યા સિવાય જેટલું ગુજરાતી છે તેટલું જ વિચારવામાં આવે અને ઉછીકા તત્ત્વ પાછળ 'એ ઉછીનું છે' એટલા જ્ઞાનથી વધુ જ્ઞાનની જરૂર ન ગણવામાં આવે તો વધુ ચોકસાઇથી ગુજ-રાતી ભાષાના વ્યાકરણ વિશે વિચાર થઇ શકે ડૉ. ભાયાણી આ રીતે ભાષાને જોવાનો પ્રયત્ન કરે છે. પેનસિલ્વાનિયા યુનિવર્સિટી – અમેરિકાના એક નવજુવાન ભાષાતત્ત્વસંશોધક ડૉ. જ્યૉર્જ કાર્ડોનાએ ૧૯૬૭ના વર્ષમાં, એ પૂર્વે એક વર્ષ ઉપરના ગુજરાતના એમના પ્રવાસના ફલસ્વરૂપે, 'ગુજરાતી ભાષાનું સંદર્ભ વ્યાકરણ' તૈયાર કરી આપ્યું છે તેમાં પણ આજની અભિનવ દૃષ્ટિથી વર્તમાન ભાષાને જોવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. વિદેશી વિદ્વાન હોવાને કારણે 'માન્ય ભાષા'નું તાત્ત્વિક સ્વરૂપ કેવું છે એનું ઊંડાણ એમને ન લાધે એ ખરું, આમ છતાં એમનો અભિગમ સૂચક કોટિનો છે. આ સપ્તાહમાં જ બે દિવસ ઉપર જ મારા તરફથી મહાશાળાના અભ્યાસક્રમને લક્ષ્યમાં રાખી 'ગુજરાતી માન્ય ભાષાનું લઘુ વ્યાકરણ' બહાર આવ્યું છે. આમાં તત્સમ સંસ્કૃત – અરબી ફારસી વગેરે વિશે અનિવાર્ય રીતે લખવું પડ્યું છે, આમ છતાં શુદ્ધ ગુજરાતી પ્રકરણોમાં ચુસ્ત રીતે, જેને હું મારો ભાષાને યથાર્થ રીતે સમઝવાનો ગાળો ગણું છું તે ગાળામાં સમઝાયેલા ગુજરાતી ભાષાના માન્ય સ્વરૂપની મીમાંસાને વળગી રહેવાનો મારો આશય છે. માન્ય ભાષાનુ સજીવ મૂર્ત સ્વરૂપ શું છે એ

બતાવવાનો આ મારો પ્રયત્ન છે. આશય ઉચ્ચારણને લિપિબદ્ધ કરવાનો એમાં મેં ખ્યાલ રાખ્યો છે. સ્વરોનાં અને વ્યંજનોનાં એકબીજાથી અવ્યભિચરિત ઉચ્ચારણો વ્યક્ત કરવામાં સાવધાની લેવામાં આવી છે

ગુજરાતી માન્ય ભાષા અને એની સાથે લોહીના સંબંધથી જોડાયેલી અને હજી સુધીયે સચવાઈ રહેલી ભિન્ન ભિન્ન પ્રાદેશિક બોલીઓ તેમજ જ્ઞાતીય બોલીઓના સ્વરૂપ વિશે શાસ્ત્રીય વિચારણા હજી સુધી થઇ નથી. બોલીઓને વિચારવાનો સબળ પ્રયત્ન તો સાઠેક વર્ષ ઉપર ડૉ. ગ્રિયર્સને સમગ્ર ભારતવર્ષની ભાષાઓ અને બોલીઓનો ભારે સબળ અભ્યાસ એમના ભારત વર્ષની ભાષાકીય મોજણીના ૧૯ ગ્રંથોમાં આપ્યો તે સૌથી પહેલો પ્રયત્ન છે. એમાં ગુજરાતી ભાષા અને એની સાથે સંબંધ રાખતી બોલીઓના નમૂના આપી કેટલોક ખ્યાલ આપવામાં આવ્યો. એમણે મેળવેલા નમૂનાઓ ઉપર જ એમનો આધાર હતો એટલે હૂબહૂ નમૂનાઓ તો એ ન જ કહી શકાય. આમ છતાં એમાં ઘણું ભાથું એકઠું થયેલું છે. ગુજરાતી ભાષા અને એનો સંબંધ ધરાવતી પ્રાદેશિક અને જ્ઞાતીય બોલીઓની વ્યવસ્થિત મોજણી હાથ ધરી શકાય ? ડૉ. ત્ર્યંબકલાલ ન. દવેએ આની યોજના વિચારી હતી અને એમની નોંધોના બળ ઉપર મારા તરફથી એક પ્રશ્નાવલી તૈયાર કરીને ગુજરાત સંશોધન મંડળ—અમદાવાદ તરફથી પ્રસિદ્ધ કરવામાં આવી હતી. ગુજરાત રાજ્ય પાસેથી એ કાર્યને માટે દેણગી મેળવવામાં સફળતા મળી હોત તો ? હકીકતે તો આ રાજ્ય સરકારનું જ કામ છે, વ્યક્તિ કે કોઈ એક સંસ્થા એકલી આ કામને પહોંચી વળે નહિ જ. વારુ, આવો મોજણી કરવાનો પ્રયત્ન શા માટે કરવો જોઇયે ? એના જવાબમાં એક તો ઐતિહાસિક કારણ છે : ભિન્ન ભિન્ન પ્રદેશોમા અને જ્ઞાતિઓમાં મળતો બોલીભેદ ભૌતિક કારણો પણ ધરાવે છે. ગુજરાત—સૌરાષ્ટ્ર—કચ્છની વસ્તી ઘણા જૂના સમયથી બહારથી આવ્યા કરી છે. આ બોલીઓના બળ ઉપર ત્યાં ત્યાંની વસ્તી તેમજ જ્ઞાતિઓનો બહારનાક્યા પ્રદેશો સાથે સંબંધ છે એ શોધી આપવામાં સહાયક થઈ પડાય. બીજું એ કે તે તે બોલી પાસે ચોક્કસ પ્રકારના શબ્દો-રૂઢિપ્રયોગો—કહેવતો વગેરે છે, જે માન્ય ગુજરાતી ભાષાની સમૃદ્ધિને માટે ખૂબ જ ઉપયોગી થઈ પડે એમ છે. પ્રાથમિક માધ્યમિક અને ઉચ્ચ શિક્ષણના સબળ પ્રસારને કારણે ભણેલા વ્યક્તિ પોતપોતાની બોલીઓનાં તેજસ્વી તત્ત્વો પણ ગુમાવતી જાય છે. અને અક્ષરજ્ઞાન દેશવ્યાપી બની જતાં પછી માન્ય ભાષા જ પ્રભુત્વ સર્વત્ર જમાવી ચૂકી હશે, ત્યારે બોલીઓ પાસેની સમૃદ્ધ મૂડી અદશ્ય થઈ ચૂકી હશે.

ડૉ. ત્ર્યંબકલાલ દવેનો 'સ્વાધ્યાય' ( સં. ૨૦૨૦-૨૧ સને ૧૯૬૪ ) ના ( ૩ જા અંકમાં ) 'બોલી અને બોલીવિજ્ઞાન' આ વિશે પ્રસિદ્ધ થયેલો લેખ આ દિશામાં કામ કરનારાઓ માટે સારું માર્ગદર્શન પૂરું પાડે એમ છે. વ્યક્તિગત બોલીઓના વિષયમાં આપણે ત્યાં છૂટાછવાયા પ્રયત્ન થયા છે. વાઘેરોની બોલી ઉપર ડૉ. દવેના માર્ગદર્શન નીચે એક અધ્યાપકે પ્રયત્ન કર્યો છે. મારા માર્ગદર્શન નીચે મોડાસા કૉલેજના હિંદીના અધ્યાપક ડૉ. લાલશંકર કું. જોશીએ ડુંગરપુર-વાંસવાડાની 'વાગડી' બોલી ઉપર સુવ્યવસ્થિત મહાનિબંધ લખ્યો છે બીજા બીજા પ્રયત્નો પણ ચાલુ છે, પરંતુ આમ કર્યે વર્ષો નીકળી જવાનાં. ગુજરાત પાસે આ દિશામાં ધ્યાન આપી શકે તેવી પાંચ યુનિવર્સિટીઓ છે. હવે તો ગુજરાત પાસે સુવ્યવસ્થિત કાર્ય કરી શકે તેવા ભાષાતત્ત્વજ્ઞો પણ છે. તે તે યુનિવર્સિટી પોતાના કાર્યપ્રદેશને જ પસંદ કરી આ દિશામાં સરળતાથી આગળ વધી શકે. મારી પાસે ડૉ. ત્ર્યંબકલાલ દવેએ સિદ્ધ કરેલી પદ્ધતિની મદદથી તૈયાર કરેલી 'પ્રશ્નાવલી' તૈયાર છે. મારા તરફથી સમગ્ર ગુજરાત સૌરાષ્ટ્ર કચ્છ અને સરહદના પ્રદેશોને ૧૦૮ વિભાગમાં કરી નાખવામા આવ્યા છે તેવો નકશો પણ તૈયાર કરવામાં આવ્યો છે. સૂચિત સ્થાનો ઉપર જઈ સૂચના પ્રમાણે વ્યવસ્થિત નોંધણી તેમજ જરૂરી ટેપ-રેકૉર્ડિંગ કરવામાં આવે તો પૂરતી સામગ્રી મળી રહે. પછી તો માત્ર ચાર નિષ્ણાતોની સમિતિ જ પૂરતી છે.

આમ આપણે ભાષા વિશે કરવાનાં કામોમાં ગુજરાતી માન્ય ધ્વનિઓ અને બોલીગત ધ્વનિઓનો અભ્યાસ, ભાષા અને તે તે બોલીનાં વ્યવસ્થિત પારંપરિક તુલનાત્મક અને વિવરણાત્મક વ્યાકરણો, અને માન્ય ભાષા તેમજ બોલીઓનો ઉદાહરણો-પ્રયોગો સાથેનો સંદર્ભકોશ એ મુખ્ય વસ્તુ છે, જેને માટે ભાષા અને બોલીઓની મોજણી એ પ્રાથમિક કાર્ય છે.

વિદ્વાનોમાં મતભેદ છે. મારા મનમાં એ વિશે કોઈ સંદેહ નથી. એ વિશાળ દેશ જ ગુર્જર દેશ હતો. અને 'ગૌર્જર અપભ્રંશ' હોવાનું ચૌલુક્યોની સાથે વૈમનસ્ય ધરાવનારા ધારાના ભોજે જ કહેલુ હોઈ એ નામની પ્રામાણિકતા સંદેહાતીત છે. કર્નલ ટૉડે રાજપુતાનાનું નામ 'રાજસ્થાન' આપ્યુ એના ઉપરથી ગ્રિયર્સને એ ભૂભાગના ભાષાકુટુંબનું નામ 'રાજસ્થાની ભાષા' આપ્યું; અને એ પ્રવાહમાં ખેંચાઇને ઇટાલિયન વિદ્વાન ડૉ. તેસ્સિતોરિએ રાજસ્થાનના ગુજરાત સહિતના પ્રદેશની જૂની ભાષાને 'જૂની પશ્ચિમી રાજસ્થાની' કહી તે ભાષા ૧૫ મી ૧૬ મી સદીમાં સાહિત્યનુ વાહન હતી, પણ સાથોસાથ એ યુગમાં જ પ્રાદેશિક ભેદો પડી ચૂકયા જ હતા. ખુદ તેસ્સિતોરિએ જ ઉપયોગમાં લીધેલી હાથપ્રતોમાંની પાંચ પ્રતોમાં 'મારવાડી સંસ્કાર' કહ્યા જ છે હકીકત તો એ છે કે ગુજરાતી મારવાડી ઢૂંઢાળી એ ત્રણે ભાષાઓની સ્પષ્ટ જુદી પડી જાય તેવી લાક્ષણિકતા ધરાવતી પ્રતો એ સમયની મળે જ છે. એનો અર્થ ખૂબ સ્પષ્ટ છે કે ૧૨ થી ૧૪મી સદી સુધીમાં એકાત્મક સ્વરૂપ ધરાવતી ભાષા ૧૫ મી સદી આસપાસ પ્રાદેશિક બોલીઓના સ્વરૂપમાં પ્રથમ જુદી પડી અને ૧૫મી સદીથી ત્યાં ત્યાં તે બોલી વિકસતાં એમાંથી ગુજરાતી અને મારવાડી ભાષાએ મોટા પ્રમાણમાં વિકાસ સાધ્યો, ઢૂંઢાળી (જેપુરી)નો વિકાસ ગ્રંથસ્થ થવાની દૃષ્ટિએ મર્યાદિત રહ્યો, પરંતુ આગળ જતા તે તે વિશાળ ભૂ-ભાગોમાં ગુજરાતી મારવાડી–મેવાડી ઢૂંઢાળી (જેપુરી) મેવાતી અહીરવટી હાડૌતી માળવી અને નિમાડી ભાષા કે બોલીઓ ત્યાં ત્યાંની લોકભાષા તરીકે વિકસી આવી. ડૉ. ઉમાશંકર જોશીએ તેસ્સિતોરિની સૂચવેલી 'જૂની પશ્ચિમી રાજસ્થાની'નું 'મારુગુર્જર' એવું નામ આપ્યું છે. હકીકતે તેસ્સિતોરિ જે 'ભૂમિકાની વાત કરે છે તે પૂર્વેનું આ બધી ભાષાઓના મૂળ મથાળારૂપ એવુ 'ઉત્તર ગૌર્જર અપભ્રંશ'નું સ્વરૂપ તેને 'મારુ-ગુર્જર'નામ મળવ એમે બેશક, આ સંજ્ઞા પણ 'પશ્ચિમી રાજસ્થાની'ની જેમ જ માની લીધેની સંજ્ઞા છે, સાચી અને ઇતિહાસપુષ્ટ સંજ્ઞા તો 'ઉત્તર ગૌર્જર અપભ્રંશ' છે સ્વ. કેશવ હ. ધ્રુવે અને એમને અનુસરી મેં પણ આ. હેમચંદ્રથી ૧૫ મી સદીના આરંભ સુધીની ભાષાને 'પ્રાચીન ગુજરાતી', જેને પં. બેચરદાસજીએ 'જૂની ગુજરાતી' કહી, અને ૧૫ મી સદીથી ૧૬ મીના પૂર્વાર્ધ સુધીની ભાષાને 'મધ્યકાલીન ગુજરાતી' કહી તે બે સંજ્ઞાઓ પણ આરોપિત માત્ર છે. જેમ પૂર્વયુગનું નામ, ઉત્તર ગૌર્જર અપભ્રંશ' છે તે પ્રમાણે 'મધ્યકાલીન ગુજરાતી'ની ઇતિહાસપુષ્ટ સંજ્ઞા 'ગુર્જર ભાખા' છે. ભાલણે એકથી વધુ સ્થાનોમાં આ સંજ્ઞાનો ઉલ્લેખ કર્યો જ છે. અને અર્વાચીન ગુજરાતી

ભાષાની; તો, પ્રેમાનંદે જ, 'આંધ્રુ' નાગદમણ ગુજરાતી ભાષા' એમ 'ગુજરાતી ભાષા' સમર્થિત કરી જ આપી છે.

છેલ્લાં આઠ વર્ષોમાં આ ભૂમિમાં જ વિપુલ પ્રમાણમાં સાહિત્ય સંરજાયું છે. 'ઉત્તર ગૌર્જર અપભ્રંશ'ની જૈન સાહિત્યકારોની સચવાઈ રહેલી વિશાળ સાહિત્યસમૃદ્ધિથી મુગ્ધ થઈ હિંદી સાહિત્યનો ઇતિહાસ લખનારા હિંદીના વિદ્વાનોએ બહુ જ આનંદથી એને 'પ્રાચીન હિંદી'થી બિરદાવેલી છે. વિચિત્રતા એ છે કે કોઈ પણ યુગમાં 'હિંદી' કહી શકાય તેવા પેટાભાષાકુળનો આ ભૂભાગ સાથે સંબંધ નથી. સરહદને કારણે અહીંરવટીમાં વ્રજભાષાની છાંટ દેખાય છે સમાન દેખાતાં બાહ્ય સ્વરૂપોને કારણે જો ભાષાનો નિર્ણય કરવો એસિયે તો ચરોતરી પાટીદાર 'ગામમેં આયા' કહે એટલે શુદ્ધ હિંદી જ કહેવું પડે! પંચમહાલમાં અને ચરોતરની લોકબોલીમાં 'મેં' અંત્યગ સાતમી વિભક્તિના અર્થનો વપરાય એટલે કાંઈ એ હિંદી થઈ જતું નથી આમ 'રાજસ્થાની સમૂહ' એ 'હિંદી સમૂહ'નો અંતર્ગત ભાગ નથી આ સત્યનું દર્શન આચાર્ય સીતારામ ચતુર્વેદી જેવાને કાંઇક થયું છે અને તેથી જ હિંદી ન તો કોઈ અપભ્રંશમાંથી કે ન તો કોઈ પ્રાકૃતમાંથી વિકસી છે, એ તો સંસ્કૃતમાંથી ઊતરી આવી છે એવો સ્પષ્ટ અભિપ્રાય આપી દીધો છે. આ પ્રશ્ન સાથે આપણને કોઈ લેવાદેવા નથી. આ વિશે 'આદિમ ગુજરાતી અને આદિમ રાજસ્થાની' મથાળા નીચે બિકાનેરથી નીકળતા 'રાજસ્થાન ભારતી'માં ગયે વર્ષે મારો એક લેખ હિંદીમાં પ્રસિદ્ધ થયેલો, તે જ અમદાવાદથી નીકળતા 'પથિક' માસિકમાં (ગયા વર્ષના ઑક્ટોબરના અંકમાં) ગુજરાતીમાં છપાયો છે.

'ગુર્જર ભાખા'થી ગુજરાતી લાક્ષણિકતાઓ પ્રબળ રીતે સ્થાપિત થઈ ચૂકી હતી ૧૫મી સદીના આરંભથી જ. જેવાં સાડા ચારસો વર્ષોનો વિશાળ સમય ગુજરાતી ભાષાના જૂના અનેક સાહિત્યપ્રકારોના વિકાસથી સમૃદ્ધ બન્યો છે અને છેવટે સો-સવાસો વર્ષોએ અંગ્રેજી સાહિત્યપ્રકારોના ઉત્તરોત્તર થતા આવતા ગાઢ પરિચયને કારણે અર્વાચીનતર ગુજરાતી ભાષાને આજના જગત્-સાહિત્યમાં પોતાના અનેક અર્વાચીન સાહિત્યપ્રકારોના ખેડાણથી યોગ્ય સ્થાન લાવી આપ્યું છે.

જૂની ગુજરાતીના સાહિત્યના પ્રકાશનની દિશામાં તેમજ એના અભ્યાસની દિશામાં વ્યવસ્થિત આરંભ તો કવિ નર્મદાશંકરને હાથે થયો પ્રેમાનંદનો

દશમસ્કંધ અને દયારામકૃત કાવ્યસંગ્રહ જેવા બે ગ્રંથો એમની પાસેથી મળ્યા. મધ્યકાલીન ભાષાસ્વરૂપના પરિચયને અભાવે અધિકૃત વાચનાઓ તો છેલ્લાં પચાસે વર્ષોની જ કહી શકાય. એ પૂર્વે હાથપ્રતોમાંથી મહત્ત્વની રચનાઓને સુધારી સંસ્કારીને, જ અને પાઠશુદ્ધિની ખાસ દરકાર રાખ્યા વિના સંપાદનો થયે જતાં હતાં. છેલ્લી અડધી સદીથી આપણે સભાન બન્યા છિયે અને અધિકૃત વાચનાઓના આગ્રહી બન્યા છિયે. ગ્રંથસંપાદનોની સાથેસાથ સામયિકોમાં પણ નાની નાની કૃતિઓ છપાયે જતી હતી. એ ઉપરના અભ્યાસો પણ છપાયે જાય છે. 'બુદ્ધિપ્રકાશ' 'સાહિત્ય' 'ગુજરાતી પત્રના દીપોત્સવાંકો' 'ફાર્બસ સભાનું ત્રૈમાસિક' વગેરે આને માટે ખૂબ જાણીતા છે મારી મોજણીમાં છેલ્લાં ચાર વર્ષોમાં નંચેના લેખો નોંધપાત્ર લાગ્યા છે કાવ્યસંપાદનોમાં ફાર્બસ ત્રૈમાસિકમાં વિશ્વનાથ જાનીની ચાતુરીઓ ( મહેંદ્ર અ. દવે ), અજ્ઞાત કવિ રામકૃષ્ણ ( મં. ર. મજમૂદાર ), ભાણદાસના અપ્રસિદ્ધ ગરબાઓ ( કે. કા. શાસ્ત્રી ), અખાના ૪૦ છપ્પા–અનુભવબિન્દુ ( ભૂપેંદ્ર ત્રિવેદી ), નરભેરામકૃત અંબરીષનાં પદો (બહેચરભાઈ પટેલ ), શિવદાસ-કૃત રૂપસેનચતુષ્પદી ( કનુભાઇ શેઠ ). 'સ્વાધ્યાય'માં છેલ્લાં છ વર્ષોમાં હીરાણંદ-કૃત વસ્તુપાલરાસ ( ૧૪૮૫–ભો. જે. સાંડેસરા ), જ્ઞાનચંદ્રની સિંહાસન–બત્રીસી ( 'અનામી' ), દિગંબર જૈન કવિઓના પાંચ અજ્ઞાત ફાગુઓ ( અગરચંદ નાહટા), અમૃતકલશ – કૃત હમ્મીરપ્રબંધ ( ભો. જે. સાંડેસરા ), હરિવિલાસ એક મધ્યકાલીન જૈનેતર ફાગુ (હ. ચુ. ભાયાણી), નેત્રમાલા (દયારામના ૪ પદો–કે. કા. શાસ્ત્રી), દેપાલકૃત જંબુસ્વામી–પંચભવચરિત્ર (૧૫૨૨ – ઉમાકાંત શાહ અને સોમાભાઈ પારેખ ), કવિ રામની બે રચનાઓ ( મં. ર. મજમૂદાર ), વૃદ્ધિવિજયકૃત ઉપદેશમાલા –બાલાવબોધ ( ઉમાકાંત શાહ ), નેમિનાથ હમચડી ( શિ. તુ જેસલપુરા ), લાવણ્યસમયનાં બે સંવાદકાવ્યો ( શિ. તુ. જેસલપુરા ), જીવણદાસનું મહીમાહાત્મ્ય ( યોગીંદ્ર ત્રિપાઠી ). આ ગાળામાં જૂની ગુજરાતી સાહિત્યને લગતા અભ્યાસલેખો પણ સારા લખાયા છે; જેવા કે ફાર્બસ ત્રૈમાસિકમાં ગુજરાતી જૈનસાહિત્ય – લેખમાળા ( હી ર. કાપડિયા ), ગુજરાતનો ભૌગોલિક પરિચય - શામળની વાર્તાઓને આધારે ( ચંદ્રકાંત પટેલ ), મધ્યકાલીન સાહિત્ય પર ભાગવતની અસર ( પંકજ વ્યાસ ), 'દયારામ ભક્ત અને પ્રણયી ( ચંદ્રકાંત ટોપીવાલા ), જૈન રાસસાહિત્ય ( અગરચંદ નાહટા), શામળ – જીવન અને કવન (જનક દવે ), વિવેકવણઝારાનો અભ્યાસ ( ચંદ્રકાંત પટેલ ), ગનીમનો પવાડો ( મહેન્દ્ર અ. દવે ), અખાની કૃતિઓમાં વ્યક્ત થતું સમાજજીવન (રમેશ રણછોડભાઇ પટેલ ), ભાલણની કાદંબરી – પૂર્વભાગ ( પાઠ-વિચારણા, નગીનદાસ ના પારેખ ), મેર પ્રજાનાં લગ્નગીતો ( હર્ષદ ત્રિવેદી ),

આખ્યાન નાટ્યાલંકાર અને કાવ્યપ્રકાર ( નગીનદાસ ના. પારેખ ), વાર્તાકાર શામળ ( સુમન શાહ ), કાશીસુત શેધજી વગેરેની કૃતિઓ ઉપરના અભ્યાસલેખો ( બહેચરભાઈ પટેલ ), વર્ણકોમાં વિહાર ( હ. ચુ. ભાયાણી) મધ્યકાલીન સાહિત્યમાં સંવાદકલા ( અનસૂયા ત્રિવેદી ); અને 'સંસ્કૃતિ' માસિકમાં ( માર્ચ ૧૯૬૭ ) પ્રેમાનંદ તત્કાલે અને આજ (જયંત કોઠારી). કાવ્યોની પણ આધિકૃત વાચનાઓ પ્રસિદ્ધ થઈ છે. આમાં ધ્યાન ખેંચનારી તો લાવણ્યસમયની રચનાઓ છે. ડૉ. ધીરજલાલ ધનજીભાઈ શાહનો 'વિમલપ્રબંધ' મહત્ત્વની હાથપ્રતોના સંવાદથી સાધેલી અધિકૃત વાચના સાથે પ્રસિદ્ધ થયો, તો ડૉ. શિવલાલ જેસલપુરાએ રંગરત્નાકર નેમિપ્રબંધ અને અલગ બીજી ગૌણ રચનાઓ પણ સંપાદિત કરી આપી છે. મારા તરફથી દયારામના હસ્તાક્ષરોમાં પ્રાપ્ત 'રસિકવલ્લભ'ની વાચનાનું સંપાદન અને અલગ રીતે એનો અભ્યાસ, પાઠ્યપુસ્તકની દૃષ્ટિએ ડૉ. જેસલપુરાને સાથે રાખી પ્રેમાનંદનાં સુદામાચરિત અને નળાખ્યાનની શાળાકીય વાચનાઓ, ડૉ. શિવલાલે એ રીતે આપેલી પ્રેમાનંદના અભિમન્યુ – આખ્યાનની અધિકૃત વાચના, શ્રી. ચૈતન્યબાળા દિવેટિયાની પ્રેમાનંદના કુંવરબાઇના મામેરાની અધિકૃત વાચના, ડૉ. ચિમનલાલ ત્રિવેદી અને કનુભાઈ શેઠ તરફથી શાલિસૂરિના વિરાટપર્વની અધિકૃત વાચના, છેલ્લે મારા તરફથી અહીં પ્રસિદ્ધ થવાનું ભાગ્ય મેળવનાં નરસિંહ મહેતાનાં રચેલાં ઝારી – વિવાહ – મામેરું – હૂંડી – હારને લગતાં 'આત્મચરિતનાં કાવ્યો', અને ભાલણની કાદંબરીના પૂર્વભાગની મારી પરિમાર્જિત આવૃત્તિ તેવી જ ઉત્તર ભાગની પહેલી આવૃત્તિ આ અઢવાડિયાનાં જ પ્રકાશનો છે.

ઘણા પૂછે છે, અને ૧૯૨૯માં મહાભારતનાં ભિન્ન ભિન્ન આખ્યાનકારોનાં હાથપ્રતોમાં મળતાં આખ્યાન – પર્વો ઉપરથી અધિકૃત વાચના તૈયાર કરવાના વિષયમાં સ્વ. હરસિદ્ધભાઈ દિવેટિયાએ મને એ જ પ્રશ્ન કરેલો કે જૂની ગુજરાતીના સંપાદન પાછળનું પ્રયોજન શું છે. એ સમયે હું હજી પહેલી પચીશીના છેલ્લા વર્ષમાં જ આવ્યો હતો. એ સમયે અને આજે પણ આ પ્રશ્નનો એક જ જવાબ છે કે ભાષાના ક્રમિક વિકાસથી સિદ્ધ થયેલી આજની ગુજરાતી ભાષાની અર્થક્ષમતાની શક્તિનો ખ્યાલ પ્રાપ્ત કરવો એ. બીજા ઉત્તરોમાં તો મધ્યકાલીન ધાર્મિક સાહિત્યે ગુજરાતની મુસ્લિમ શાસનકાળમાં અને અંધાધૂંધીના પછીનાં સમયમાં ભાંગી પડેલી પ્રજાનું આત્મબળ ટકાવી રાખવાનો પ્રબળ પુરુષાર્થ કર્યો હતો એનો પરિચય સુલભ થાય. આ જ સાહિત્યમાં ગુજરાતી પ્રજાની તત્તકાલીન સાંસ્કૃતિક પરિસ્થિતિનું – સામાજિક પરિસ્થિતિનું–

રાજકીય પરિસ્થિતિનું – એમ ભિન્ન ભિન્ન પરિસ્થિતિઓનું જ્ઞાન પણ સુલભ બની શકે. કેવળ લોકોપકારની દૃષ્ટિએ જ મધ્યકાલીન સમગ્ર સાહિત્ય સરજાયેલું છે. ચાર પુરુષાર્થો એ ભારતીય આસ્તિક પ્રજાનું લક્ષ્ય છે. આમા 'ધર્મ' નામનો પુરુષાર્થ પ્રાપ્ત કરવાને ધાર્મિક સાહિત્ય હતું, લૌકિક વાર્તાઓ પણ મર્યાદિત પ્રમાણમા ખેડાઈ, એનો આશય તો કેવળ મનોરંજન જ હતો અને એ જ કારણ છે કે એ સાહિત્ય બહુ નથી ખેડાયું. જૈન સાહિત્યકારોએ એ ખેડ્યું, પણ એને ધર્મકથાઓનું રૂપ આપી દીધું

છેલ્લા પચાસ વર્ષોમા મધ્યકાલીન સાહિત્યની અધિકૃત વાચનાઓ જરૂર પ્રકાશિત થઈ, પણ એની સંખ્યા ઓછી જ કહી શકાય. એનાં બે કારણ છે એક તો એ કે એ કામ ભારે સમય અને શ્રમ માગી લે છે, એ આ વિષયની તાલીમની પણ અપેક્ષા રાખે છે, અને એની પાછળ કરેલા શ્રમનું વળતરે નજીવુ છે. અને અત્યાર સુધી કાચાં પાકાં જે કોઈ સંપાદનો થયાં તે અન્યાન્ય સંસ્થાઓ તરફથી જ કે જેને પુસ્તકો લાંબે ગાળે ખપે તોયે નુકસાનની કોઈ ચિંતા ન હોય એ માટેની રકમો—આ એવી અનામત રકમો હોય તો એના વ્યાજ—માંથી પ્રકાશનો થયા કરે. સાહિત્ય એ તત્તકાલીન પ્રજાનું પ્રતિબિંબ છે એ ઐતિહાસિક તત્ત્વ તરફ જ સામાન્ય બેદરકારી અનુભવાય છે. નરસિંહ મહેતાના આત્મચરિતનાં જ કાવ્યો, ઉદાહરણ તરીકે, લઇયે તો એમાં નરસિંહના સમયના સમાજનું કેવું સૂચક ચિત્ર ઊપમી આવે છે! એ યુગમાં બાળલગ્ન એ અત્યંત સામાન્ય વસ્તુ હતી. ખુદ નરસિંહ મહેતાનાં પણ લગ્ન નાની ઉંમરે થયાં હતાં નરસિંહ તદ્દન રખડુ કે માત્ર સંતોમા ભટકતો જ રહેતો હશે એમ કહી શકાય એમ નથી 'ભાઈ મૂંને હરિ જોવાની ટેવ પડી' એ હારમાળાના આરંભના પદમાં 'આખા દાહાડાનો રળી ખપી આવ્યો, ભાભીએ મૂક્યું મેં પાણી' એ વાક્ય નરસિંહનું બચપણમાં પણ કાઇક કામે જવાનું સૂચવે જ છે. ભાભીના મહેણાથી નરસિંહ ઘર છોડીને તપ કરવા ગોપનાથ મંદિરમાં જાય એ પણ એના બેરોજગારપણાનું નહિ, પરંતુ કામ પર જવાનું કહી જાય છે. કામે જવા છતાં, 'રળી ખપી' આવ્યા છતાં પણ ભાભીના તરફથી તરછોડાટ અનુભવતાં હજી કિશોર અવસ્થા વટાવતા નરસિંહને લાગી આવે છે. તપનું જે શુભ ફળ મળ્યુ હોય તે, પરંતુ પાછો આવતાં ગુર્ણપાડ તો ભાભીનો જ માને છે એ એની સ્વયંભૂ વૈષ્ણવતા છે. સાથે રહેવાનું ઠીક ન લાગવાથી પ્રથમ તળાજામાં જુદું ઘર લઈ રહે છે અને આમ છતાં 'બળભળાટ ચાલુ રહ્યો હશે' એટલે જૂનાગઢ આવી નાગરોના વાસમા જઈ રહે છે. એને પોતાના જ્ઞાતિબંધુઓ તરફથી કન-

કીર્તનના રૂપમાં કનડગત નથી, પણ ટીખળનો ભોગ બનવાનો પ્રસંગ આવ્યા કરે છે. સામળદાસના સગપણનો પ્રસંગ, મામેરાના પ્રસંગે વેવાઈ – વેવાણ તરફથી કસોટી, અને હૂંડીના પ્રસંગમાં પાછું નાગર ભાઈઓનું ટીખળ – આ સૂચક વસ્તુ છે. સાંપ્રદાયિક વિદ્વેષ પણ એ જમાનામાં હતો જ એ મંડળિકના દરબારમાં હારની કસોટીનો પ્રસંગ કહી બતાવે છે. ગુજરાતી સાહિત્યમાં જ નહિ, ભારતીય અન્ય સાહિત્યમાં પણ ભક્તની અચિંત્ય રીતે ભીડ ભાંગ્યાના પ્રસંગ ખુદ પોતે જ વર્ણવે એવું સાહિત્ય જાણવામાં આવ્યું નથી. નરસિંહ મહેતાની ઉજ્જ્વળ પ્રતિભા એની ભીડના પ્રસંગોમાં સર્વત્ર પ્રભુકૃતિને તાદૃશતામાં મૂર્ત કરી આપે છે.

અને, નરસિંહ મહેતો ગુજરાતી ભાષાનો ' આદિકવિ ' છે એમ કહેવામાં આવે છે ત્યારે એણે પદપ્રકારને ભારે મોટા પ્રમાણમાં વેગ આપ્યો એ જ મુખ્ય કારણ છે. ' લક્ષ સવા કીર્તન તણો નીમ કરી ' એમ એ કહે છે; એની ભાવના હશે કે સતત કીર્તન કરતો સવા લાખ પદોની રચના કરી આપું. અને એનાં પદોનો વેગ જોતાં એ દરરોજનાં દસ પદોની રચના કરે તો, વચ્ચે કોઈ કોઈ ખાલી દિવસો પડતા પણ, તપને અંતે થયેલા દિવ્યાનુભવ પછી ૬૦–૬૫ વર્ષના જીવન સુધીમાં આ અશક્ય નથી. પણ એમ બન્યું હોવાનું પ્રમાણિત થઈ શકે એમ નથી. હા, હજી નરસિંહ મહેતાનું પદસાહિત્ય અપ્રગટ પડયું છે એનો મને અનુભવ છે જ. રાગવાર પદોની ગુજ. વિદ્યાસભા – અમદાવાદની એક કિંમતી પ્રત ઉપરથી સંપાદન કરવા લાગ્યો ત્યારે ખ્યાલ નહોતો કે એકલા એ જ સંગ્રહમાંથી ૨૦૮ નવાં જ પદો મળશે. નરસિંહ મહેતાએ પ્રયુક્ત કરેલા મહત્ત્વના શબ્દોના કોશને મહાનિબંધનો વિષય બનાવી ડૉક્ટરેટ મેળવી ચૂકેલા ભાઈશ્રી રતિલાલ દવે (ભાણસા કૉલેજ) ભિન્ન ભિન્ન સંગ્રહોમાં સચવાયેલી હાથપ્રતોનાં પદોની ચકાસણી કરતા હતા તેમાંથી દોઢસોથી ઉપર પદો મળી આવ્યાં છે કે જે અત્યાર સુધી ક્યાય છપાયાં નથી હકીકત તો એ છે કે નરસિંહની ગુજરાત સૌરાષ્ટ્ર અને રાજસ્થાન સુધી પણ લોકપ્રિયતા હતી અને એને કારણે અનેક ઠેકાણે એનાં પદોની નકલો થઇ છે એની ખોજ કરવામાં આવે તો નરસિંહનું હજી પણ અપ્રસિદ્ધ સાહિત્ય મળી આવે એનો મને વિશ્વાસ છે. અત્યાર સુધી વ્યવસ્થિત પ્રયત્ન થયો જ નથી.

જેમ નરસિંહ તેમ અન્ય સાહિત્યકારોની કૃતિઓ પણ વેરવિખેર પડી છે. જૈન ભંડારોની પરંપરાને કારણે મધ્યકાલીન જૈન રચનાઓ સચવાઇ રહી છે. જૈનેતરોને ત્યાં આવી કોઈ રક્ષણ-પરંપરા ન હોવાને કારણે ઘણુ નાશ પામી

ગયું છે. ગુજરાત વિદ્યાસભા—અમદાવાદની, વડોદરા પ્રાચ્ય વિદ્યામંદિરની, મુંબઈની ફાર્બસ ગુજરાતી સભાની—આ વગેરે સંગ્રહોની મોટા ભાગની પ્રતો ફેરિયાઓ પાસેથી પસ્તીમાં મળેલી—અપેલી સંગ્રહવામાં આવી છે. જૂનાગઢમાં જ નાગરો, નાગર બ્રાહ્મણો, પ્રશ્નોરા બ્રાહ્મણો અને ગિરનારા બ્રાહ્મણોનાં ઘરોમાં હસ્તલિખિત સાહિત્ય સ્વલ્પાંશે પણ મળી આવવાની શક્યતાને હું નકારી શકતો નથી. સ્વ. મોતીલાલ ઘોડાને નરસિંહ મહેતાની અને એમના પૂર્વજ નાથભવાન ઉર્ફે અનુભવાનંદ સ્વામીના ગ્રંથોની પ્રતો મળેલી જ. એ પ્રતો એમણે અમદાવાદની ગુજરાત વિદ્યાસભાને મારા દ્વારા જ ભેટ કરેલી. આમાંની એક પ્રતમાં નરસિંહના પુત્રનો વિવાહ અને એની હૂંડી, ઉપરાંત સંખ્યાબંધ પદો પણ છે.

જૂના ગુજરાતી સાહિત્યની—નોંધપાત્ર સાહિત્યકારોની પણ અધિકૃત વાચનાઓના ક્ષેત્રે હજી પા પા પગલી જ થઈ કહેવાય. સંપાદનનું શાસ્ત્રીય ધોરણ હજી જોઇયે તેવું નિશ્ચિત થયું નથી, અને તેથી ભિન્ન ભિન્ન સંપાદનોમાં સંપાદકીય વિભિન્નતા જોવા મળે છે. ડૉ. ઉમાશંકર જોશીના મુખ્ય સંપાદકપણા નીચે પ્રેમાનંદના દશમસ્કંધનો એક ખંડ અને અખેગીતા છેલ્લાં વર્ષોમાં પ્રસિદ્ધ થયાં છે મારા દ્વારા આવાં સંપાદનો ચાલુ છે. ડૉ. શિવલાલ જેસલપુરા આ દિશામાં વ્યવસ્થિત કામ કર્યે જાય છે. સંપાદન કેવી રીતે કરવું એ વિષયમાં ૧૯૩૮ માં જ્યારે મારા તરફથી 'ગુજરાતી હાથપ્રતોની સંકલિત યાદી' પ્રસિદ્ધ થઈ ત્યારે એના પ્રાસ્તાવિકમાં નિયમો બનાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. જનક દવેએ ફાર્બસ ત્રૈમાસિક (૧૯૬૭ ના અંક બીજા)માં 'જૂની ગુજરાતી કૃતિઓનું સંપાદન' એ મથાળે ચર્ચાવિચારણા કરી છે આપણી મોટી મુશ્કેલી મધ્યકાલીન ગુજરાતી ભાષાની જોડણીની છે. એકંદરે શુદ્ધ હોય તેવી પ્રતો વિરલ જ હોય છે, વળી લહિયાઓને હાથે ભૂમિકાભેદ પણ થયા કર્યા છે. આ કારણે એક જ કૃતિની એકથી વધુ મળતી પ્રતોમાં એકરૂપતાનો સર્વથા અભાવ જ વરતાતો હોય છે. આમાંથી સંગત નિયમો તારવીને એક ચોક્કસ ધોરણ નક્કી કરવાની પણ અનિવાર્યતા છે. સંપાદકોને તત્તત્કાલીન ભાષાભૂમિકાઓનો સ્પષ્ટ ખ્યાલ હોવો જરૂરી જ છે. આવું ન હોવાને કારણે સંપાદકીય શિથિલતાઓનાં દર્શન દુર્લભ નથી. આપણે ત્યાં દીર્ઘ અનુભવ ધરાવનારા પીઢ સંપાદકો છે તેમના માર્ગદર્શન નીચે વ્યવસ્થિત રીતે પ્રયત્ન થાય તો આ માર્ગ સરળ બને

અર્વાચીન ગુજરાતી ભાષામાં પ્રચારમાં રહેલા તદ્ભવ અને દેશજ શબ્દો—કયો ક્યારે અસ્તિત્વમાં આવ્યો એ જાણવું હોય તો જૂની . ગુજરાતીની

હાથપ્રતોનો જ આશ્રય લેવો પડે. એવું કર્યા સિવાય જ આપણે ત્યાં આંધળિયાં કરવામાં આવે છે અને તેથી જ શબ્દકોશ નિરર્થક નીવડે છે. દર વર્ષે માત્ર ચાર આકડાની ઓછામા ઓછી રકમ પણ પ્રત્યેક યુનિવર્સિટી ફાજલ પાડે તો આ દિશામાં શક્ય પ્રકારની ગતિ સાધી શકાય.

મહાનિબંધો માટે કોઇ એક કૃતિ લઇને એનો સર્વાંગીણ અભ્યાસ સાધવામાં આવે છે તેવા મહાનિબધો દટાઇને પડયા રહે છે. મારા એક શિષ્ય ડૉ. ધીરુભાઈ દેશીએ ભાલણનાં ભાવગીતોની અધિકૃત વાચના કર્યે દસથી વધુ વર્ષ નીકળી ગયા છે, પરંતુ હજી સુધી એણે સૂર્યના તાપનાં દર્શન કર્યાં નથી. આવા કારણોને લઈ વિદ્યાર્થીઓ નાસીપાસ થઈ આ પ્રકારના સંપાદન-કાર્યમાં પ્રવૃત્તિ કરતા નથી. આ દિશામા યુનિવર્સિટીઓએ જ મહાનિબધોના સંપાદનકાર્યને વેગ આપવા પ્રવૃત્ત રહેવું જરૂરી છે. આની પાછળ ખર્ચ પણ કાંઈ મોટો નથી. અને યુનિઓને પ્રકાશનગ્રાંટો મળતી હોય છે અને વાપરી ન શકવાને કારણે જ જપ્ત થતી હોય છે.

હાલ તરત હાથ ધરવા જેવાં કામોમાં ૧. ગુજરાત મુંબઇ પૂના સુરત વડોદરા નડિયાદ વલ્લભવિદ્યાનગર અલિયાબાડા વગેરે સ્થળોના હસ્તલિખિત પુસ્તકસંગ્રહોમાં વેર વિખેર પડેલી હાથપ્રતોમાથી તેમજ જૂનાગઢ જેવાં સ્થળોનાં ઘરોમાં જ્યાં કયાંય પણ ખૂણે ખાંચરે પડી હોય તેવી હાથપ્રતો મેળવવાનો પ્રયત્ન કરી એઓમાંથી નરસિંહ મહેતાનાં પદોની નકલ કરી લેવાનું કામ, એ સાથે તે તે પ્રતમાં બીજી અન્ય સાહિત્યકારોની પણ રચનાઓ જોવા મળે તો એની હાલ સમય પૂરતી યાદીઓ જ કરી લેવાનું કામ; આ બેઉ કામો આપણી ભિન્ન ભિન્ન યુનિવર્સિટીઓએ ઉઠાવી લેવાં જોઇયે. અહીં નોંધવું જોઇયે કે 'હારસમેનાં પદો અને હારમાળા'ની બીજી આવૃત્તિ મારા સંપાદકત્વે ફાર્બસ ગુજરાતી સભાએ છપાવી છે, ચાતુરીઓની પણ અધિકૃત વાચના એ જ સંસ્થાએ મારા માર્ગદર્શન નીચે શ્રી. ચૈતન્યબહેન દ્વિવેદિયાએ સંપાદિત કરેલી છપાવી છે, 'નરસૈંનાં પદો' મારા સંપાદકત્વે અમદાવાદની ગુજરાત સાહિત્ય સભાએ બહાર પાડયાં છે, અને નરસિંહનાં 'આત્મચરિતનાં કાવ્યો' જૂનાગઢની 'શ્રીનરસિંહ મહેતા ચોરા સમિતિ' તરફથી મારા સંપાદકત્વે અહીં જ પ્રકાશિત થયાં છે ૨. ભાલણની કાદંબરીના બંને ભાગ અને નળાખ્યાનની મારી અધિકૃત વાચનાઓ આવી ગઈ છે. એ સિવાયની ભાલણની સળંગ રચનાઓનું વહેલામાં વહેલી તકે સંપાદનકાર્ય, ભાલણનાં ભાવગીતોનું તો અધિકૃત સંપાદન મારા શિષ્ય ડૉ.

ધીરુભાઈ દેસાઈએ એમના મહાનિબંધના વિષય તરીકે સિદ્ધ કરી આપેલું જ છે તેનું પ્રકાશનકાર્ય આપણી યુનિવર્સિટીઓમાંની કોઈ પણ એક વહેલામાં વહેલી તકે ઉઠાવી લે. ૩. ગુજરાતી સાહિત્ય પરિષદે પ્રેમાનંદની પ્રામાણિક રચનાઓની અધિકૃત વાચનાઓ સ્વ. પ્રો. રામનારાયણ પાઠક અને મારા સંયુક્ત સંપાદકપણે પ્રસિદ્ધ કરવાની યોજના કરેલી અને એના ફલસ્વરૂપે ચંદ્રહાસ સુધન્વા–અભિમન્યુ આખ્યાનોની વાચનાઓનો એક ગ્રંથ પ્રસિદ્ધ થયો. બીજા ગ્રંથ માટે હૂંડી વિવાહ–શ્રાદ્ધ–મામેરું નક્કી થયેલા આમાંના ત્રણ કાવ્યો છપાઈ પણ ગયાં, પરંતુ પ્રેસ જ બંધ થતા ફર્માઓ ગરવલ્લે પડયા મામેરું શ્રી ચૈતન્યબાળા દિવેટિયા દ્વારા સંપાદિત કરાવી ફાર્બસ સભા દ્વારા પ્રસિદ્ધ કરાવ્યું. આ ચારેનું સંપાદન તૈયાર છે અને ગુજરાતી સાહિત્ય પરિષદ જ એ તરત પ્રસિદ્ધ કરે એ જરૂરી છે. પ્રેમાનંદના દશમસ્કંધનુ વ્યવસ્થિત પ્રકાશન ગુજરાત યુનિવર્સિટી કરી રહી છે; એક ભાગ ૨૮ અધ્યાયનો શ્રી. ઉમાશંકર જોશી અને ડૉ. હ. ચુ. ભાયાણીએ સંપાદિત કરેલો પ્રસિદ્ધ થઈ ચૂકયો છે. અને બીજા ભાગનું–પ્રેમાનંદે જ્યાં 'રુકમિણીહરણ'ના પ્રસંગ સુધીનું અપૂર્ણ રાખ્યું છે ત્યાં સુધીનું કામ ચાલુ છે અને એક વર્ષમાં આપણી સમક્ષ આવી જશે. 'સુદામાચરિત'નું સંપાદન કરી મારા તરફથી ફાર્બસ સભાને પ્રકાશન માટે સોંપવામાં આવ્યું છે. 'નળાખ્યાન'ની શાળાકીય વાચના આ વર્ષે જ ડૉ. શિવલાલ જેસલપુરાની સહાયથી અમારા સંપાદન તરીકે છપાઈ છે, અને એની અધિકૃત વાચના સામગ્રી માટેની મારી પાસે તૈયાર છે. બાકીની રચનાઓનું કામ, મારી ભાવના એવી છે કે, ગુજરાતી સાહિત્ય પરિષદની યોજના પ્રમાણે, મારા તરફથી તૈયાર થાય છે તે માળામાં પ્રસિદ્ધ કરવામાં આવે. ૩. ત્રીજું મહત્ત્વનું કાર્ય દયારામની રચનાઓનું—એની ગુજરાતી રચનાઓનું તરત હાથ ધરવું જોઇયે. આમાંથી એના જ હસ્તાક્ષરની પ્રત ઉપરથી 'રસિકવલ્લભ'ની વાચના મારા તરફથી તૈયાર થયેલી ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય–અમદાવાદ તરફથી પ્રસિદ્ધ થઈ છે. દયારામના શિષ્ય રણછોડ જોશીના પ્રપૌત્ર અને દયારામની રચનાઓના એક સમર્થ અભ્યાસક અધ્યા. છવણલાલ છગનલાલ જોશી એમના મહાનિબંધના વિષય તરીકે દયારામનું પદ ગરબી સાહિત્ય મોટા ભાગની દયારામના જ હસ્તાક્ષરમાં પ્રાપ્ત થતી એમની માલિકીની પ્રતોમાંથી તેમજ એમની માલિકીની બીજા લહિયાઓને હાથે નકલ થયેલી અને બીજા બીજા સંગ્રહોમાં સચવાયેલી પ્રતોની મદદથી સંપાદિત કરી રહેલા છે તે મંજૂર થતાં જ એના પ્રકાશનની વ્યવસ્થા થવી જોઇયે. અમદાવાદની ગુજરાત સાહિત્ય સભાએ દયારામની વ્રજ ભાષામાં રચાયેલી 'અનુભવમંજરી'ના પ્રકાશનથી એનો આદર

કર્યો છે. દયારામની વ્રજ ભાષાની રચનાઓના પ્રકાશનની જવાબદારી ગુજરાત યુનિવર્સિટીએ ઉઠાવી છે અને ડૉ. અંબાશંકર નાગર અધ્યા. જીવણલાલ જોશીની સહાયથી એ દિશામાં આગળ વધી રહ્યા છે. આ ત્રણ કામોને તરત અગ્રતા આપવાની હું જરૂર જોઉં છું.

લાલભાઈ દલપતભાઈ સંસ્કૃતિ વિદ્યામંદિર–અમદાવાદ જૈન રચનાઓના પ્રકાશન તરફ ધ્યાન આપી રહી છે અને ડૉ. શિવલાલ જેસલપુરા લાવણ્યસમયની કૃતિઓ એ દ્વારા પ્રકાશિત કર્યે જાય છે. સ્વતંત્ર પ્રકાશન પણ ડૉ. જેસલપુરા કર્યે જાય છે.

આ પૂર્વે ધ્યાન દોર્યું છે તે પ્રમાણે ગુજરાતી ભાષાનો સંદર્ભ શબ્દકોશ તૈયાર કરવાને માટે આ. હેમચંદ્રની અપભ્રંશ રચનાઓથી લઈ વિકસી આવેલા ઉત્તર ગૌર્જર અપભ્રંશ'ની રચનાઓ, ૧૬ મી સદી લગભગથી શરૂ થયેલી ગુજરાતી સંપૂર્ણ લાક્ષણિકતા ધરાવતી 'ગુજર ભાખા'ની રચનાઓ, અને લેખનમાં પણ સંપૂર્ણ રીતે અર્વાચીન ભૂમિકાને સાંચવી રાખતી છેક દયારામ અને છોટમ સુધીની રચનાઓના પરીક્ષણની ખાસ જરૂર છે. આ દિશામાં હજુ આપણે પા પા પગલી પણ માંડી નથી. 'ભગવદ્ગોમંડળ' એના નવ મહાકોશગ્રંથોમાં કાચો મસાલો જરૂર આપ્યો છે, પરંતુ એમા મુદ્રિત સાહિત્ય જે કાંઈ મળ્યું–સાચું ખોટું–તેની સહાય લેવામાં આવી છે, તે તે શબ્દના જાણીતા એકથી વધુ અર્થો પણ નોંધ્યા છે, પણ ક્રમિક અર્થવિકાસની ઐતિહાસિક પરંપરાનો એમાં સ્પર્શ સુધ્ધા નથી ગુજરાત વિદ્યાપીઠનો એ દિશામાં પ્રયત્ન સાંભળવવામાં આવ્યો છે, પરંતુ પૃષ્ઠભૂમિકાના અભાવે એ પ્રયત્ન ફલદાયક નીવડવા વિશે શંકા રહે છે. અને વ્યુત્પત્તિકોશ પણ ત્યારે જ સિદ્ધ થઇ શકે કે જ્યારે છેલ્લાં આડસો વર્ષોની પરંપરા એના સંપાદકોની આંખ સામે સૂર્યના પ્રકાશના જેમ પ્રકાશી રહી હોય.

અને ગુજરાતી ભાષાના વ્યાકરણની પાછળ પણ આ સુદીર્ઘ પરંપરા પડી છે તેનો ઉપયોગ એના સુવિશદ 'પારંપરિક વ્યાકરણ'માં થવો જોઇયે. મારા તરફથી એની પ્રામાણિક પગદંડી સ્થાપવાનો 'ગુજરાતી ભાષાશાસ્ત્ર–ગ્રંથ ૩ જા' માં પ્રયત્ન થયો છે. જેમાં મુદ્રિત ગ્રંથોનો જ સહારો લેવામાં આવ્યો છે એનો અધિકૃત પ્રયત્ન તો દટાયેલા દબાયેલા પડેલા હસ્તલિખિત ગ્રંથોની સહાયથી જ પ્રમાણિત થઇ શકે.

### ૩. ઇતિહાસ–સંશોધન

આરંભમાં જ બતાવ્યું છે તે પ્રમાણે ગુજરાત પાસે એના પ્રાગ્–

પ્રાગૈતિહાસ આદ્ય-ઇતિહાસ અને ઇતિહાસના યુગોની સુદીર્ઘ પરંપરા પડી છે. ડૉ. હસમુખ ધી. સાંકળિયાની મંડળી દ્વારા સાબરમતીની ખીણમાં લાંઘણજમાં કરવામાં આવેલાં સંશોધનોએ લાખથી વધુ વર્ષો ઉપર આ ભૂભાગમાં પણ આદિ માનવ હોવાનો સગડ મેળવી આપ્યો છે. આ તો પાશેરામાં પહેલી પૂણીનું ટોચકું જ માત્ર છે. તળ-ગુજરાતનો સમગ્ર મધ્ય ભાગ સમુદ્ર અને સૌરાષ્ટ્ર કચ્છની સહિયારી સીમા સુધીનો ઘણે ઊંડે સુધી રેતી અને માટીથી દબાયેલો છે એટલે ખાસ કરી એની સાબરમતી શેઢી વાત્રક મેશ્વો મહી વિશ્વામિત્રી નર્મદા તાપી એ નદીઓ સુધીના પ્રદેશોમા નદીઓનાં બેઉ બાજુના ભાઠાંઓ અને કાંઠાઓના ભૂભાગોમા સંશોધનને વિપુલ પ્રમાણમા અવકાશ છે એના ભૂસ્તરીય થરોમાંથી ઘણું ઘણું મળી શકે એમ છે. ગુજરાત સૌરાષ્ટ્ર કચ્છના પથરાળ પ્રદેશોમાં પણ એક ઉપર એક થરો કાળના અમાપ અંતરાલમાં જામતા રહ્યા છે તેણે પણ મહત્ત્વનાં રહસ્યો ખુલ્લાં કરી માનવ-વસાહતોની પૂર્વે ચેતન પશુઓ વગેરેના અશ્માવશેષોના બળે ભૂભાગની સજીવતાનો સગડ આપ્યો છે. અતિ પ્રાચીન કાળનો ભારતવર્ષના ભૂભાગને પ્રમાણિત કરતો ગોંડવાણાનો પ્રદેશ, ઑસ્ટ્રેલિયા, દક્ષિણ ધ્રુવના પ્રદેશ, દક્ષિણ આફ્રિકાના પ્રદેશ અને દક્ષિણ અમેરિકાના પ્રદેશ સાથે એકાત્મક હતો, એ સિદ્ધાંત તો જાણીતો છે. છેલ્લા પખવાડિયામાં અમેરિકી વિદ્વાનોએ દક્ષિણ ધ્રુવપ્રદેશમાં હિપોપોટેમસના અશ્માવશેષ મળ્યા છે તે દ્વારા આ સિદ્ધાંતને ભારે મહત્ત્વનું બળ આપ્યું છે. હિંદી મહાસાગર હજુ અસ્તિત્વમાં આવ્યો જ નહોતો તેવો અઢી અબજ વર્ષ ઉપરનો આ ઇતિહાસ છે. એ વખતે દક્ષિણ ધ્રુવના પ્રદેશ પાસેથી પૃથ્વીનું વિષુવવૃત્ત પસાર થતું હતું. પૃથ્વીના અયનચલનની ધીમી પ્રક્રિયાથી વિષુવવૃત્ત ઉત્તર બાજુ ખસતું આવે છે. એ જ કારણે ઉત્તર ધ્રુવનો પ્રદેશ પણ વિષુવવૃત્ત નજીકથી ચલિત થતો જ રહ્યો છે. સ્વર્ગીય લોકમાન્ય બાલ ગંગાધર ટીળકે આર્યોનો ઉત્તરધ્રુવનિવાસ સમર્થિત કર્યો છે એનું રહસ્ય અમેરિકન વિદ્વાનોની ઉપલી શોધથી સ્વતઃ જ સિદ્ધ થઈ શકે એમ છે. યુરલ પર્વતની સુદીર્ઘ તળેટીમાં, ત્યાંથી ખસતા છેક મધ્ય એશિયામાં આર્યોનો નિવાસ ઠીક ઠીક સમય સુધી રહ્યો હોય તો એ પૃથ્વીની અયનચલનની પ્રક્રિયાથી જ સિદ્ધ થઈ શકે.

કચ્છના ભૂભાગના આદિ માનવ વિષે પણ ડૉ. હસમુખ સાંકળિયાએ ઠીક ઠીક માહિતી એકઠી કરી આપી છે. ગયે વર્ષે જ 'પથિક'ના (ઑકટોબર ૧૯૬૯ના દિવાળીના) અંકમાં 'કચ્છમાં આદિ અશ્મયુગ'નો અભ્યાસપૂર્ણ લેખ છપાયો છે તેમાં એમણે 'અણખેડયા' કચ્છના પ્રાચીનતમ યુગમાં ડોકિયું નાખવાનો પ્રશસ્ય પ્રયત્ન કર્યો છે એનું સૂચન જ માત્ર અહીં બસ છે.

આપણે આટલે ઊંડે કયાં જઇયે? છેલ્લાં ચાર–પાંચ હજાર વર્ષોનો આપણો પ્રાગ્–ઇતિહાસ પણ આપણે ત્યાં એટલો જ સમૃદ્ધ છે. પંજાબમાં હડપ્પા અને સિંધમાં મોહેં–જો–દડોનાં સ્થાનોનાં ઉત્ખનનોથી એ ભૂભાગ ઉપર સિંધુ સભ્યતા અને સંસ્કૃતિની સમૃદ્ધ વસાહતોનો ઇતિહાસ ઉકેલાયો. એની જ પરંપરા ભારતવર્ષનાં અન્ય સ્થાનોમાં હોવી તો જોઇયે જ, પરંતુ કયાં? એનો તાણો સૌરાષ્ટ્રમાં ખેંચાયેલો મળી આવ્યો. સુરેન્દ્રનગર જિલ્લાના લીંબડી તાલુકાનું રંગપુર, રાજકોટ જિલ્લામાં ભાદરકાંડે રોઝડી, જામનગર જિલ્લામાંનું લાખાબાવળ, એની નજીકનું અમરા, પ્રભાસપાટણ નજીકનું 'નગરા', અને છેલ્લે સૌરાષ્ટ્ર ગુજરાતનાં ભૂભાગોની સંધિએ આવેલું લોથલ એ વગેરે સ્થાનોમાં એ પરંપરાનો સ્પષ્ટ અને સૂચક પ્રકાર મળી આવ્યો છે. વધુ શોધોએ કચ્છમાં તો મોટી સંખ્યામાં આ પરંપરાનાં સ્થાનો મેળવી આપ્યાં છે. દેસળપર ગૂંતળી, કેરાસી, સુરકોટડા, પાબુ મઠ, લાખાપર, ખારીકાખંડા, પીરવાડા ખેતર, ઝાંઘર, કોટડા આ સ્થળોનું થોડું ઝાઝું ઉત્ખનન થયું છે અને એણે સિંધુ સંસ્કૃતિના ઉત્તર કાળની પરંપરા સાંચવી રાખ્યાનું બનાવ્યું છે. કચ્છમાં બીજાં પણ સ્થાનો મળી આવે એમ છે. કચ્છના મારા છેલ્લા પ્રવાસમાં નખત્રાણા તાલુકાના નવા ખિરસરા ગામ નજીક 'ગઢવાળી વાડી' નામના સ્થાનમાં ત્યાં નીકળેલા શંકુ આકારના એક પથ્થરની ભાળ મળતાં એ જોવાનો અચાનક જ યોગ મળ્યો. ત્યાં જતાં માલુમ પડ્યું એ તો માટીમાં દબાઈ ગયેલા કિલ્લાની દીવાલોના અવશેષો અને હડપ્પાકાલીન સચ્છિદ્ર મૃત્પાત્રો ( Perforated jars )ના ઢેર ઢેર પડેલા અવશેષો. અંદાજે ૨૦૦૦×૧૦૦૦ ફૂટના વિસ્તારના આ કિલ્લાની અંદરની જમીન ઊંચી છે, જ્યારે બહારની જમીન ૭ સાત ફૂટથીએ વધુ નીચી છે. બહાર ખેતર કરવાને માટે એક સ્થળે માટીના બહારના ઢાળ ખોદી કાઢવામાં આવ્યા છે, જેમાં અગ્નિ ખૂણે દશેક ફૂટની ઊંચાઇની દીવાલ, તો નૈઋત્ય પશ્ચિમે બારેક ફૂટની ઊંચાઇવાળી દીવાલ જોવા મળે છે આ દીવાલ બારેક ફૂટ પહોળી અણઘડ મોટા પથ્થરોની બનાવેલી અને બહારની જમીનથી પણ દસેક ફૂટ નીચે પથ્થરની બાઢ સુધી ગયેલી, નજીકનો કૂવો જેનાં જણાયેલી, જોવામાં આવી.

અમારી જાહેરાત પછી ગુજરાત સરકારના પુરાતત્ત્વ ખાતાએ પણ પ્રતિનિધિ મોકલી એ સ્થાનની તપાસ કરાવી છે અને અમારા નિર્ણયને પ્રમાણિત કરી આપ્યો છે. દેસળપુર ગૂંતળી અને કોટડા પણ અમારાં જોયેલાં છે; એ બેઉ કરતાં આ સ્થાન વધુ મોટું છે અને ખેડૂતોના જણાવ્યા પ્રમાણેના કિલ્લાની દક્ષિણ બાજુએ આવેલા પહાડો અને કિલ્લાની વચ્ચેના માઇલ જેટલા વિસ્તારમાં નીચે મકાનોના પાયા અને રસ્તાઓ જાણવામાં આવ્યા છે અમને આશા છે કે આનુ વ્યવસ્થિત ઉત્ખનન કરવામા આવે તો ઊડાઉએ મુદ્રાઓ જેવા સૂચક પદાર્થો પણ નીકળી આવે

આમ સૌરાષ્ટ્ર કચ્છમાં સિંધુ સભ્યતા અને સંસ્કૃતિની પરંપરા પણ મોજૂદ પડી છે. અને આદ્ય-ઇતિહાસયુગ તો આનર્ત સુરાષ્ટ્ર અનૂપ માહિષક-કચ્છ આભીરનો સજીવ કોટિનો પડયો છે સજીવ કોટિનો એ દષ્ટિએ કે વૈદિક સંહિતાઓથી લઈને દસમી બારમી સદી સુધીમાં રચાયેલાં પુરાણો સુધીમાં અનેક કથાનકો સંઘરાયેલાં પડ્યાં છે તેમાં આદ્ય-ઈતિહાસયુગના તાણાવાણા જોવા મળે છે. પ્રમાણની દષ્ટિએ વિચારતાં ગ્રંથની જેટલી પ્રાચીનતા તેટલી સત્યની નિકટતા. મનુસ્મૃતિ અને મહાભારત રામાયણ હરિવંશ મત્સ્ય વાયુ બ્રહ્માંડ વિષ્ણુ ભાગવત વગેરે પૌરાણિક કોટિના સાહિત્યથી સ્વતંત્ર સાહિત્યમાં યાસ્કનું નિરુકત, પાણિનીય અષ્ટાધ્યાયી વ્યાકરણ, મહત્ત્વના પ્રાચીન સૂત્રગ્રંથો આમાં ઉપયોગી થઈ પડે છે ચંદ્રગુપ્ત મૌર્યથી સૌરાષ્ટ્રનો ઇતિહાસયુગ શરૂ થતો હોઈ કૌટિલ્યના અર્થશાસ્ત્રને આપણે આદ્ય-ઇતિહાસયુગને માટે ઉપયોગી ગણતાં નથી.

વૈદિક સાહિત્યમાંથી આ ભૂમિ સાથે સંબંધ ધરાવતા હોય તેવા ત્રણ જ નિર્દેશ છે. ઋગ્વેદના બીજા મંડળના તેરમા સૂકતની આઠમી ઋચામાં 'ઊર્જયંતી' નજીક ઇન્દ્રે નર્મુર નામના દાનવને માર્યાનું સૂચવાયું છે. લુડવિગ આ કોઈ કિલ્લો હોવાનું માને છે. સ્વ. ડૉ. આનંદશંકર ધ્રુવે આનો સંબંધ ઊર્જયંત ગિરનાર સાથે હોવાનો મત આપ્યો છે. સૌરાષ્ટ્રનો પ્રદેશ આર્યોના આગમન પૂર્વે આર્યેતર પ્રજાથી વસેલો હતો એ વિષયમાં આજે મતભેદ નથી. યાદવોની પૂર્વે આભીરો અર્ધ આર્ય કોટિના હતા. અને મહાભારત હરિવંશ વગેરેના જણાવ્યા પ્રમાણે આભીરો સૌરાષ્ટ્રના પ્રદેશમાં પણ પથરાયેલા હતા કે જેવા કચ્છ વાગડના પ્રાચીન આભીર પ્રદેશમાં પણ. આભીરોની પહેલાં અહીં કોણ હતું ? સૌરાષ્ટ્રમાં વસતા કોળીઓના પૂર્વજો પુરાણોમા જણાવેલ કૌલ લોકો ખરા ? માર્કંડેયપુરાણમાં દેવીમાહાત્મ્યમાં રાજા સુરથનો કૌલો સાથેનો વિગ્રહ એ કઇ ભૂમિમાંનો ? સુરથનો સિંધુ સૌવીર સાથેનો સંબંધ એવું માનવા ન

પ્રેરે કે દેશના 'સુરાષ્ટ્ર' નામ સાથે 'સુરથ' નામને કોઇ સંબંધ હોય ? તો એ આર્યો અને કૌલો વચ્ચેનો, ઇંદ્ર નમુંચિની હત્યા કર્યા પછીનો, આ એક પ્રાચીનતમ બનાવ સૌરાષ્ટ્રની ભૂમિ સાથે સંબદ્ધ હોય.

બીજો નિર્દેશ ઋગ્વેદનાં ખિલ સૂકતોમાં સોમેશ્વર અને પ્રાચી સરસ્વતીનો ધ્યાન ખેંચે તેવો છે. સ્વ. રત્નમણિરાવ ભીમરાવે એમના 'સોમનાથ' પુસ્તકમાં આ તરફ ધ્યાન ખેંચવાનો પ્રયત્ન કર્યો છે. ખિલસૂકતો કેટલાં પ્રાચીન, એ પ્રશ્ન ઊભો જ છે, પરંતુ મહાભારત રામાયણ વગેરેના માન્ય સમયથી એ સમય પૂર્વેનો હોવા વિશે શંકા કરવા જેવું નથી જ.

ત્રીજો સમર્થ નિર્દેશ છાંદોગ્ય ઉપનિષદનો ઘોર આંગિરસના શિષ્ય દેવકીનંદન કૃષ્ણનો છે. આ ત્રણ નિર્દેશો પછી ઇ. સ પૂર્વે ૬ઠ્ઠી સદીમાં થયેલા મનાતા 'અષ્ટાધ્યાયી વ્યાકરણ'ના કર્તા પાણિનિનાં સૂત્રોનો તેમજ સૂત્રોને માટે કરેલા ગણપાઠનો અને પાણિનીય 'શિક્ષા'નો પણ કહી શકાય. વ્યાકરણની પ્રક્રિયાઓની ચર્ચા કરતાં ઉદાહરણો તરીકે અનેક શબ્દો લીધા છે તેઓમાં દેશનામો નદીનામો નગરીનામો વગેરે નોંધાયેલાં છે. નગરીનામોમાં માહિષ્મતી અને વલભી ઘણાની નજરમાં આ પૂર્વે આવી ચૂકયાં છે, પરંતુ 'ગિરિનગર' હજી સુધી કોઇની નજર ખેંચી શકયું નથી. સૂત્રગ્રંથોમાં બોધાયનનાં ધર્મસૂત્રોમાંનો 'સુરાષ્ટ્ર'નો અર્ધ પવિત્ર દેશ તરીકે થયેલો નિર્દેશ જૂના સમયમાં આ ભૂભાગમાં આર્યેતર પ્રજા રહેલી હોવાનું કહી જાય એમ છે.

પ્રમાણ–કક્ષામાં આ પછી ખિલપર્વ 'હરિવંશ' (ખાસ કરીને પહેલા 'હરિવંશ' પેટાપર્વ અને બીજા 'વિષ્ણુપર્વ') સાથે મહાભારત અને રામાયણ આવે છે. ભાષા અને છંદોબંધનની દૃષ્ટિએ મારો સ્પષ્ટ અભિપ્રાય બંધાયેલો છે કે 'રામાયણ'ની રચના 'મહાભારત' પછી થયેલી છે. અને રામાયણનો ઉપયોગ પણ એ સ્થળે આપતા 'સુરાષ્ટ્ર'ના ઉલ્લેખ પૂરતો જ આપણને કામનો છે. મહાભારત આપણને આનર્ત સુરાષ્ટ્રના આદ્ય–ઈતિહાસ માટે ખૂબ જ ઉપયોગી છે. મહાભારતનો પ્રાચીનતમ ભાગ એ 'જયસંહિતા,' એનો વૈશંપાયન જનમેજયના સંવાદમાં રજૂ થયેલો ચોવીસ હજાર શ્લોક પૂરતું 'ભારત' એ બીજું સંસ્કરણ, અને ઉપાખ્યાનો અને આડકથાઓથી, હરિવંશના ત્રણે પર્વો સાથેનાં સો પેટાપર્વોથી સૂત અને શૌનકના સંવાદમાં સમૃદ્ધિ પામેલા લાખ શ્લોક પૂરતો મહાભારતરૂપે પ્રાપ્ત થયેલો સંસ્કાર. આમાં પણ પાછળથી નાના મોટા અનેક ઉમેરા થયા જ કર્યા હતા પૂનાના ભાંડારકર સંશોધન ભવન તરફથી પ્રસિદ્ધ થયેલી 'મહાભારત'ની



સાહિત્યવિભાગના અધ્યક્ષ



સંશોધન વિષે



ગાંધીદર્શન વિષે 'દર્શક'

ઇતિહાસ સિદ્ધ કરવામાં પહેલાં અને છેલ્લાં સાધનોનો ઉપયોગ ઠીક ઠીક પ્રમાણમાં કર્યો છે, જ્યારે વચ્ચેનાં સાધનોનો ઉપયોગ ભાગ્યેજ થયો છે. એમાં પણ પુરાણકોટિના ગ્રંથોની મોટે ભાગે ઉપેક્ષા જ કરવામાં આવી છે. પુરાણોને પણ ઇતિહાસલેખનમાં સ્થાન હોવું જોઇએ. એ તરફ કલકત્તા હાઇકોર્ટના ન્યાયમૂર્તિ પાર્જિટરે ગઈ સદીના અંતભાગમાં ધ્યાન દોર્યું અને એમણે પૌરાણિક રાજવંશોનો નિશ્ચય કરવામાં પૌરાણિક વૃત્તાંતોનો ઉપયોગ કર્યો. આપણે જ્યારે સ્કંદપુરાણનું વાચન કરિયે છિયે ત્યારે માલૂમ પડ્યા વિના રહેતું નથી કે સાતમી આઠમી સદી સુધીના ઇતિહાસની કેટલીક ખૂટતી કડીઓ પૂરી કરવાનું એનાથી સરળ બને છે.

ગુજરાતમાં પણ છેક ડૉ. ભગવાનલાલ ઇંદ્રજીથી માંડી ડૉ. હરિપ્રસાદ ગં. શાસ્ત્રી અને ડૉ. છોટુભાઇ ર. નાયક સુધીના ઇતિહાસ–સંશોધકોએ ઉપરનાં પ્રમાણોના બળ ઉપર નાના મોટા માન્ય કોટિના ઇતિહાસ–લેખનના પ્રયત્નો કર્યા છે. જૂના સમયથી સામયિકોમાં લેખો પ્રસિદ્ધ થવાની પણ પ્રણાલી અવિરત ચાલુ રહી છે. છેલ્લાં ચાર વર્ષોની તારવણી કરિયે તોયે આ દિશામાં થયેલા પ્રયત્નોની સંખ્યા ઠીક ઠીક રહી છે. ફાર્બસ ત્રૈમાસિકમાં (૧૯૫૬માં) પોરબંદરના શાંતિનાથ જિનાલયના બે લેખો (ત્રિભોવન શાહ, મધુસૂદન ઢાંકી અને મણિલાલ વોરા), મુંબઇના ગુજરાત સંશોધન મંડળના ત્રૈમાસિકમાં વલ્લભવિદ્યાનગર ખાતે ભરાયેલા ગુજરાતના સંશોધન કાર્યકરોના પાંચમા સંમેલનના વિભાગીય પ્રમુખનું ભાષણ (ભો. જે. સાંડેસરા), નવસુરાષ્ટ્રમંડળ (અંગ્રેજી લેખ હ. ધી. સાંકળિયા), ઇતિહાસમાં ખંભાત (ર. ના મહેતા), વાઘેલા–સોલંકીવંશના મૂળ પુરુષો (નવીન આચાર્ય), કચ્છમાં પ્રાગ–ઇતિહાસ અને આદ્ય–ઇતિહાસ (હ. ધી. સાંકળિયા, અંગ્રેજી), નાનાસાહેબ પેશવાના છેલ્લા દિવસો (અંગ્રેજી–રમણલાલ ધારૈયા), ગુજરાતના લોકો અને શિવાજી (અંગ્રેજી–ટી. ડી. જોશી), ગુજરાતમાં રાષ્ટ્રકૂટોનું શાસન (હ ગં શાસ્ત્રી), અને ગઢનાનો સોલંકીકાલીન વાંગ્મયમાં ઉલ્લેખ (મધુસૂદન ઢાંકી). 'સ્વાધ્યાય' ત્રૈમાસિકના આરંભના જ વર્ષથી ધોળકાની વાવનો શિલાલેખ (હ ગં શાસ્ત્રી), મોગલકાલીન ગુજરાતના બે વીર મુત્સદ્દીઓ–મહેતા ઇશ્વરદાસ અને છબીલારામ (ભો. જે. સાંડેસરા), જ્યેધર (ઝારોળી)–ગુજરાતનું એક ભુલાયેલ પ્રાચીન નગર (ક. ભા દવે), ઇતિહાસ અને સાહિત્યના તાણાવાણા (ભો. જે. સાંડેસરા), ગુજરાતમાં બૌદ્ધધર્મ (ઉમાકાંત પ્રે. શાહ), જૂનાગઢ મ્યુઝિયમના કેટલાક અપ્રસિદ્ધ લેખો (હ. પ્ર. શાસ્ત્રી), મૈત્રક રાજા ધ્રુવસેનનું એક અપ્રસિદ્ધ દાનશાસન (હ. ગં. શાસ્ત્રી), ભામવિજય કાવ્ય (ડૉ. રં. જમાકડ); ઈશાન ગુજરાત પર પરમારોની સત્તા (નવીન

આચાર્ય), ધૂમલી કે ભૂમલી (પુષ્કર ચંદરવાકર), ગુર્જર ઇતિહાસ અને સંસ્કૃતિ (ભો. જે. સાંડેસરા), ગુજરાતના સાંસ્કૃતિક ઇતિહાસનાં સાધન અને સામગ્રી (વિજય ચાવડા), ગુજરાતમાં કૌલ સંપ્રદાય (જીવણલાલ અમીન), રાજમહાક્ષત્રપ ઇશ્વરદત્તનો સમય (રમેશ જમીનદાર), ગુર્જર દેશ-રાજ્ય શાવળી (અંબાલાલ પ્રે. શાહ), પશ્ચિમી ક્ષત્રપો-સમય નિર્ણય અને પશ્ચિમી ક્ષત્રપોની સાલવારી (રમેશ જમીનદાર), નાનાસાહેબ પેશવાની ઉત્તરાવસ્થા (ઉ. પ્રે. શાહ), ઓખામંડળ પ્રદેશનો સાંસ્કૃતિક ઇતિહાસ અને સ્થળનામો (કલ્યાણરાય ન જોશી), અણહિલવાડનો ચાવડાવંશ (હ. ગં શાસ્ત્રી), જૂના વડોદરા રાજ્યના ઇતિહાસને લગતા કેટલાક અગત્યના શિલાલેખો (કલ્યાણરાય ન. જોશી), અને સુરાષ્ટ્ર અને આનર્ત (ડોલરરાય ર. માંકડ) ગુજરાત વિદ્યાપીઠના ત્રૈમાસિકમાં પશ્ચિમી ક્ષત્રપો કુશાણોના ઉપરાજ હતા ? (રમેશ જમીનદાર), ક્ષત્રપકાલીન ગિરિનગર (છોટુભાઈ અત્રિ), પુરાણોમાં ગુજરાતની આદિમ જાતિઓ (કે. કા. શાસ્ત્રી), ક્ષત્રપકાલીન ગુજરાતનું સાંસ્કૃતિક પ્રદાન (રમેશ જમીનદાર), ગુજરાતમાં દસપુર (ક. ભા. દવે), ક્ષત્રપકાલીન ગુજરાતના ઇતિહાસની નિરૂપણ-સામગ્રી (રમેશ જમીનદાર) અને ઇતિહાસની શોધમાં (ર. ના. મહેતા); વડોદરાના પ્રાચ્ય વિદ્યામંદિરના અંગ્રેજી ત્રૈમાસિકમાં દેવની મોરીના ઉત્ખનનમાં પાત્ર ઉપરના ઉત્કીર્ણ લેખમાંના 'ગુજરાતમાં પથિક વંશનો પ્રશ્ન' (કાંતિલાલ સોમપુરા), દેવની મોરીના બૌદ્ધ પાત્રનો ઉત્કીર્ણ લેખ (એસ. શંકર નારાયણ), ભારતવર્ષ ઉપરની શરૂની આરબ ચડાઈઓનો તાજો અંદાજ (નિસાર એહમદ), વડનગરનાં બે મૈત્રક તામ્રદાનશાસનો (હ. ગં. શાસ્ત્રી). 'બુદ્ધિપ્રકાશ' માસિકમાં-યાદવવંશ વિશે યત્કિંચિત્ (ઉપેન્દ્ર સાંડેસરા), ગુજરાતમાં ઇતિહાસ-સંશોધન (હ. ગો. શાહ), સિંહપુર-શિહોર (પ્રી. ચાં. શાહ), મોડાસામાંથી મળેલું એક અર્વાચીન તામ્રપત્ર (નવીન આચાર્ય), ચંદ્રાવતીનગર (હ. ગં. શાસ્ત્રી), ગુજરાતમાં પ્રાગૈતિહાસિક સંશોધન (હ. ધી. સાંકળિયા), વાઘેલાકાલીન ગુજરાતમાં તોલમાપ (નવીન આચાર્ય). અહીં ગુજરાત રાજ્યના માહિતીખાતા તરફથી પ્રસિદ્ધ થતા 'ગુજરાત' પાક્ષિકના દીપોત્સવાંકમાંના 'પ્રાચીન ગુજરાતમાં વહાણવટું' (શિવપ્રસાદ ગોર), લેદરાનો ચૌલુક્ય રાજવંશ (અમૃત વ. પંડ્યા), ગુજરાતનાં પ્રાચીન સ્થળો (હ. ગં. શાસ્ત્રી), લાખો ફુલાણી અને કેરા કોટ (કે. કા. શાસ્ત્રી), ગુજરાતનાં પ્રાચીન બંદરો (હ. ગં. શાસ્ત્રી), આદ્ય-ઐતિહાસિક સિંધુ સભ્યતાનો ગુજરાતમાં પ્રસાર (હ. ગં. શાસ્ત્રી), ઉજ્જયંત અને ગિરિનગર (કે કા. શાસ્ત્રી), આ વગેરે લેખો ધ્યાન ખેંચનારા છે.

અહીં સવિશેષ ધ્યાન ખેંચવા માગું છું તે તો છેલ્લાં નવ વર્ષોથી

વતઆધારિત, ઉદ્ધવનું સન્દેશો લઇ જવું, ગોપીઓએ એમને કરાવેલું પોતાના પ્રેમની ગહરાઈનું ભાન, કૃષ્ણના મથુરાગમનથી રાધા તથા ગોપીઓનો રોષ, વિષાદ, કૃષ્ણને ઉપાલંભ, એ સઘળા ભાવો પણ મળે છે

રાજેન્દ્ર શાહ કૃષ્ણરાધાની હોળીની ક્રીડાનું નિરૂપણ રાધાની ઉક્તિદ્વારા, મધ્યકાલીન કવિઓની બાનીમાં જ જાણે કહે છે કે

સાંવર થોરી અંખિયનમેં જોબનિયું ઝૂકે લાલ
નાગર સાવરિયો
મોરી ભીંજ ચોરી ચુંદરિયા તુ ઐસી રંગ ન ડાલ
નાગર સાવરિયો

અને

સાંવર લ'ની કેસર ઝારા ગૈ'ને લાનો ગુલાલ—નાગર સાવરિયો

અહીં ભાવોચિત શબ્દાવલિ છે, અને તેથી હોળીનુ-રંગના ઉત્સવનુ ચિત્ર કવિ તાદશ કરાવી શકયા છે.

પ્રિયકાન્ત મણિયાર હોળીની મસ્તીનુ વર્ણન કરતા કહે છે કે:-

આજ ગુલાલે ગોકુળ ગાંડુંતુર
સાંવરિયો નહીં સાવર આજે નવલું એનુ નૂર.

× × ×

આજ બની બંસી પિચકારી વેધક એની ધાર

× × ×

હ્રદય આવીને બહાર રમે એને શું ઢાંકે પલવટમાં ?
ભાલભર્યો સોહાગ ગોહતો, આખે અંગે પ્રચુર.

અહી કવિ વાતાવરણ જમાવી શકયા છે. અને રાધાને ઉલ્લાસની ચરમસીમા 'હ્રદય આવીને બહાર રમે' એ પંક્તિમાં સુચારુ રૂપે દર્શાવી, પછી 'શું ઢાંકે પલવટમાં' એમાં રાધાના બધા ભાવો છતા થઇ ગયા, કશું ગોપન રહ્યું નથી, એ પણ એ કેટલું મધુર રીતે કહ્યું છે.

એમના એક અન્ય હોળીની રંગીલા વિષયક કાવ્યમાં રાધા પોતાને શ્રીકૃષ્ણે રંગથી છાંટી તેથી પોતાની પ્રસન્નતા ફરિયાદના રૂપમા વ્યકત કરતી કહે છે :-

છેલછબીલે છોટી, મુજને છેલછબીલે છાંટી
જમનાના જળમાં રંગગુલાબી વાટી–મુજને.

× × × × × ×

માધવને ત્યાં મનાવી લેવા કરીને લોચન લટકું
જવા કરું ત્યાં એની નજરની અંતર પડતી આંટી
મુજને છેલછબીલે છાંટી

અહીં પ્રણયભાવનું રુચિર નિરૂપણ મધુર શબ્દાવલિમાં થયુ છે

મધ્યકાલીન કવિતામાં આવતા રાધા કે કૃષ્ણના મનોભાવોનુ નિરૂપણ પોતાના પ્રણયી આગળ, કોઇને કોઈ મિષે પોતાના પ્રેમનું પ્રગટીકરણ આવતું તેવું જ આજના કવિમાં પણ ઉપલબ્ધ થાય છે. સુરેશ દલાલ 'તો જાણું' કાવ્યમાં પનઘટ ગઇ છે. એને કૃષ્ણની જોડે પ્રણયગોષ્ઠિ વિના ચેન નથી પડતુ, કૃષ્ણનો કોઇને કોઇ મિષે એ સ્પર્શ ઝંખે છે. એથી એ કૃષ્ણની પાસે પોતાનું મનોવાંછિત પામવા એ કહે છે.

મારી ગાગર ઉતારો તો જાણું
કે રાજ તમે ઊંચકયો તો પહાડને

ને પછી એને ચીડવતાં કહે છે કે :–

આખો 'દિ વાંસળીને હાથમાં રમાડો કાન
એમાં શા હોય ઝાઝા વેતા ?
કાંટાળી કેડી પર ગાગર લઇને અમે
આવતાજતાં તે સ્મિત દેતાં
હું તો વહેતી જમનાને અહીં આણું
મારી ગાગર ઉતારો તો જાણું.
કે રાજ તમે ઊંચક્યો તો પહાડને

એમના અન્ય એક કાવ્યમા રાધા, કૃષ્ણને પોતાનું નામ પ્રગટ ન કરવાનું જણાવે છે, એથી એની લોકનિંદા થાય છે મધ્યકાલીન કૃષ્ણકાવ્યમાં પણ લોકનિંદા ઉપર સારી પેઠે ભાર મૂકાયો છે. એ કહે છે :–

રાધાનું નામ તમે વાંસળીના સૂરમહીં
વ્હેતું ના મેલો ઘનશ્યામ

સાંજને સવાર નિત નિંદા કરે છે
ઘેલું ઘેલું ગોકુળિયું ગામ.

આજ ભાવ એમની લાક્ષણિક બાનીમાં વ્યક્ત કરતાં હરીન્દ્ર દવે એમના 'મારા નેણ'માં કાવ્યમાં રાધા પાસે ઉચ્ચારાવે છે કે :-

મારાં નેણમાં શમાવ્યા નંદલાલને રે
મારી મટુકીમાં જમનાનાં નીર
હું તો કોને ઢોળું ને કોને સંઘરું રે?

* * *

મારાં પગલાં મંડાય ગામની દિશે રે
હૈયું તલખે વૃંદાવનની કુંજ
હું તો કઇ દિશ છાંડું ને કઈ સંચરું રે?

ને છેલ્લે લોકલાજની વાત કરતી એ જણાવે છે :-

મારે હોઠે નનૈયો લોકલાજનો રે
મારું હૈયું ઓ સાંવરા અધીર
હું તો શું રે છૂપાવું ને શું કહું રે.

એમના અન્ય કાવ્યમાં રાધા હવે પ્રણયલીલામાં ધીટ થઈ ગઇ છે. એ હવે પોતાને કૃષ્ણની ગરજ નથી, પણ કૃષ્ણને પોતાની ગરજ છે એમ જણાવીને કૃષ્ણને પોતાની પાછળ ભમતો કરવા ઇચ્છે છે, ને તેથી કૃતક રીસ પ્રગટ કરતાં કહે છે :-

ગોકુળથી ' વૃંદાવન જાવું
ને શ્યામ તોયે વૃંદાવન નહીં આવું.

પોતે હવે ભોળા નથી રહી એ જણાવતાં કહે છે :-

બંસીનો નાદ હવે ભુલવે ના રાહ

પણ પછી જ પોતે કેવી કૃષ્ણમય થઇ ગઇ છે, તે દર્શાવે છે :

હવે સુણતી એ સ્વર ક્ષણક્ષણમાં
તમે સંતાશો તોયે નહીં શોધું ઓ કાન.
તમે કહો તો એ માન પણ મૂકાવું
હવે વૃંદાવન નહિ આવું.

પ્રહ્લાદ પારેખે 'નહીં ત્યાં એક છે કૃષ્ણ'માં રાધા પોતાની કૃષ્ણ માટેની વિમાસણ રજૂ કરતાં કહે છે કે, એની આંખો કૃષ્ણને બધે શોધી વળે છે પણ એ પાછી આવીને કહે છે કે કૃષ્ણ અનેક છે. એને ક્યાં શોધવો ? એની સખી એની વિરહવ્યાકુળ દશા જોઇને એને પૂછે છે :-

સખી રાધા નહિ શાને કૃષ્ણને તુજ શોધતી ?

ત્યારે રાધા ઉત્તર દેતાં કહે છે કે પોતાનાં નેત્રો.

પરન્તુ એમ કહેતાં એ જોઇ આવે ફરી ફરી
ત્યહીં ના એક છે કૃષ્ણ સેંકડો કાન છે ત્યહીં

અહીં રાધા કેટલી કૃષ્ણમય થઇ ગઇ છે, કે એને બધે જ કૃષ્ણ દેખાય છે, તે દર્શાવી સાથે સાથે એને આધ્યાત્મિકતાનો પણ ઓપ આપ્યો છે, કે જ્યારે જીવ પરમાત્મા તત્ત્વને પિછાને છે, ત્યારે એને એ જગતમાં સર્વ સ્થળે વ્યાપેલું દેખાય છે.

રાધાકૃષ્ણના શૃંગારમાં કૃષ્ણની મોરલી એ અનેક ભાવોનુ ઉપાદાન બની રહે છે. મુરલી સૂણીને પોતાની વ્યાકુળતા જણાવતાં નિરંજન ભગતના 'મિલન મોરલી' કાવ્યમાં કવિ એની અસર વર્ણવતાં કહે છે :-

વૃંદાવનની વાટે રે કોઇ મિલન મોરલી વાય
જમુના જળને વાટે રે કોઇ ગોપી ઘેલી થાય
મોરલી એ મનડાંની વાણી સુણ્યા વિણ રહેવાય
કાલિન્દીનાં કાળાં પાણી અંગે શીદ રહેવાય
ફૂલમાળાને કાંટે રે એનો જીવ વીંધાતો જાય

રાજેન્દ્ર શાહના ગીતમાં દયારામની રાધાની જેમ જ રાધા મોરલીની ઇર્ષ્યા કરે છે દયારામ જેવી ચોટદાર બાનીમા કવિની રાધા પોતાનો ભાવોદ્રેક વ્યકત કરતા કહે છે :-

આવડો મ લોભ તે કીજીયે 'લી મોરલી
આવડો મ લોભ તે કીજીયે રે લોલ
અમરતને એકલાં મ પીજીએ 'લી મોરલી
અમરતને એકલા મ પીજીએ રે લોલ
આવડું ગુમાન તે મ કીજીએ 'લી મોરલી
આવડું ગુમાન મ કીજીયે રે લોલ

તરસ્યું બીજાની થોડી પ્રીછીએ 'લી મોરલી
તરસ્યું બીજાની થોડી પ્રીછીએ રે લોલ.

આ કાવ્યના ભાવો ને એનું નિરૂપણ ઇત્યાદિ આ કવિને આપણા કે પરપ્રાંતના ઉત્તમ કૃષ્ણકવિની હરોળમાં મૂકી દે છે.

પ્રિયકાન્ત મણિયાર રાધા અને કૃષ્ણનું સાયુજ્ય, અભિનય પ્રતીકો-દ્વારા, પરંપરાગત ભાવને આકર્ષક અને હૃદયંગમતાથી શી રીતે નિરૂપી શકાય તે એમના 'કૃષ્ણને રાધા' નામના કાવ્યમાં દર્શાવે છે કે :–

આ નભ ઝૂક્યું તે કાનજી ને
ચાંદની તે રાધા રે
આ સરવર જળ તે કાનજી રે
પોયણી તે રાધા રે
આ ચાલ્યા ચરણ તે કાનજી ને
પગલી પડે તે રાધા રે,

હેમન્ત દેસાઇ પણ એમના 'વિસામો' કાવ્યમાં બે પ્રેમીઓના સાયુજ્યનું નિરૂપણ કરતાં રાધાકૃષ્ણના રૂપકનો ઉપયોગ કરતાં કહે છે કે :-

તું રાધિકાનું ઉર પ્રીતિરૂપને
હું અંગીનો બોલ ....

ઉશનસ્ પણ રાધાની રીસ દ્વારા એનો કૃષ્ણ પ્રત્યેનો પ્રેમ એમની 'વ્યાકુળ વૈષ્ણવ' નામની ગીતમાળામાં વ્યક્ત કરે છે. દયારામના 'શ્યામ રંગ સમીપ ન જાવું' નામના કાવ્યની જેમ ઉશનસની રાધા પણ કહે છે કે :

એને કશું ના તો મારે પણ એના નામની બાધા
શ્યામની જો હઠ મારે પણ, હું ય પછી છું રાધા,
મૂઈ આ ટેવ વશ્યા મિોં અભાવમાં પણ આમ.

મિલનની જેમ વિરહનાં ગીતો પણ આ યુગમાં આપણને સારા પ્રમાણમાં મળી રહે છે. આ વિરહ નિરૂપણમાં કૃષ્ણ ગોકુળ છોડીને મથુરાં ગયા તેનો પણ ઉલ્લેખ આવે છે, તો બીજી તરફ ગોકુળમાં રહ્યાં રહ્યાં પણ વિરહનો ભાવ નિરૂપાયો છે. મકરંદ દવે એમના 'મોરપિચ્છ' કાવ્યમાં માધવ મોરપિચ્છને અવલોકીને રાધાના વિરહનું દુ:ખ દૂર કરવા નિષ્ફળ પ્રયત્ન કરે છે.

માધવ મોરપિચ્છ અવલોકે,
વારંવાર કંપિત કરથી ધરતા વિરહાકુલ શોકે
આતુર અપલક રાધાકેરી આંખી ઉરે જગાડી
મોરપિચ્છ મહીં અનુપમ નિરખે અંકિત આંખ ઉઘાડી

ને પછી રાધાની યાદ વધુ સતાવે છે ત્યારે

મોરપિચ્છ નિજ શિર લગાવત ધારી પ્રેમ અગાધા
માધવ ડોલત વનવન કુંજે બોલત રાધા રાધા.

આખરે મોરપિચ્છથી કાંઈ સાંત્વન મળ્યું નહિ, અને વિરહાગ્નિ બુઝાયો નહિ.

નિરંજન ભગત એમના 'એટલો રહેજે દૂર' માં કૃષ્ણ રાધાને છોડી મથુરા ચાલી ગયા છે, તેથી રાધા, બધી કેલીઓનું સ્મરણ કરતાં અને એ હવે પાછો પુનઃ એવી કેલી કરી દુખી ન કરે તે માટે કહે છે :-

સાંભળું તારો સૂર
સાવરિયાં એટલો રહેજે દૂર.
ગોપીને ગોપની વચ્ચે સજોડ એ
ભલે ન રાસ તું ખેલે,
વનને વિજન અંબોડલે
ભલે કદંબ ના મેલે.

આમ નાનીશી માગણી કરી પોતે તો પોતાનું સર્વસ્વ સમર્પી રિક્ત થઈ ગઈ છે તેનો ઉલ્લેખ કરતાં કહે છે કે :-

તારી તે મોરલીને સૂર
સાવરિયાં મેં તો ખોલ્યું મારું ઉર
સૂરની સંગાથે મારાં સમણાંનો સાર
ને સંસાર મે તો બાંધ્યો
એમાં તો મુજને આ જગથીયે પાર
રે કેવો તે સૂરલોક લાધ્યો
હવે જાશે મથુરા પૂર
સાંવરિયા થાશે તુ કંસથી યે ક્રૂર ?

અહીં આખું કાવ્ય રાધાની મનોવેદના સજાગ રીતે વ્યકત તો કરે છે. પણ છેલ્લી પંકિતમાં કવિ કાવ્યસૌંદર્યની ચરમ સીમાએ પહોંચી જાય છે.

હરીન્દ્ર દવે રાધાની વિરહવ્યથા વર્ણવતાં એમના 'કુંજકુંજ ગલીગલી ભટકું' કાવ્યમાં કહે છે :–

> તારી સગાથ વિના ઘૂંટાતા જીંદગીના
> એક એક શ્વાસને હું અટકું

ને વિરહ વધતાં

> ઓરા આવો વેદનાના ભડકા
> કે આજ મારો સાંવરિયો સરી ગયો દૂર
> વાટમાં શું ખોલી ખોડાઈ રહો નેણ.
> એક આખરનું ઢાળી લિયો મટકું

ને પછી ઉદ્ધવ સમક્ષ થોડી વેદના થોડી પ્રગલ્ભતા બન્નેના મિશ્રણથી બનેલી અસરકારક વાણીમાં કહે છે :–

> એક જશોદાના જાયાને જાણું
> દેવકીના છોરાને જાણે મારી બલ્લા
> વ્રેહની પીડાને દીધી દાંત દબાવી
> હવે હોઠને તો હસવાથી કામ
> મૂળની તો વાત નહીં માનું કે કોઈ અહીં
> વારેવારે બદલે ના નામ.
>
> ગોપગોપીને પછી સંભળાવો જ્ઞાન
> પહેલાં ધેનુઓની આંખડી લ્હોઇ લ્યો.

અહીં ભાગવતના ભ્રમરગીતનો ભાવ વ્યક્ત થયો છે, પણ તે ભાગવતની રીતે નહીં હરીન્દ્રની પોતાની આગવી રીતે.

આ ઉપરાત, મનસુખલાલ ઝવેરી, દેવજી'મોઢા, સુન્દરજી બેટાઇ, ઈત્યાદિ ગાંધીયુગના કવિઓએ પણ આ યુગમાં રાધાકૃષ્ણની લીલાને ગાઇ છે. આનું એક કારણ એ પણ છે કે આપણે ત્યા રાસગરબા ઉત્સવોનો પથરાટ વધતો જાય છે ને તે અંગેની માગને પહોચી વળવા પણ રાધાકૃષ્ણનાં ગીતો રચાય છે. પરન્તુ, સ્વાતંત્ર્યયુગના રાધાકૃષ્ણ એ ધાર્મિક સ્ત્રીપુરુષ નથી, પણ મસ્તપ્રણયભાવનાં જ પ્રતીકો રહ્યા છે અને તેથી આપણી વધુ સમીપ લાગે છે.

અંતમાં સ્વાતંત્ર્યયુગમાં રાધાકૃષ્ણનું સ્થાન કેવું છે તે પ્રિયકાન્ત મણિયારના જ શબ્દોમાં કહીએ તો

મોરલી મહેંકે હજી
કોણ કહે છે કે કૃષ્ણે તજી ?
મોરલી મહેકે હજી.

અણજાણ્યા કાનને સંભળાયે કાનજી
નવલા એ વેણુને વરતાયે વાનજી,
રાધાને લોચને ઝબકારો ઝરવ્યો–
એનો પડછાયો પથરાયજી
મોરલી મહેકે હજી.

# કાકાસાહેબની કલામીમાંસા

ઉપેન્દ્ર પંડ્યા

જ્હૉનસને ગોલ્ડસ્મિથ વિશે કહ્યું છે, He touched nothing that he did not adorn. આ ઉક્તિ જરાયે અત્યુક્તિ વિના, કાકાસાહેબની બાબતમાં પણ સાવ સાચી છે. જેમની માતૃભાષા મરાઠી છે, છતાં જેમને મહાત્માજીએ 'સવાઈ ગુજરાતી' એવું સૌ ગુજરાતીઓ કરતાંયે ચઢિયાતા ગુજરાતીનું બિરુદ આપ્યું છે, તે કાકાસાહેબનું સ્થાન ગુજરાતી સાહિત્યમાં એક ઉત્તમ સર્જક કોટિના નિબંધકાર, સમર્થ ચિંતક, બહુશ્રુત વિદ્વાન, ઉચ્ચ કલામીમાંસક ને સંસ્કૃતિના પરિવ્રાજક તરીકેનું છે. શ્રી. ઉમાશંકર જોશીએ તો 'કાકાસાહેબની કવિતા' નામે લેખ લખી, ગદ્યકાર કાકાસાહેબને ગુજરાતી સાહિત્યના મૂર્ધન્ય ગદ્યકારોમાંના એક તરીકે જ નહિ, પણ બાણની જેમ જેમની કવિતા ગદ્યમાં જ વહી છે, તેવા ગદ્ય–કવિ તરીકે ય અસાધારણ વૈભવવન્તા ગણ્યા છે. કાકાસાહેબનું તમામ લખાણ ગુજરાતી ભાષામાં નિબંધાકારે જ લખાયું છે – એમના પત્રાદિ સાહિત્યને બાદ કરતાં – છતાંયે એમાં વૈવિધ્ય, વૈદગ્ધ્ય ને કાવ્યત્વ ઓછું નથી.

'હિમાલયનો પ્રવાસ', 'બ્રહ્મદેશનો પ્રવાસ', 'લોકમાતા', 'જીવનનો આનંદ', 'ઓતરાતી દિવાલો,' 'રખડવાનો આનંદ,' 'ઊગમણો દેશ – જાપાન', 'પૂર્વ આફ્રિકામાં', જેવી એમની કૃતિઓમાં પ્રવાસવર્ણન, પ્રકૃતિવર્ણન ને આકાશદર્શન છે, તો 'પૂર્વરંગ,' 'જીવનવિકાસ' જેવી કૃતિઓ ઇતિહાસદર્શનથી સમુજ્જ્વલ છે. 'જીવનસંસ્કૃતિ', 'જીવતા તહેવારો,' 'જીવનલીલા', જેવી કૃતિઓમાં કાકાસાહેબનું સંસ્કૃતિચિંતન છે, તો 'જીવન–ભારતી' ને 'જીવનનો આનંદ' જેવી કૃતિઓમાં કાકાસાહેબનો સાહિત્ય ને કલાવિષયક વિચારવિમર્શ છે. 'કાલેલકરના લેખો' ભા. ૧–૨ માં એમનો શિક્ષણવિચાર છે, તો 'ગીતાસાર', 'ગીતાધર્મ',' 'ધર્મોદય,' 'જીવન–વિકાસ,' 'જીવન–ચિંતન,' 'જીવન–પ્રદીપ' જેવી કૃતિઓમાં કાકાસાહેબનું સભર ધર્મચિંતન છે. 'સ્મરણ–યાત્રા' ને 'ધર્મોદય' કાકાસાહેબના

વ્યક્તિત્વની પિછાન કરાવનાર વિશિષ્ટ સ્મરણકથા છે, તો 'માનવી ખંડિયેરા' ને 'રવીન્દ્ર-સૌરભ' જેવી કૃતિ નમૂનેદાર અનુવાદ છે. બાપુના પત્રોનું એમણે માળારૂપે કરેલું સંપાદન તથા 'બાપુની ઝાંખી' મહાત્માજીને સમજવામાં ચાવીરૂપ નીવડે તેવી સ્મરણમંજરીથી મ્હેંકતી કૃતિઓ છે 'ન્હાનાલાલ-નારીગૌરવનો કવિ' તથા 'સાહિત્યમાં સાર્વભૌમજીવન' એ બે એમનાં વ્યાખ્યાનો, રવીન્દ્રનાથના 'પ્રાચીન સાહિત્ય', 'ઘરે-બાહિરે', 'ચિત્રાંગદા અને વિદાય- અભિશાપ'નું એમણે કરેલું વિવેચન ને રસદર્શન એમનાં અન્ય સાહિત્ય-વિવેચનો જેમ જ મનનપૂર્ણ અને ભાવગંભીર છે.

છતાં શું એ નવાઈ નથી કે જેમનો ગ્રંથવૈભવ આમ લગભગ ૭૦ જેટલાં પુસ્તકો સુધી પહોંચે છે, તે કાકાસાહેબ પોતાને સાહિત્યકાર તરીકે ઓળખાવવાનું ભાગ્યે જ પસંદ કરે છે! એમના જ શબ્દોમાં જોઈએ તો, એ કહે છે: "મારી લેખનપ્રવૃત્તિમાં મેં અનેક ક્ષેત્રો ખેડ્યાં છે, પણ મારું જિંદગીનું મુખ્ય કાર્ય તો પ્રથમથી આમ વર્ગની કેળવણી એ જ રહ્યું છે....જો કોઈ વિષયનું અખંડ અને વ્યાપક ચિંતન કર્યું હોય તો તે એક કેળવણીનું જ. મારા બધાં રસો કેળવણી પ્રત્યેની જીવનનિષ્ઠાનો પરિપોષ કરવા માટે જ છે, એમ કહી શકું." ને પછી એ કહે છે "ગુજરાતની પ્રજા મને ભૂલે નહિ ત્યાં સુધી મને સાહિત્યકાર તરીકે ન ઓળખે, પણ કેળવણીકાર તરીકે ઓળખે એવી મારી આંતરિક ઇચ્છા છે." (જીવન-વિકાસ,' પૃ. ૭; પૃ. ૧૭) જોયું ને ત્યારે? કાકાસાહેબની આંતરિક ઇચ્છા તો છે કેળવણીકાર તરીકે જ ઓળખાવાની.

પણ કાકાસાહેબ આમ શા માટે કહેતા હશે, કેળવણીને ને સાહિત્યને એવું તે શું બગડી બેઠું છે, એવો પ્રશ્ન સહેજે થાય. પોતાને મુખ્યત્વે કેળવણીકાર ગણાવવામાં પ્રેરક તત્ત્વ કાકાસાહેબની જીવનદૃષ્ટિ છે, એમની સાહિત્ય પ્રત્યેની જીવનલક્ષી વિભાવના છે એ સાવ સ્પષ્ટ છે. એમણે આવી જ દૃષ્ટિથી અન્યત્ર કહ્યું છે કે જેમ તુલસીદાસના ચિત્તમાં હનુમાન પ્રત્યે અપાર આદર હતો, પણ અનન્ય ભક્તિભાવ તો રામ પ્રત્યે જ હતો, તેમ સાહિત્ય પ્રત્યે ગમે તેટલો પ્રેમ ને આદર હોવા છતાં, કાકાસાહેબની નિષ્ઠા, એમનો ભક્તિભાવ તો જીવન પ્રત્યે જ છે. સાહિત્ય તથા ઇતર કળાઓ કાકાસાહેબની દૃષ્ટિએ સામાજિક વસ્તુ છે. તેથી સાહિત્ય જીવનનું કીમતીમાં કીમતી, તેમ છતાં સાધન જ બની રહે છે, સાધ્ય નહિ. એટલે જીવનના સંદર્ભમાં, સાહિત્યની સૃષ્ટિ સ્વતંત્ર ને સ્વપર્યાપ્ત ન હોઈ શકે. સાહિત્યની સફળતા, સાચી કૃતાર્થતા, ઉચ્ચતર જીવનનું – સાધ્યનું– સાત્ત્વિક સાધન બનવામાં છે એમ એ પ્રતીતિપૂર્વક માને છે. એમની ભાષામાં

કદીએ તો ફૂલ જ્યારે ખીલે છે ત્યારે કળીના રૂપમાં બધી પાંખડીઓ સામટી લઈને જન્મે છે ને એક એક કરીને ન ખીલતાં બધી જ પાંદડીઓથી સમમપણે ખીલે છે, તેવું જ એમની દૃષ્ટિએ જીવન-પુષ્પનું છે. આ જીવન-પુષ્પને ચારે બાજુથી પૂર્ણતયા ખીલવવામાં સાહિત્યકારે ઉત્તમ માળીનું કાર્ય કરવાનું છે. આનંદનું ને સૌંદર્યનું આ જીવનમાં ઘણુંયે મહત્ત્વ છે તે એ સ્વીકારે છે, પણ એથી વ્યતિરિક્ત બીજાં જીવનમૂલ્યો ને જીવનભાવનાઓ પણ છે ને તેનો નિરોધ ન જ થઈ શકે એ એમનું ખાસ કહેવાનું છે. સાહિત્યે ને સાહિત્યકારે જીવન-કલ્યાણમાં પોતાનું જે કંઈ શ્રેષ્ઠ છે તે સમર્પિત કરવાનું છે. સાહિત્યકાર એની ઐકાન્તિક કલાસાધના કે સૌન્દર્ય-સાધનામા રત રહી પ્રજાજીવનથી વિમુખ બને ને એનું સાહિત્યસર્જન માત્ર આત્મનેપદી બની જાય, તે એમને મંજૂર નથી. એટલે જ એ તો સ્પષ્ટપણે કહે છે :-

–તેમનામાં રહેલા શિક્ષકજીવની જોડે જુદ્ધે ચઢતો હોય એવું દેખાય છે ચિંતક ને સર્જક કાકાસાહેબનું મલયુદ્ધ તથા આ માનસિક દ્વંદ્વયુદ્ધની અનિર્ણયાત્મક અવસ્થાયે એમના લખાણમાં અવારનવાર દેખાય છે. કાકાસાહેબનાં મંતવ્યોમાંથી કેટલાંક સહેજે અણિયાળાં ને અત્યુક્તિપૂર્ણ બની આગળ તરી આવે છે. જેમકે તે કહે છે:–

૧. " સૌંદર્યદર્શન સત્યશોધનની ગરજ ન સારી શકે." (જી. આ.)

" કળા કોઈ કાળે ધર્મનું સ્થાન ન લઈ શકે" . (જી. નો આ. પૃ. ૪૨૩) તો પોતે જ આના વિરોધવાક્ય જેવુ કહે છે.–

" કળાની સમ્યક્ ઉપાસના કરવાથી માણસ કળાતીત થાય છે અને મોક્ષ મેળવવાને લાયક બને છે" (જી. નો આ પૃ. ૨૧૯)

" કળાની ભવ્યતામાં માણસને નિષ્કામ, નિર્મમ અને નિરહંકાર બનાવી જીવન્મુક્તની પેઠે વગર લોભે વિચરતો કરવાની શક્તિ હોય છે." (જી. નો આ પૃ. ૫૭)

૨ " કળાને નીતિની કસોટી ઉપર કસી શકાય, અને નીતિને પણ કળાની કસોટીએ ચડાવી શકાય." (એજન, પૃ. ૨૮૫)
તો સામે એમનું જ વિરોધી મતવ્ય જુઓ:–

" કળા અને નીતિ પરસ્પર નિરપેક્ષ છે એમ માની શકાય. એ પરસ્પર વિભિન્ન તો છે પણ પરસ્પર વિરોધી નથી...કળાને નીતિની ભાષામાં સિદ્ધ ન કરી શકાય, નીતિને કળાની ભાષાથી ઉદ્દીપિત ન કરી શકાય." (એજન, પૃ. ૨૭૫)

૩. " આનંદમાં પ્રયોજન ! છદ્ આનંદ ઓછો જાતે વૈશ્ય છે ?" (જી. નો આ. પૃ.)

તો અન્યત્ર કળાકારનાં જે જુદાં જુદાં પ્રયોજનો કળાસર્જનમાં હોય છે તેની ચર્ચા કરતાં, નિરતિશય સમાધાન માટે (for joy), વિનોદવિસામા તરીકે કે સિસૃક્ષાની અદમ્ય વૃત્તિની તૃપ્તિ અર્થે (as inevitable Necessity) કળા હોય એ એમને અભિપ્રેત કે અભીષ્ટ નથી, કળા જીવનમાં પ્રવેશ કરવાના સાધનરૂપે (as an escape into life) કે જીવનની સેવાના સાધનરૂપે કે આત્માનુભૂતિના સાધન તરીકે (for self-realisation) હોય એ જ એમને તો ઇષ્ટ છે. વળી અન્યત્ર, સત્યં શિવં, સુંદરમ્ એક જ મંગળતત્ત્વની

સર્વાંગ વિભૂતિઓ હોઈ, એ ત્રણેમાં સુસંગતિ હોવી ઘટે એમ કહે છે ને ત્યાં ત્રણે સ્વતંત્ર છે, સ્વયંભૂ છે એમ સ્વીકારે છે.

આ ઉપરાંત કાકાસાહેબની સૂત્રાત્મક વાણી ને શૈલીશોખ–શબ્દશોખીન પોતે હોવાથી–કેટલીક વૈચારિક વિરોધ કે વિભ્રમ ઊભો કરે છે. એમણે કળાનો અતિ-વ્યાપક ને તેથી અરૂઢ ને અનુચિત અર્થ કરી કેટલીક અસંગતિ શબ્દમાત્રથી ઊભી કરી છે, એમ લાગે છે. જેમકે એ કહે છે :–

(i) "સદાચાર એ સર્વશ્રેષ્ઠ કળા છે" (જી. આ. પૃ. ૨૨૯)

(ii) "જીવવુ કેવી રીતે તે સમજવુ એ જ સૌથી મોટી કળા છે." (એજન, પૃ. ૨૮૦)

(iii) "મોક્ષ મેળવવો એ ઉચ્ચતમ કળા છે." (એજન)

(iv) "કળા એટલે જીવન–કળા, સર્વ ધર્મોનો સમન્વય, આદર્શ જીવનની સહજ સુવાસ" (એજન, પૃ. ૪૯૭) ..અહી એમણે સદાચાર સાથે, જીવન સાથે, મોક્ષ સાથે, સર્વધર્મસમન્વય સાથે, જાણે કળાનો પર્યાયસંબંધ હોય–કળાનું અદ્વૈત હોય–એમ સ્વીકાર્યું છે. કળાનો આવો જ અતિવ્યાપક અર્થ કરીને એ કહે છે :–

"સમાજોપયોગી દરેક મજૂરીમાં કળા જોવા જેટલી દૃષ્ટિ આપણી પાસે ન હોય તો/પણ કળા મજૂરીનો તિરસ્કાર ન જ કરે ..મજૂરીનો દ્રોહ કરીને જો જીવન પણ ન ટકી શકે તો કળા કયાં સુધી ટકવાની હતી ?" (જી.નો આ. પૃ. ૪૨૩) આવી જ દૃષ્ટિથી એમણે મજૂર, રેંટિયો ચલાવનાર માતા, કોશિયો, નાવિક ને વણઝારાની પોઠ વગેરેના જીવનમાં વ્યકત થતા સંગીન (?) ને જ સાચું સંગીત (!) કહ્યું છે. કળાના વાચ્યાર્થ કે વ્યંગ્યાર્થ એકેથી જે અર્થ નિષ્પન્ન ન થઈ શકે તે અર્થ અહીં ઉપજાવીને એમણે કળાના ક્ષેત્રને અતિવ્યાપ્ત કરી દઈ અતિતુચ્છ બનાવી દીધું હોય એમ લાગે છે. મજૂરી, સદાચાર, મોક્ષ, ધર્મ, જીવન સુદ્ધાં કળાથી ગમે તેટલાં ચઢિયાતાં છે એમ એકવાર દલીલ ખાતર સ્વીકારીએ, તોયે તે કળા તો કેવી જ રીતે બની શકે ? સૌન્દર્ય ને તજ્જન્ય આનંદ સાથે એમને શો પ્રત્યક્ષ કે પ્રધાન સંબંધ છે ? કળાનાં જે મૂલ્યો છે તેથી જુદાં જ મૂલ્યોને લીધે મજૂરી, સદાચાર વગેરે ગમે એટલાં મહત્ત્વનાં ઠરતાં હોય, પણ કળાના નિશ્ચિત સંદર્ભની દૃષ્ટિએ તો કળા દ્વારા જે આનંદ ને સૌન્દર્યની નિર્હેતુક નિષ્પત્તિ સ્વયંભૂપણે થાય છે, તે મજૂરી, મોક્ષ વગેરેથી કઇ

રીતે થઈ શકવાની? સૌન્દર્ય ''કે આનંદ મોક્ષાદિનું પ્રયોજન પણ કેવી રીતે ગણી શકાય? તો પછી મોક્ષાદિને કળા ગણાવવામાં શું સ્વારસ્ય છે?

કળાનો મહિમા કરતી વખતે પણ કળા સાહિત્ય વગેરેને એકાદ ઉચ્ચતાદર્શક વિશેષણથી અન્વિત કર્યા વિના કાકાસાહેબ રહી શકતા નથી. એમને 'કળા' 'સાહિત્ય' જેવા સાદા શબ્દથી તે નીચાં પડી જાય! એટલે જ 'શુભંકર' વિશેષણ લગાડયા પછી જ એમને શાતા વળે છે ને એ કહે છે—"શુભંકર સાહિત્ય એ આત્માની અમૃતકળા છે, કેમકે એ ચૈતન્યની પ્રેરણા છે." (જી. ભા. પૃ. ૧૬) પણ જે અ–શુભંકર છે તે કેમે સાહિત્ય જ બની શકે ખરું કે એ એમણે ઝીણવટથી વિચાર્યું જણાતું નથી.

કાકાસાહેબની આ કળામીમાંસામાં કળાકાર સર્જક કઈ રીતે કૃતિમાં કળા સિદ્ધ કરે છે, કૃતિ કલારૂપ કેવી રીતે પામે છે એ મુદ્દો પણ અતિ ગૌણ કે ઉપેક્ષિત બની ગયો છે. કાકાસાહેબે સર્જકની પ્રતિભાપર—એના કવિકર્મપર—રૂપઘટન–પ્રક્રિયાપર બહુ ઓછો ભાર મૂકયો છે ને અતિસ્નેહઃ પાપશંકીની જેમ કલાકારના વાસ્તવ જીવનપર વધુ પડતો ભાર મૂકી એને જ સતત ચિંતાની દૃષ્ટિએ જોયાં કર્યું છે. આનંદ કે સૌંદર્યના માનદંડને બાજુએ મૂકી અથવા એ તો છે જ, એમાં શી એવી વશેકાઈ છે વળી?—એમ ગણી લઈ નીતિના માનદંડથી, કળાસર્જનને તપાસ્યાં કર્યું છે. એટલે જ કહે છે— "જ્યારે કોઈ કૃતિ સંસ્કારી ભદ્રપુરૂષને અરુચિ ઉત્પન્ન કરાવે છે...ત્યારે એ અશ્લીલ છે એમ જાણવું." (જી. આ. પૃ. ૨૨૦) અન્યત્ર કહે છે "કળાની ઉપાસના યોગથી થાય છે." (એજન પૃ. ૨૬૯), તો વળી કંઈક વિપરીત કથન લાગે એવું જણાવે છે. "જીવન મોટે ભાગે સાહિત્યકુશળ હોય જ છે." ને એ સૂરમાં વળી કહે છે— "સાચો વિરકત માણસ જ ઉત્તમ કળારસિક થઈ શકે છે."* (પૃ. ૨૮૭) જીવનદૃષ્ટિને જ અગ્રપદે સ્થાપતાં એ કહે છે: "કલાત્મક દૃષ્ટિ મહત્ત્વની છે ખરી, પણ એ સાહિત્યનું સર્વસ્વ નથી. જીવનદૃષ્ટિથી જ સાહિત્યનું પરીક્ષણ થવું જોઈએ." હકીકતે સાહિત્યદૃષ્ટિએ થતા મૂલ્યાંકનમાં જીવનદૃષ્ટિનો અંતર્ભાવ નથી હોતો? સાહિત્યિક દૃષ્ટિએ જેમાં કંઈ યે કસ ન હોય તેનું જીવનદૃષ્ટિએ મહત્ત્વ હોય તો તે ચાલી શકે? પણ આ બે દૃષ્ટિનું સર્વથા દ્વૈત જ માની

---

* કાકાસાહેબને એટલે જ રવીન્દ્રનાથની વૈરાગ્ય વિશેની ફિલસૂફી યથાર્થ પ્રતીત થતી નથી

લેવાની શી જરૂર છે ? જગતની જે કળાકૃતિઓ–સાહિત્યકૃતિઓ–મહાન ગણાઈ છે તે કેવળ સાહિત્યની દૃષ્ટિએ મહાન છે ને જીવનની દૃષ્ટિએ પામર કે પ્રાકૃત છે એમ કહી શકાય ખરું ? વિરક્તિ પણ વેદિયાવેડા ન બની જાય ? કળામાં સંસ્કારી ભદ્રપુરુષ કરતાં 'સહૃદય'નું જ વધુ મહત્ત્વ નથી ? 'જીવનધુરીણ' કલાનો મર્મજ્ઞ–સર્વજ્ઞ, બની શકે ? જો સર્જનશક્તિ–પ્રતિભા જ–ન હોય તો જીવનની સાધુવૃત્તિ માત્રથી કળા મહાન બની શકે ? આવા તો અનેક પ્રશ્નો ઊઠે છે.

જો કે કાકાસાહેબ સાહિત્યકૃતિનો મહિમા સ્વીકારી તેને 'પૂજ્ય પિતરોને સ્થાને' મૂકે છે. "ખરો સાહિત્યકાર બોધ આપતો નથી, પણ દૃષ્ટિ આપે છે.. સાહિત્ય પરમ જીવનનું ઉદ્દીપન છે રહસ્યોદ્ઘાટન છે, સાક્ષાત્કરણ છે." એમ પણ જણાવે છે ને સાહિત્યકારની પ્રેરકતા ખ્યાલમાં રાખીને ભવ્ય સંબોધન કરે છે– "હે સાહિત્યગુરો પરમાત્મન્, તારા અવતારસમા બ્રાહ્મી સાહિત્યકાર આ દુનિયા પર મોકલ." (જી. ભા. પૃ. ૨૫) જો આમ છે, તો સાહિત્યાદિ કલાઓથી આટલા ભડકવાની શી જરૂર ? પણ કાકાસાહેબ તો કહે છે: "કેવળ સાહિત્યોપાસકથી હું ડરું છું." "કેવળ કળાના સેવનથી ઓપ આવે પણ આંતરિક તેજ તો ન જ આવે." ને સાહિત્યનો પ્રધાન ધર્મ જ રૂપાયન–રૂપાયતનનો હોઈ, "રૂપ કાઢવાથી કોઈ સાહિત્ય ઉચ્ચ કે ઘબ્ધ થતું નથી" એમ એ કહે છે ત્યારે રૂપનો અર્થ કાકાસાહેબ આ સંદર્ભમાં, બહિરંગની સુંદરતા કરતા હોય એવું લાગે છે. પણ એ અર્થ પરિમિત નથી ? રૂપનિર્માણ દ્વારા જ કળાની અભિવ્યક્તિ શક્ય બને છે ને ? જેમ વૃક્ષને કે ફૂલછોડને અંતર્બાહ્ય હકીકતે નથી–અંદરથી જ ઊગવાની સકળ પ્રક્રિયા થાય છે, તેવું જ કલાકૃતિનું છે. કાકાસાહેબની આ વિચારણા પર આર્યધર્મ ને સંસ્કૃતિની, ગાંધીજી ને ટૉલ્સ્ટૉયની જે અસર પડી છે તેને લીધે તો આમ નહિ બન્યું હોય ?

સદ્ભાગ્યે ગાંધીજીએ જે કહ્યું છે – "કળા જીવનની દાસી છે અને તેની સેવા કરવાનું જ તેનું કાર્ય છે" એ કક્ષા સુધી, કળાને દાસી ગણવા સુધી, એ પહોંચી જતા નથી પણ કળાની મોટી બહેન કે માતા ધર્મ છે – જીવન છે – ને કળાએ તેમના કહ્યામાં રહેવું જોઈએ જ, એ પ્રકારની એમની માન્યતા લગભગ દૃઢીભૂત જણાય છે. એમનું શિક્ષક–હૃદય કળાને સ્વતંત્ર રજા આપતાં ભારે સંકોચ અનુભવે છે, કળાના હિત ખાતર અનુભવે છે. પણ એથી એમને હાથે સાહિત્યાદિ કળાઓની જે દશા થઈ તે કોઈ વહાલસોઈ પણ પુત્રના કલ્યાણ માટે વધુ પડતી કાળજી રાખતી માતાને હાથે, સતત રોક–ટોકથી એવું વહાલભૂખ્યું

બાળક નિશ્ચેતન, અચંચલ ને રસોત્સાહ વિનાનું ઠાઠુંઠમરું થઈ જાય,' એને મળતી થઈ છે.

કોઈ સાહિત્યકાર કે કળાકારનું જીવન નીતિયુક્ત ન હોય તેથી એનું સાહિત્ય પણ અનુચ્ચ કે નિષ્પ્રભ બની ગયું હોય, એમાં પણ એના અનીતિમય જીવનનો ઓછાયો પડયો જ હોય એમ કેમ માની લેવાય? જેવી છે તેવી કળાકૃતિને જ મૂલવવાને બદલે સર્જકના જીવન પર—એકાદ જ નબળા અંશ પર—નજર દોડાવવાથી આપણે દ્રાવિડી પ્રાણાયામ તો નથી કરતા? સાહિત્યાદિ કળાઓએ જીવનને વફાદાર રહેવું જ જોઈએ એવું સખત બંધન શા માટે? જીવાતા જીવનની સંકુચિતતા દૂર કરી, કલાકૃતિ ક્ષણિકમાંથી સનાતન, સ્થૂળમાંથી સૂક્ષ્મ, અહંતામાંથી નિર્મમતા ને સુખદુઃખ—સંવલિત મર્ત્ય જીવન કરતાં આનંદના અમૃતલોકમાં લઈ જતી હોય, એ શું અશક્ય છે? કાદવમાં ઊગી ઊંચે આભ તરફ મીટ માંડતા શેવાળના શતદળની જેમ કલાકૃતિ વાસ્તવજીવનની, કલાકારના અંગત જીવનની બધી અ-સારતાને અતિક્રમી જતી હોય, એવું જગતની મહાન કૃતિઓમાં નથી જોવા મળતું? ને જેમના જીવનની ભદ્રાભદ્રતાથી આપણે સાવ અજ્ઞાત છીએ તે સર્જકોની કૃતિઓને કઈ રીતે અવલોકીશું? હકીકતે સાચું કલાસર્જન યુધિષ્ઠિરના રથની જેમ, હંમેશા પૃથ્વીથી ચાર આંગળ ઊંચું જ હોય. સર્જન એટલે જ ઉન્નયન. તો આવું સાહિત્ય ચલ—અચલ નીતિનું ડિંડિમ પીટવામાં એનું સાર્થકય સિદ્ધ કરે, પ્રજાકલ્યાણનું સાધન બનવામાં કૃતાર્થતા અનુભવે, જીવનરૂપી દેવાધિદેવને ચરણે પુષ્પાંજલિ અર્પી એનું પૂજન—અર્ચન કરવામાં જ સફલાર્થસિદ્ધિ થઈ ગઈ ગણે, એ બરાબર છે? સર્જન વેળા કલાસર્જક જે સમાધિ—અવસ્થા અનુભવે છે એ જ શું અ—પૂર્વ યોગ નથી કે અધ્યાત્મ યોગની એને પૃથક્ સાધના કરવી પડે? ને એવી નરી નીતિમત્તાથી સાહિત્યાદિ કળાનું સર્જન થતું હોત તો પાદરીઓ, ધર્મપ્રચારકો, તત્ત્વવેત્તાઓ, સાધુસંતો જ મોટા કળાકાર બન્યા હોત ને સામાન્ય સંસારીઓનો તો છેદ જ ઊડી ગયો હોત. વળી નીતિ ધર્મ ને તત્ત્વજ્ઞાન પણ શુદ્ધ ન રહી શકયાં હોય, અહમહમિકામાં પડયાં હોય, ત્યારેય 'રામાયણ,' મહાભારત કે શેક્સપીઅર, કાલિદાસાદિની કૃતિઓ શુદ્ધ કલાતત્ત્વના ઉજ્જ્વલ ઉન્મેષને લીધે, પરોક્ષ રીતે, લોકજીવનને ઉલટી વધુ ઉપકારક નીવડે એ શક્યતા—એ વસ્તુસ્થિતિ—શું સાવ નકારી કાઢવા જેવી છે? ચંદ્રમાં કલંક હોવા છતાં એનો પ્રકાશ જેમ સર્વથા શુભ્ર નિષ્કલંક હોય છે, તેમ કલાકૃતિ કલાકારના કરતાંય વધુ મહાન કે ઉદાત્ત હોય, એમ માનવામાં કંઈ અજુગતું ભાગ્યે જ ગણાય. અને જગતમાં ઉત્તમ ગણાતું કયું સાહિત્ય 'વૃત્તિઓનો હડ-

ફુવા' ગણાય તેવું હીન કે અભદ્ર બન્યું છે? કલાને જીવન–સાડીની કિનાર કે પાલવ ગણવામાં, કિનાર વગર સાડી નથી બનતી એમ નહિ પણ કિનાર–પાલવને લીધે જ સાડી સાડી જેવી લેવી લાગે છે, એમ કહી કલાનું મહત્ત્વ ભલે સ્થપાતું હોય, પણ સાડીની માત્ર કિનાર જેવી કલા જીવનમાં સર્વથા અનિવાર્ય નથી, જીવનના માત્ર શણગારરૂપ ને તેથી કંઈક બહિરંગતુલ્ય છે, એવો આભાસ ઊભો થાય છે ને તેથી કલાનું સમ્યક્ ને સાચું ગૌરવ થતું નથી એ કરતાં તો સાહિત્ય-સંગીતકલાવિહીન મનુષ્ય પુચ્છ ને શૃંગ વિનાના પશુ જેવો છે, એમ કહીને સંસ્કૃત કવિએ કલાનો મહિમા વધુ સારી રીતે વ્યંજિત કર્યો છે. કળાને માત્ર શણગાર તરીકે ગણવાથી જીવન સાથે એનો જે સંતન સમવાય–સંબંધ સ્થાપિત થવો ઘટે તે સ્થપાતો કે સ્વીકારાતો નથી, પણ માત્ર સંયોગ–સંબંધ જ સ્વીકારાય છે ને એ કઠે છે.

સાહિત્યાદિ સર્જનમાં કાકાસાહેબે કલાકારની સ્વસંવિત્તિ, એની આંતર-ચેતનાને ઓછું મહત્ત્વ આપ્યું છે ને સાહિત્ય પરસ્મૈપદી હોવું જોઈએ, આત્મનેપદી નહિ, એ જ અભિપ્રાય વારેવારે વ્યક્ત કર્યો છે, તેથી પણ સર્જનનો ને સર્જકનો મહિમા ઝાંખો પડતો લાગે છે. સર્જકને આમ સતત dictate કરવાની, આદેશો આપવાની, એને આટલો બધો સભાન બનાવી દેવાની ભાગ્યે જ જરૂર હોય. નવા નિશાળીયાની કરડા ગુરુ આગળ જે દશા થાય તેવી દયામણી સ્થિતિ અહીં સર્જકની થતી હોય એવી દહેશત ઊભી થાય છે. સાહિત્ય એ 'વ્યક્તિગત પ્રયાસ જ છે' એમ સ્વીકારવા છતાં કાકાસાહેબ એમ કેમ કહેતા હશે કે–"સાચા સાહિત્યની નિર્મિતિ પ્રજાના પુરુષાર્થનું જ ફળ છે." "સાહિત્યની ઉન્નતિ પ્રજાની ઉન્નતિ સાથે જ થાય છે." "સાહિત્ય એ પ્રજાના પરાક્રમનો પ્રસાદ છે." પણ પ્રજાજીવનમાં ઓટ આવી હોય ત્યારે યે સાહિત્યકાર ભરતીનો ઉછાળ અનુભવતો હોય, એમ ક્યાં નથી બન્યું? 'કેવળ સાહિત્યોપાસકથી' કાકાસાહેબ ડરે છે, પણ સાહિત્યનો અતિ સંકુચિત અર્થ ન કરીએ ને સાહિત્યના વિશાળ અર્થમાં જીવનનાં સર્વ અંગોનો અક્ષરદેહે સમાસ ગણીએ, તો પછી ડરવાપણું રહે ખરું?

તેમ છતાં 'જીવનભારતી'માં કેટલેક સ્થળે કાકાસાહેબનું દષ્ટિબિન્દુ વધુ સ્વસ્થતાભર્યું, તટસ્થતાભર્યું, પૂર્વગ્રહમુક્ત ને સમગ્રતાયુક્ત જોવા મળે છે. કદાચ નીચેનું લખાણ આ સંદર્ભમાં એમના અંતિમ વચન જેવું નીવડે તેમ છે:

"જીવનને અંગે જે કંઈ ચિત્રણ હોય તેમાં સ્વભાવતઃ જ અધ્યાત્મ-બોધ રહેલો હોય છે, પણ તે પ્રયત્નપૂર્વક દેખાડવાની જરૂર હોય જ છે એમ

નહિ. આરોગ્ય સાથે લાવણ્ય જેમ એની મેળે આવી જાય છે તેમ જીવનના યથાર્થ દર્શન સાથે અધ્યાત્મદર્શન હોય જ છે. એને સ્પષ્ટરૂપમાં પ્રગટ કરવાની ખાસ જરૂર નથી હોતી. ઘણીવાર પ્રગટ કરવાના પ્રયત્નમાં એ એકાંગી અને સંકુચિત થઈ જવાનો ભય રહે છે. અધ્યાત્મ એ અંતે જીવનનું રહસ્ય છે. શ્રદ્ધા કે અનુભવથી જ એ કળી શકાય છે. એના પ્રત્યય વગર સ્પષ્ટ કે અસ્પષ્ટ એવું એનું સૂચન કરવું એ ગમે તેટલું રસિક હોય તોયે એમાં સચ્ચાઈ તો નથી જ." (જી. ભા. પૃ. ૧૬૭)

કાવ્ય વિશે પણ એવો જ સાચો અભિગમ નીચેની કંડિકામાં દેખાય છે :

"કાવ્ય એ આસ્વાદ ખાતર છે. એમાંથી આપણી બધી શુભ ભાવનાઓ જો તૃપ્ત થાય તો કાવ્ય કૃતાર્થ થયું. એ તૃપ્તિને અંગે શું જડયું, શું શું મળ્યું એ પાછળથી લેવાનું હોય. કાવ્યમય વાતાવરણમાં આપણે જઈ આવ્યા, એટલો આનંદ શું બસ નથી? વ્યવહારની દુનિયાને ભૂલી જઈ, આદર્શ વ્યવહાર, કોમળતા અને સાત્ત્વિકતા આપણે અનુભવી શકયા એટલું શું બસ નથી?"

(એજન, પૃ. ૧૬૮)

કાકાસાહેબે પોતાનાં મંતવ્યોનું માંડીને બૌદ્ધિક પ્રતિપાદન–શાસ્ત્રીય નિરૂપણ–કરવાનો ખાસ ઉત્સાહ કે વૃત્તિ બહુધા દાખવ્યાં નથી. તેથી પણ એમનાં આ વિધાનો ચિંત્ય ને ચર્ચાસ્પદ બની ગયાં છે. કાકાસાહેબની કલા–મીમાંસા આમ વધુ પડતી જીવનપરાયણને નીતિપ્રધાન, શિક્ષકના આગ્રહ ને પૂર્વગ્રહવાળી થઈ ગઈ છે. એમના જેવા કલાકાર દ્વારા એનો મહિમા જે રીતે પ્રગટ થવો જોઈએ તે રીતે પૂર્ણતાથી પ્રકટ થયો નથી. કલાનું કેટલુંક રહસ્ય એમાં અણપ્રીછયું રહ્યું છે; કલાનો સર્જનવ્યાપાર કંઈક અંશે અજાણ્યો રહ્યો છે. તે છતાં આ મીમાંસામાં ઋજુ હૃદયના, સંવેદનશીલ, રસિક ચિંતક ને કલાકારનો જે સંનિષ્ઠાપૂર્ણ પરિચય આપણને થાય છે, એમની ઉચ્ચ ભાવનામયતાની જે ઉજ્જ્વલ હૃદ્ય પ્રતીતિ થાય છે, તે ઓછું નથી. અલબત્ત કાકાસાહેબનાં પ્રવાસવર્ણનોથી જે પ્રસન્નતા અનુભવાય છે, તે કંઈ ઓર છે. શ્રી. રા. વિ. પાઠકે કહ્યું છે તેમ સતી રાંધે ત્યારે તે કદી ખૂટે નહિ, ને પીરસે ત્યારે કોઈ ભૂખ્યું ન રહે એવી જે પરિતૃપ્તિ પ્રવાસવર્ણનો દ્વારા અનુભવાય છે તે અહીં થતી નથી પણ જે પ્રસાદ કાકાસાહેબના હાથે આ કલામીમાંસા રૂપે મળ્યો છે, તે યે પ્રેરક ને પવિત્ર તો છે જ.

*

## 'સાંપ્રતકાલીન વિવેચન'

પ્રો. નલિન દેસાઈ

આજકાલનું વિવેચન કૃતક વિવેચન બની ગયું છે એવી ફરિયાદ ઊઠી છે તે તદ્દન નિરાધાર નથી વસ્તુતઃ વિવેચનમાં જે સ્થિરતા કે તટસ્થતા જોઈએ તે અત્યારના વિવેચનમાં જોવા મળતી નથી. ખરું પૂછો તો કેટલાક વિવેચકોએ વિવેચનને પૈસા કમાવાના એક સસ્તા કીમિયા તરીકે માની લીધું છે. પરિણામે એમાં જે બૌદ્ધિક ઊંડાણ ( Intellectual Depth ) જોઈએ તે વર્તાતું નથી તેથી જ સાંપ્રતકાલીન વિવેચન છીછરું બની ગયું છે એમ કોઈ કહે તો તેથી ભડકવાની જરૂર રહેતી નથી આપણી વિવેચન પરિપાટીને ઘડવામાં પૂર્વ અને પશ્ચિમના મહત્ત્વના વિવેચકોનો મુખ્ય ફાળો રહ્યો છે. પરંતુ કમનસીબી એ છે કે આપણે પશ્ચિમી વિવેચનાનાં ધોરણો આપણા સાહિત્યને મૂલવવામાં બરાબર પ્રયોજી શક્યા નથી કેટલીક જગ્યાએ તો બાવાના બંને બગડયા જેવો ઘાટ થયો છે. વિવેચનમાં પણ સામસામે છેડે બેસનારા બે વર્ગો બની ગયા છે. એક પક્ષ પૂર્વની વિવેચનાને શ્રધ્ધેય માને છે, જ્યારે બીજો પક્ષ પશ્ચિમની વિવેચનાને. આવી પરિસ્થિતિમાં ઊંડી સમજદારી કે બાંધછોડની નીતિના અભાવે વિવેચનનું ભાવિ જોખમાય એવી પરિસ્થિતિ ઊભી થઇ છે.

જેઓ પૂર્વની વિવેચન પરિપાટીમાં માને છે તેઓ પોતાનાં મંતવ્યો ઢોલ – નગારાં ઠોકીને, સામા પક્ષનાં મંતવ્યોનો છેદ ઉડાડીને રજૂ કરે છે. પશ્ચિમની વિવેચન પરિપાટીમાં માનનારા પણ આવો જ વળતો પ્રતિકાર કરે છે. પોતાનો અભિપ્રાય શા માટે સ્વીકાર્ય છે તેના સમર્થનમાં યોગ્ય પુરાવા આપવામાં આવતા નથી. અને ક્વચિત્ જે પુરાવાઓ અપાય છે તે પોકળ, બનાવટી અને તકલાદી જણાયા છે. ખરેખર પરિસ્થિતિ એવી ઉપસ્થિત થઈ છે કે જો આપણા વિવેચનમાં પૂર્વ–પશ્ચિમની વિવેચનાનો સુભગ સમન્વય ન કરવામાં આવે તો કહેવાતા સાહિત્યના કુસ્તીબાજો માટે વિવેચનક્ષેત્ર અખાડા જેવું બની

જશે.' સાહિત્ય કે વિવેચન એ 'ખોડી બામણીનું ખેતર' નથી કે જેને મન ફાવે તેમ ચરી જાય. જેનો અધિકાર છે તેમને એ ક્ષેત્રમાં ચંચુપાત' કરવાની છૂટ હોવી જોઈએ. કેટલીક વાર અંગત પૂર્વગ્રહો કે રાગ દ્વેષને પ્રદર્શિત કરવા માટે પણ 'વિવેચનનો આધાર લેવાયો છે. તાજેતરમાં જ દક્ષિણ ગુજરાત યુનિવર્સિટી, સુરતમાં બે જાણીતા વિવેચકો કેટલાયે દિવસો સુધી સમાચાર પત્ર દ્વારા ખરાખર આખડયા હતા. જો પૂરી ખેલદિલી, નિષ્ઠા અને વિવેચના કરવા નિમિત્તે એ બધું બન્યું હોય તો તે આવકારદાયક છે. પરંતુ એની પાછળ એકમેકનું વેર લેવાની ભાવના રહી હોય તો એના જેવું શરમજનક બીજું શું હોઈ શકે? સાંપ્રતકાલીન વિવેચન તપાસતાં એક વસ્તુ સ્પષ્ટ તરી આવે છે કે છેલ્લા એક–બે દાયકાનું વિવેચન અને તે પહેલાંનું વિવેચન—એ બે વચ્ચે ઘણું છેટું પડી ગયું છે. વિવેચનમાં પ્રતીત થતા એ અવકાશને સાંધી આપે તેવા 'દુર્લભ યોજક'ની આજે જરૂર છે. સાંપ્રતકાલીન વિવેચન આપણા પ્રારંભકાળના વિવેચન કરતાં કેટલાંક ક્ષેત્રોમાં ઘણું આગળ વધ્યું છે. પશ્ચિમી વિવેચનાના પરિશીલન પછી આપણા વિવેચને પણ નવી ક્ષિતિજોનાં દર્શન કરાવ્યાં છે. પરંતુ કેટલીક વાર પશ્ચિમી વિવેચનના માપદંડો આપણા સાહિત્યના મૂલ્યાંકનમાં શોભાના ગાંઠિયા જેવા બન્યા છે. આનું કારણ એ છે કે આપણા સાહિત્યની આબોહવા જ જુદી છે. એટલે પશ્ચિમી વિવેચનાનાં ધોરણોથી આપણા સાહિત્યને મૂલવવા જતાં અન્યાય થવાનો પૂરતો સંભવ રહેલો છે. પશ્ચિમી વિવેચનાની કેટલીક સંજ્ઞાઓ એવી છે, જેનું જોઈએ તેવું ગુજરાતીકરણ પણ શકય નથી. પ્રો. અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ 'ઍરિસ્ટૉટલનું કાવ્યશાસ્ત્ર'માં લખે છે· "અનુવાદમાં ટ્રૅજેડી, કૉમેડી જેવી સંજ્ઞાઓનું ગુજરાતીકરણ કેટલે અંશે નિર્વાહ્ય એ પ્રશ્ન તો છે જ. અમુક સાહિત્ય–સ્વરૂપ અમુક સંસ્કૃતિવિશેષનું ફળ હોય છે એની સંજ્ઞામાં એની સંસ્કૃતિ વિશેષની પરંપરા સચવાતી હોય છે. અને તેનાં ગુણલક્ષણો જાળવવાનાં હોય છે... ટ્રૅજેડીના પર્યાયરૂપ 'કરુણાન્તિકા' અને 'શોકાન્તિકા' જેવા શબ્દો પ્રચલિત છે પણ-જેનો અંત કરુણ ન હોય એવી કૃતિઓ પણ ટ્રૅજેડી હોય છે" આમ કહીને તેમણે ટ્રૅજેડી માટે 'કરુણિકા' પર્યાય આપ્યો છે કહેવાનું તાત્પર્ય એ છે કે પશ્ચિમની અને પૂર્વની વિવેચન પરિપાટી વચ્ચે ઘણું છેટું પડી ગયું છે. અમુક સંદર્ભમાં વપરાયેલા શબ્દો જે તે દેશકાળ પૂરતા મહત્ત્વના ઠરે છે. એવા વિશિષ્ટ શબ્દ પ્રયોગોનો અન્ય દેશના સાહિત્યમાં વિનિયોગ થાય તો અર્થનો અનર્થ થવાનો ઘણો સંભવ રહે છે.

છેલ્લા દાયકામાં પ્રસિદ્ધ થયેલા વિવેચન ગ્રંથોમાં સ્વ. ચુનીલાલ મડિયા

કૃત 'કથાલોક' અને 'શાહમૃગ-સુવર્ણમૃગ,' રમણલાલ જોશી કૃત 'પરિમાણ,' પ્રો. જયંત કોઠારી કૃત 'ઉપક્રમ' અને 'પ્લેટો-ઍરિસ્ટોટલની કાવ્યવિચારણા,' સુરેશ દલાલ કૃત 'અપેક્ષા' અને સુરેશ જોશી કૃત 'કથોપકથન' ખાસ ધ્યાનપાત્ર છે. સ્વ. મડિયાએ 'કથાલોક'માં નવલકથાની ચર્ચા કરતાં નવલકથાના નાભિશ્વાસની વિશદ ચર્ચા કરી છે લગભગ ૧૨ વર્ષ પછી ૧૯૬૭માં એમણે જણાવ્યું કે આપણે જેને નવલકથાનો નાભિશ્વાસ માનતા હતા તે તો સારો શ્વાસ છે. ચોમાસામાં બિલાડીનાં ટોપ ગમે ત્યાં ઊગી નીકળે તેમ નવલકથાનો ફાલ પણ આજકાલ સારો એવો ઊતરવા લાગ્યો છે. નવલકથાના ફાલની વિપુલતા ઉપરથી એની જીવંતતાનું ફલિત કાઢી ન શકાય નવલકથાના નાભિશ્વાસની ચર્ચા આપણે ત્યાં સૌ પ્રથમ ડૉ. સુરેશ જોશીએ ઉપાડી હતી. એ 'દિવ્ય અસંતોષ'ને પરિણામે કેટલીક પ્રયોગલક્ષી નવલકથાઓ મળી છે. તેથી આપણી નવલકથા મરતી મરતી બચી છે એમ કહેવાનું પ્રાપ્ત થાય છે. પ્રો. જયંત કોઠારી કૃત 'ઉપક્રમ' વિવેચનક્ષેત્રે મહત્ત્વનો ઉમેરો છે. એમણે 'મેઘાણીની વિવેચન-પ્રવૃત્તિ,' 'ગુજરાતી નવલકથા વિશે વિચાર વિમર્શ' અને 'કાન્તનું ગદ્ય' જેવા અભ્યસનીય લેખો આપ્યા છે. એમનો બીજો વિવેચનગ્રંથ 'પ્લેટો-ઍરિસ્ટોટલની કાવ્ય વિચારણા' આપણા વિવેચન સાહિત્યને મળેલી અમૂલ્ય ભેટ છે. પ્લેટો અને ઍરિસ્ટોટલ ગુજરાતીમાં ઊતારાય એવી વર્ષોથી રાહ જોવાતી હતી. પ્રસ્તુત ગ્રંથમાં લેખકનો અભ્યાસ, વિષયભૂત મુદ્દાનુ તાત્વિક પરિશીલન ખાસ ધ્યાન ખેંચે એવું છે. પ્લેટો અંગે વાત કરતાં ઉપયોગિતાવાદની ઝીણવટભરી ચર્ચા કરી છે. ઍરિસ્ટોટલની કાવ્યવિચારણામાં અનુકરણનો સિદ્ધાંત, કેથાર્સિસ, ટ્રેજેડીનું સ્વરૂપ ખાસ ધ્યાનપાત્ર છે. એમાંની ઊડીને આંખે વળગે તેવી લાક્ષણિકતા 'ઍરિસ્ટોટલની વિચારણા – આજના સંદર્ભમાં' નામક લેખમાં રહેલી છે. આ સાથે પ્રો. અનિરુદ્ધ બ્રહ્મભટ્ટનો ઍરિસ્ટોટલના 'Poetics'નો અનુવાદ અગત્યનો ઉમેરો બને છે તેની પણ નોધ લેવી જોઇએ.

પ્રો સુરેશ દલાલનો તાજેતરમાં પ્રસિદ્ધ થયેલો વિવેચનગ્રંથ 'અપેક્ષા' સાહિત્ય રસિકોની અપેક્ષા સંતોષતો નથી. એમાં લેખકે પરસ્પર વિરોધી વિધાનો કર્યાં છે. પરિણામે એમની વિવેચન પદ્ધતિમાં તાર્કિક સુસંગતતા (*Logical* Consistency) જળવાયેલી અનુભવાતી નથી. અત્રે ફરીથી યાદ આપવું જોઇએ કે સાહિત્ય Communication માટે સર્જાતું નથી. વળી એમાં ભાવસંક્રાંતિ એટલે શું ? તે પણ સ્પષ્ટ થતું નથી. 'કાન્તની કાવ્યસમૃદ્ધિ' નામનો લેખ આપણા વિવેચનની ઘણી બધી લાક્ષણિકતાઓ છતી કરે છે. 'પ્રત્યંચા'

વાંચીને કવિતા વાંચ્યાનો આનંદ ન થયો એમ કહેતા આ વિવેચક એવો આનંદ શાથી ન થયો તે વિશે એક અક્ષર પણ કહેતા નથી. અંગ્રેજી કવિતાની પંક્તિઓ જ્ઞાનની મર્યાદાઓ ઢાંકવા માટે ખડકી દીધી હોય એવી ગંધ આવે છે.

આજનું વિવેચન કૃતક વિવેચન બની ગયું છે. વિવેચનનું કર્તવ્ય તો સર્જાતા સાહિત્ય માટે અનુકૂળ આબોહવા ઊભી કરી આપવાનું છે. સાંપ્રતકાલીન વિવેચન એની કૃતકતા ખંખેરી નાખે અને સમન્વયકારી દૃષ્ટિ કેળવે તો સારા ભવિષ્યની " અપેક્ષા " રાખી શકાય. *

---

* સંદર્ભગ્રંથ: 'ઊહાપોહ' અંક–૧ : તંત્રી : ઉષા જોશી.

# कीर्ति – कीर्तन

ભોગીલાલ જ. સાંડેસરા

શબ્દાર્થવ્યાપારમાં સ્થૂલીકરણ (Concretion) એક મહત્ત્વની પ્રક્રિયા છે. ઉદાહરણ તરીકે, 'સંતાન' અને 'સંતતિ' જેવા શબ્દો સાતત્યવાચી હોઇ મૂળે સૂક્ષ્મ ભાવ વ્યક્ત કરે છે, પણ એ જ શબ્દોના અર્થાન્તર 'બાળક'માં એનું સ્થૂલીકરણ નજરે પડે છે. સંસ્કૃત રોહિત અને લોહિતનો મૂળ અર્થ 'રાતું' છે, પણ એ ઉપરથી વ્યુત્પન્ન થયેલ 'લોહી' શબ્દ સ્થૂલીકરણ દર્શાવે છે.

આપણા સાંસ્કૃતિક ઈતિહાસનું એક રસપ્રદ પ્રકરણ રજૂ કરતું એનું વિશિષ્ટ ઉદાહરણ સંસ્કૃત શબ્દો कीर्ति–कीर्तनના અર્થવિકાસમાં છે. વ્યાકરણ દૃષ્ટિએ, दृष्टि–दर्शनનાં સમાન્તર રૂપો એ ગણી શકાય. कीर्ति–कीर्तन શબ્દો, મૂળ कृत् 'પ્રશંસા કરવી' ઉપરથી આવેલા છે અને અનેક અર્વાચીન ભારતીય ભાષાઓમાં તત્સમ રૂપે જ એ પ્રચલિત છે. એમનો મૂળ અર્થ પ્રસ્તુત ભાષાઓના ભાષકોને પણ સ્વયંસ્પષ્ટ છે. પરન્તુ મનુષ્યની કીર્તિનાં સ્થૂલ સ્મારકો જેને ગણવામાં આવ્યાં છે એવાં દેવાલયો, પ્રાસાદો, અન્ય બાંધકામો કે લોકોપયોગી કાર્યો માટે સંસ્કૃત સાહિત્યમાં તુલનાએ કંઇક પાછળથી એ શબ્દો વપરાયા છે. હેમચન્દ્રે 'અનેકાર્થસંગ્રહ'માં कीर्ति શબ્દના અર્થોમાં 'પ્રાસાદ' પણ આપ્યો છે.

'વાચસ્પત્ય' અને 'શબ્દકલ્પદ્રુમ' એ બે અર્વાચીન સંસ્કૃત મહાકોશોમાં कीर्ति કે कीर्तन શબ્દનો પ્રસ્તુત અર્થ નથી. બોથલિંક અને રૉથનો સંસ્કૃત – જર્મન મહાકોશ જે સંસ્કૃતજ્ઞોમાં સામાન્યતઃ 'સેન્ટ પિટર્સબર્ગ લેક્સિકોન' તરીકે ઓળખાય છે એમાં (ઇ. સ. ૧૮૫૮) कीर्तिના અન્ય અર્થો સાથે 'પ્રસાદ' (કૃપા) તથા 'પ્રાસાદ' અર્થો આપ્યા છે ત્યાં H એવો નિર્દેશ હોઇ હેમચન્દ્રને આધારે,

એ અર્થ અપાયા છે એ સ્પષ્ટ છે. મોનિયર-વિલિયમ્સના 'સંસ્કૃત-અંગ્રેજી' કોશ (૧૮૯૯)માં આ બંને અર્થો આપી ત્યાં L (-Lexicographars, કોશકારો) એવો ઉલ્લેખ કર્યો છે તે પણ હેમચન્દ્રને આધારે હશે એમ કલ્પી શકાય. જો કે સંસ્કૃત 'મેદિની-કોશ'ની મુદ્રિત વાચનામાં कीर्तिःप्रसाद-यशसोः એવો પાઠ છે તથા અનેકોએ એને અનુસરી કીર્તિનો 'પ્રસાદ', 'કૃપા' એવો અર્થ આપ્યો છે (અને સંભવ છે કે ઉપર્યુક્ત - આધુનિક પાશ્ચાત્ય કોશકારોએ એ અર્થ આપવામાં હેમચન્દ્ર ઉપરાંત 'મેદિનીકોશ' તથા તેને અનુસરનારા અન્ય પ્રાચીન કોશકારોનો આધાર લીધો હોય.) પરન્તુ વસ્તુતઃ प्रासाद શબ્દનો કોઈની ભૂલથી प्रसाद પાઠ થયો લાગે છે, કેમકે કીર્તિનો प्रसाद અર્થ સાહિત્યમાં ક્યાય નથી તેમજ તાર્કિક દૃષ્ટિએ પણ તે અનુપપન્ન છે. આપ્ટેના સંસ્કૃત-અંગ્રેજી કોશમાં कीर्तन નો Temple 'દેવમન્દિર' અર્થ છે ખરો, પણ તે માટે કોઇ આધાર અપાયો નથી.

કીર્તિ-કીર્તન શબ્દના અર્થ વિષે કેટલુંક સૂચન 'શબ્દ અને અર્થ' વિષેનાં વ્યાખ્યાનોમાં (મુબઈ યુનિવર્સિટી, ૧૯૫૨) મેં કર્યું હતુ. પણ કેટલીક વિશેષ સામગ્રીના પ્રકાશમાં એ શબ્દોના અર્થવિકાસને ઐતિહાસિક ક્રમે તપાસવાનો પ્રયત્ન કરીએ. ઇ. સ ના પાંચમા સૈકા જેટના જૂના સમયમાં કીર્તિ શબ્દ પહાડમાં કોતરેલા કે બાંધેલા ચૈત્ય માટે પ્રયોજાયો છે. એ ચૈત્યમાં પ્રકાશ આવવા માટેની બારી-ચૈત્ય વાતાયન તે कीर्तिमुख. મુંબઈ પાસે કન્હેરીની ગુફાઓના ચૈત્યમાંથી મળેલાં, ત્રૈકૂટક સં ૨૪૫ (ઇ. સ. ૪૯૩)ના તામ્રલેખમાં એ ચૈત્ય માટે કીર્તિ શબ્દનો પ્રયોગ જુઓ-

तावत् कीर्तिः स्थिरेय भजतु शुभकरी सत्सुतं पुष्यनाम्नः । [१] કીર્તિ શબ્દનો અર્થ અહીં સૂક્ષ્મ અને સ્થૂલ અર્થોની અધવચાળે છે એમ કોઈ કહે. જો કે ત્યારબાદ, ઇસવી સનના બારમા સૈકા સુધી ભારતના વિવિધ પ્રદેશોમાંથી મળેલા ઉત્તીર્ણ લેખોમાંના, કીર્તિના પ્રયોગો જોતાં એના પ્રસ્તુત અર્થ વિષે કોઈ શકા રહેતી નથી.[૨] જો કે ચૈત્ય કે દેવમન્દિર ઉપરાંત બીજાં સ્મારકો માટે પણ

---

૧ 'જર્નલ ઑફ બૉમ્બે બ્રાન્ચ ઑફ રૉયલ એશિયાટિક સોસાયટી,' પુ. ૫, પૃ. ૩૨

૨ 'સિદ્ધ-ભારતી,' ગ્રન્થ ૧માં શ્રી. બહાદુરચંદ છાબડાનો લેખ 'કીર્તિ, ઇટ્સ કોનોટેશન' પૃ. ૪૦-૪૧

કીર્તિ શબ્દ ઉત્કીર્ણ લેખોમાં વપરાયો છે એ નોંધપાત્ર છે. લખનૌ મ્યૂઝિયમમાં સચવાયેલી, શુંગકાલીન એક નાગમૂર્તિ નીચેના લેખમાં એ મૂર્તિને કીર્તિ કહી છે. બંગાળના રાજા આદિત્યસેનની રાણી કોણદેવીએ બંધાવેલી એક પુષ્કરિણીને એ વિષેના લેખમાં કીર્તિ તરીકે વર્ણવાઈ છે (महादेवी श्री कोणदेवी पुष्करिणी-कीर्तिमिमाङ्कारितवती). જયપુર પાસેથી મળેલા સં. ૭૪૧ના એક વાવના શિલાલેખમાં તે વાવને કીર્તિ કહી છે (तावत् कीर्तिरियं शशाङ्करुचिरा राज्ञो जनैर्गीयताम्).[3]

આ અર્થ કે અર્થાન્તરમાં કીર્તિનો પ્રયોગ પ્રશિષ્ટ સંસ્કૃત સાહિત્યમાં ખાસ મળતો નથી એ આશ્ચર્યજનક છે. સાહિત્ય કરતા ઉત્કીર્ણ લેખોની ભાષા વ્યવહાર ભાષાની નજદીક હોય એ સમજાય એવું છે તો કીર્તિનો પ્રસ્તુત અર્થ આર્યભારતની લોકબોલીઓમાં વધુ પ્રચલિત હશે એમ ગણવું ?

પ્રસ્તુત અર્થમાં કીર્તિ કરતાં કીર્તન શબ્દનો પ્રયોગ પ્રમાણમાં અર્વાચીન લાગે છે. આધુનિક સંશોધક વિદ્વાનોમાં કીર્તનના આ અર્થ પ્રત્યે લક્ષ્ય ખેંચવાનું સર્વપ્રથમ માન પં. ભગવાનલાલ ઇન્દ્રજીને ઘટે છે. શક સં. ૧૦૧૬ના શિલાહાર દાનપત્રમાંના—

सं (शं) भोर्यो द्वादश (श) पि व्यरचयदचिरात्कीर्तनानि (नि) स्वनाम्ना ।

("તેણે થોડા સમયમાં જ પોતાના નામથી મહાદેવનાં બાર મન્દિરો કરાવ્યાં")

એ પંક્તિમાંના कीर्तनानि શબ્દનો Temples એવો અર્થ આપતાં દાનપત્રના સંપાદક શ્રી. કે. ટી. તેલંગે આ હકીકતનો સ્પષ્ટ ઋણસ્વીકાર કર્યો છે.[4]

'અગ્નિપુરાણ'માં 'દેવાલયનિર્માણફલાદિ'એ શીર્ષક નીચેના અધ્યાયમાં કીર્તનનો પ્રયોગ દેવમન્દિરો સમેત અન્ય સ્મારકો માટે હોય એમ જણાય છે—

---

૩ એ જ

૪ શ્રી. તેલંગ લખે છે—"Pandit Bhagvanlal tells me that he has seen कीर्तन used in this sense elsewhere. To me this sense of the word is quite new." ('ઇન્ડિયન એન્ટીક્વેરી,' ફેબ્રુઆરી ૧૮૮૦; પુ. ૯, પૃ. ૩૬ ટિપ્પણ ૧૩).

तस्मादित्तं समासाद्य दैवाद्वा पुरुषादथ।
दद्याद् सम्यग् द्विजाग्रयेभ्यः कीर्तनानि च कारयेत् ॥

(ખિબ્લિયોથેકા ઇન્ડિકાની આવૃત્તિ ભાગ ૧, પૃ. ૧૧૧)

પ્રશિષ્ટ સંસ્કૃત સાહિત્યમાં કીર્તનના નિદાન એ અસંદિગ્ધ પ્રયોગો બાણભટ્ટની 'કાદંબરી'માં છે. એમાં યુવરાજની વિજયયાત્રાના વર્ણનમાં કવિ કહે છે–आदिशन् देशव्यवस्था, स्थापयन् स्वचिह्नानि, कुर्वन् कीर्तनानि, लेखयन् शासनानि, पूजयन्नग्रजन्मनः, प्रणमन् मुनीन् पालयन्नाश्रमान्.. (નિર્ણયસાગર પ્રેસની સાતમી આવૃત્તિ, પૃ. ૨૨૫) અને વિજયયાત્રા દરમિયાન યુવરાજનાં લોકકલ્યાણકારી કાર્યોનો–જેમાં કીર્તન પણ છે–નિર્દેશ કરે છે બીજો ઉલ્લેખ એથી યે સ્પષ્ટતર છે વૈશંપાયન વિષે ચંદ્રાપીડ કહે છે–न सत्रकूपप्रपाप्रासादतटाकारामादिभिः कीर्तनैरलंकृता मेदिनी। (એ જ, પૃ. ૪૮૩) સદાવ્રત, કૂવા, પરબ, પ્રાસાદ–દેવમન્દિર, તળાવ, બગીચા વગેરે લોકોપયોગી કીર્તિ સ્મારકો અહીં કીર્તન વડે ઉદ્દિષ્ટ છે.[૫]

આર્ય સૂરની 'જાતકમાલા' (પૃ. ૨૧૯) પણ આ વ્યાપક અર્થનું સમર્થન કરે છે.

श्रीमन्ति कीर्तनशतानि निवेशितानि
सत्राजिराश्रमपदानि सभाः प्रपाश्च ।

મધ્યકાલીન ગુજરાતના સંસ્કૃત સાહિત્યમાં કીર્તન શબ્દ લાંબા સમય સુધી વપરાયો છે. દેવમન્દિર સમેત તમામ કીર્તિ સ્મારકો' અને 'દેવમન્દિર' એ બંને

---

૫ 'કાદંબરી'ના વિદ્વાન ટીકાકારો ભાનુચન્દ્ર–સિદ્ધિચન્દ્ર ઉપર્યુક્ત પ્રયોગોનો ખરો અર્થ સમજાવી શકયા નથી એ આશ્ચર્યજનક છે. પહેલા પ્રયોગનો તેમણે–कीर्तनानि हरिगुणगानानि कुर्वन् એવો અર્થ આપ્યો છે, જ્યારે બીજો પ્રયોગ–एतत्प्रभृतिभिः कीर्तनैर्नामभिर्मेदिनी वसुधा नालंकृता न विभूषिता એમ સમજાવ્યો છે. ભાનુચંદ્ર–સિદ્ધિચંદ્ર ઇસવી સતના સોળમા સૈકામાં થયેલા, ગુજરાતના જૈન સાધુઓ છે. ત્યાર પહેલાં ગુજરાતમાં મુખ્યત્વે જૈનોને હાથે રચાયેલા વિપુલ પ્રબન્ધાત્મક સાહિત્યમાં કીર્તન શબ્દ (હમણાં જોઇશું તેમ) પૂર્ણ પરિચયની રીતિએ વપરાયેલો હોવા છતાં ભાનુચંદ્ર સિદ્ધિચંદ્રના ધ્યાન બહાર રહેલો જણાય છે. લલિત અને શાસ્ત્રીય સંસ્કૃત વાઙ્મયમાં વ્યુત્પન્ન હોવા છતાં જૈન સાહિત્યની ઉકત શાખાનો તેમનો પરિચય સાધારણ હતો એમ આથી માનવું પડે.

અર્થોમાં એનો પ્રયોગ છે. આ પ્રયોગ નોંધવાની દૃષ્ટિએ થોડાક જ ગ્રન્થો મેં જોયા છે. વધુ ગ્રન્થોમાંથી આ કરતા વિશેષ સંખ્યામાં પ્રયોગો મેળવી શકાય. પણ પ્રસ્તુત ચર્ચા તથા એમાંનાં તારણો માટે અહીં રજૂ થયેલી પ્રમાણસામગ્રી અપર્યાપ્ત નહિ ગણાય એવી મને આશા છે ઉપર્યુક્ત બે અર્થવિભાગોમાં અહીં પ્રયોગો નોંધું છું.

## ૧. દેવમન્દિર સમેત તમામ કીર્તિસ્મરકો

(૧) 'કીર્તિકૌમુદી' મહાકાવ્યનો કર્તા, ગુજરાતનો રાજપુરોહિત સોમેશ્વર (ઈ. સનો તેરમો સૈકો) મંત્રી વસ્તુપાલની ઉદારતાને બિરદાવતા લખે છે.

महता वर्तमानाना वित्तेनोपकरोति यः।
स्वर्गताना जरत्पूर्तकीर्त्तनोद्धरणेन तु ॥

(અધ્યાય ૪, શ્લોક ૨૩)

અહીં જીર્ણ જળાશયો અને સ્મારકોના ઉદ્ધારનો સ્પષ્ટ નિર્દેશ છે.

(૨) येन खटिकासिद्धिवशादशाहंमण्डपादिकीर्तनानि रैवतोऽत्यकाया कृतानि

–રાજશેખર સૂરિકૃત 'પ્રબન્ધકોશ' (સં. ૧૪૦૫) સિંધી સિરીઝ, પૃ. ૮૬

(३) श्री वस्तुपाल – तेजःपालौ मन्त्रीश्वरौ उभौ आस्ताम् ।
यौ भ्रातरौ प्रसिद्धौ कीर्तनसंख्या तयोर्भूम : ॥

–એ જ, પૃ ૧૦૧

(૪) शनैः शनैः स घः श्री शत्रुंजयतलहट्टिका प्राप्तः । तत्र ललितासरः प्रासादादिकीर्तनानि पश्यन् प्रमुदित ससंघ. सचिवः । –એ જ. પૃ ૧૧૪

(૫) नाभेयभवनकल्याणत्रय — गजेन्द्रपदकुण्डान्तिकप्रासाद–अम्बिका–शाम्ब – प्रद्युम्नशिखरतोरणादिकीर्तनदर्शनैर्मन्त्रीसंघश्च नयनयोः स्वादुफल–मार्पितताम् । –એ જ, પૃ. ૧૧૬

(૬) मालदेवनाम्ना कीर्त्तनानि प्रागपि अकारिषत कियन्त्यपि [૬]

–એ જ, પૃ. ૧૨૨

---

૬. આ અવતરણમાં કીર્તનનો કેવળ 'દેવમન્દિર' એવો અર્થ પણ સંભવી શકે.

(७) दक्षिणस्या दिशि श्रीपर्वत यावत्, पश्चिमाया प्रभास यावत्, उत्तरस्या केदारपर्वत यावत्, पूर्वस्या वाराणसी यावत्, तयो कीर्त्तनानि श्रूयन्ते ।

—એ જ, પૃ ૧૩૦

(૮) एकदा पण्डितेनोक्तम्–वत्स अस्माक योग्य किमपि कीर्तन कारय । भूमि दर्शयत । पण्डितेन भूमिर्दर्शिता । तत्र नाहडसर . कारितम् । [૭]

— 'પુરાતન પ્રબધ સગ્રહ,' પ્રસ્તાવના પૃ ૧૫ ટિપ્પણ

(૬) एव सर्वकीर्तनानि १२५०००बिम्बानि शैल–पित्तलमयानि । [૮]

— એ જ, પૃ ૬૫

## ૨ દેવમન્દિર

(૧) નયચન્દ્રસૂરિકૃત 'હમ્મીર મહાકાવ્ય (ઈ સ ના ચૌદમા સૈકાનો પૂર્વાર્ધ)મા, આબુ પર્વત ઉપર વિમલ અને વસ્તુપાલે બધાવેલા મદિરોની રણથભોરના રાજવી હમ્મીરે પોતાની વિજયયાત્રા દરમિયાન મુલાકાત લીધી એ પ્રસગના વર્ણનમા –

> वसतौ विमलात्माय विमलस्याऽपर्भ प्रभुम् ।
> ननाम नोत्तमाना हि चित्ते स्वपरकल्पना ॥
> तत्र श्रीवस्तुपालस्य कीर्तन कलिकर्त्तनम् ।
> दृष्ट्वासौ विस्मितो नैकवेल मौलिमकम्पयत् ॥

(સર્ગ ૯, શ્લોક ૩૪–૩૫)

---

૭ અહી કીર્તન તરીકે સરોવરનો સ્પષ્ટ ઉલ્લેખ છે

૮ આ પક્તિની લબાણ કડિકા અહી ટાકી નથી પણ વસ્તુપાલના સર્વકીર્તનાનિ લેખે મદિરો ઉપરાંત બિબો–મૂર્તિઓ ઉપાશ્રય, તીર્થયાત્રા, બ્રહ્મશાળા, સતત તપસ્વીઓના મઠ, મસ્જિદ, ગઢ, સરોવર વાવ, દત–કાષ્ઠમય સિહાસનો, પટ્ટસૂત્રમય સમવસરણો, સરસ્વતી ભડાર, બ્રાહ્મણ ભોજન, કાર્પટિક ભોજન આદિનો એમા નિર્દેશ છે કીર્તનનો કેટલો વ્યાપક છતા સાહજિક અર્થ !'

(૨) મંત્રી સજ્જને કરાવેલો ગિરનાર ઉપરના મન્દિરનો જીર્ણોદ્ધાર જોવાની, સોમનાથની યાત્રાએથી પાછા વળતાં રાજા સિદ્ધરાજને ઉત્સુકતા થાય છે એ પ્રસગ વર્ણવતાં 'પ્રબન્ધચિન્તામણિ' (સં. ૧૩૬૧)ના કર્તા મેરુતુંગાચાર્ય कीर्तन શબ્દનો પ્રયોગ કરે છે–

अथ भूय: सोमेश्वरयात्राया: प्रत्यावृत: श्रीसिद्धाधिपो रैवतकोपत्यकाया दत्तावासस्तदैव तत्कीर्तन दिदृक्षु ......

— 'પ્રબન્ધચિન્તામણિ', સિંધી સિરીઝ,' પૃ. ૬૫

(૩) સોમનાથના મન્દિરનો જીર્ણોદ્ધાર કરાવનાર રાજા કુમારપાલને સોમનાથની યાત્રા એ કરે તે સમય સુધી હેમચન્દ્રાચાર્ય અમુક વ્રતો લેવડાવે છે–

यद्यनेन निजकीर्त्तनेन सार्द्धमर्द्धचन्द्रचूडं प्रेक्षितुमर्हसि, तद्यात्रायर्पन्ते नियममोचनावसरः ।

—એ જ, પૃ. ૮૪

(૪) કુમારપાલે બંધેલાં જૈન મન્દિરો તોડાવનાર અજયપાલની ગર્હણા નિમિત્તે સીલણ ભાંડ પોતાના પુત્રને તથા અજયપાલને કહે છે–

अनेन नृपतिना पितरि मृते तस्य कीर्तनानि पातितानि, त्वया तु मम जीवनोऽपि पातितम् । ... देव ! विमृश तथ्यमिदमतथ्यं वा । गृहस्थः कीर्तनं कारयति यावन्मम कोऽपि भविष्यति तावदस्य सारा भविष्यति ।

—'પુરાતન પ્રબન્ધસંગ્રહ' પૃ. ૪૮

(૫) एकदा लूणिगेऽनशनं गृह्णाति धर्मव्ययो याचित:–यदहं अर्बुदाद्री देव नन्तु गतः । तत्रेति मनोरथ आसीत् । तदा तत्र किंचित् कीर्त्तनं काराप्यम् ।

—એ જ, પૃ. ૫૩ ટિપ્પણ

(૬) તેજપાલના સ્વર્ગવાસનાં સ્મારક–मंत्री अनशनमादाय दिवमगमत् । तत्र कीर्त्तनत्रयम् ।

માં નોંધ્યો છે. પહાડોમા કોતરેલાં ચૈત્યો કે ગુહામન્દિરો બાદ લાકડું. પથ્થર કે ઈંટનાં મન્દિરો બંધાતાં મન્દિરના પ્રવેશદ્વાર આગળની કમાન માટે કીર્તિમુખ કે કીર્તિવક્ત્ર શબ્દ ક્રમશઃ પ્રચલિત થયો. શિલ્પશાસ્ત્રના ગ્રન્થોમાં એ અર્થ છે. કીર્તિમુખને પર્યાયથી 'તોરણ' (દરવજો) પણ કહે છે. ગુજરાતમાં પ્રસિદ્ધ વડનગર, કપડવણજ, પિલુદ્રા વગેરે સ્થળોનાં તોરણ એ વસ્તુત: કીર્તિમુખ છે.

કીર્તિ અથવા સ્મારક સામે ઊભો કરવામાં આવેલો સ્તંભ તે કીર્તિસ્તમ્મ 'કીર્તિ'ના સૂક્ષ્મ અને સ્થૂલ બંને અર્થો ત્યાં એકાકાર થઇ ગયા છે સાંચી અને સારનાથના અશોક-સ્તંભો તથા દક્ષિણ ભારતીય વૈષ્ણવ મન્દિરોમાંના ગરુડસ્તંભો આ અર્થમાં કીર્તિસ્તમ્મ છે અણહિલવાડ પાટણમાં સિદ્ધરાજ જયસિંહનો સફેદ આરસનો કીર્તિસ્તંભ એના સૌથી મહાન કીર્તિસ્મારક સહસ્રલિંગ સરોવરના કિનારે હતો. કીર્તિસ્તંભ તરીકે વિવિધ શિલ્પાંકિત કે સાદો કેવળ એક સ્તંભ ઊભો કરવાની પ્રણાલિ આ કરતાં અર્વાકતન છે.

બંગાળીમાં 'કીર્તિ'નો અર્થ 'પરાક્રમ,' 'મહત્કાર્ય' એવો થાય છે, તે વળી જુદા પ્રકારનો અર્થફેર રજૂ કરે છે.

*

# ગુજરાતી ભાષામાં દ્વન્દ્વ સમાસ

ગુજરાતીમાં દ્વન્દ્વના ત્રણ પ્રકાર સ્વીકારવામાં આવ્યા છે. (૧) ઇતરેતર, (૨) સમાહાર અને (૩) વૈકલ્પિક આ પૈકી ઇતરેતર અને સમાહાર સંસ્કૃતની સમાસવ્યવસ્થાની અસરતળે સ્વીકારાયા છે, જ્યારે વૈકલ્પિક દ્વન્દ્વને મૌલિક કહી શકીએ. પ્રત્યેકનાં ક્ષેત્ર અલગ હોવા છતાં દરેકની ભેદરેખા માટે–વિદ્વાનોમાં એકમત્ય નથી. કેટલાક વિદ્વાનો 'સગુંવહાલું' શબ્દને સમાહારમાં મૂકે છે, જ્યારે [૧]અ. ક. ત્રિવેદી એને ઇતરેતરમાં મૂકે છે. કેટલાક વિદ્વાનો 'ન્યાયાન્યાય' શબ્દને વૈકલ્પિકમાં મૂકે છે, જ્યારે કેટલાક વિદ્વાનો એકવચનની શરતને ધ્યાનમાં રાખી એને સમાહારમાં મૂકે છે. શ્રી [૨]અ. ક. ત્રિવેદી 'જાઆવ, ન્યાયાન્યાય, ઊઠબેસ' વગેરેને સમાહારમાં ગણે છે. અને શ્રી [૩]મનસુખલાલ ઝવેરી 'ભૂલચૂક, લેવડદેવડ, દેવબ્રાહ્મણ' વગેરેને સમાહારમાં મૂકે છે.

શ્રી [૪]અ. ક ત્રિવેદી સમાહાર દ્વન્દ્વના લક્ષણમાં, સમુદાયના અર્થનું નીકળવું અને સમસ્તપદનું એકવચનમાં રહેવું એમ બે શરતો સ્વીકારે છે, જ્યારે શ્રી [૫]મનસુખલાલ ઝવેરી સમસ્તપદના અર્થવાળી બીજી અન્ય વસ્તુઓનો સમાવેશ થવો એ શરત સ્વીકારે છે. હિન્દીમાં શ્રી [૬]કામતાપ્રસાદ ગુરુ પણ શ્રી ઝવેરી જેવી શરત સ્વીકારે છે.

વૈકલ્પિક દ્વન્દ્વ વિશે શ્રી અ. ક ત્રિવેદી મૌન છે, જ્યારે શ્રી કે કા. શાસ્ત્રી, મનસુખલાલ ઝવેરી વગેરે વિદ્વાનો એને સ્વીકારે છે. હિન્દીમાં શ્રી કામતાપ્રસાદ ગુરુ એને સ્વીકારે છે. પાણિનિને વૈકલ્પિક દ્વન્દ્વ સ્વીકાર્ય નથી, એઓ चार्थे द्वन्द्वः (૨–૨–૨૯) કહી વા–વિકલ્પનો છેદ જ ઉડાડી દે છે–[૭]બાલમનોરમાકાર वार्थे बहुव्रीहिः કહી વિકલ્પની વ્યવસ્થા બહુવ્રીહિમાં કરે છે અને द्वित्राः (બે કે ત્રણ) ઉદાહરણ તરીકે આપે છે, જેને આપણે 'વૈકલ્પિક દ્વન્દ્વ' તરીકે સ્થાન આપ્યું છે.

આ ત્રણેય પેટાભેદોની વ્યવસ્થા જોતાં જણાય છે કે ઇતરેતર અને સમાહારનાં પદોનો વિગ્રહ 'अने' એ અવ્યયથી થાય છે, જ્યારે વૈકલ્પિકનાં પદોનો વિગ્રહ 'के' એ અવ્યયથી થાય છે. ઇતરેતર અને સમાહારનો વિગ્રહ 'अने' એ પદથી થતો હોવાથી એનાં અન્ય વ્યાવર્તક વલણોની તપાસ કરવી જરૂરી છે, પરંતુ એ માટે સંસ્કૃતમાંથી આપણે એ બન્નેને સ્વીકારેલા હોવાથી 'સમાહાર' અને 'ઇતરેતર' અંગે પાણિનિનો શો ખ્યાલ હતો એની તપાસ આવશ્યક છે. સંસ્કૃતમાં 'સમાહાર' નપુંસકલિંગમાં અને એકવચનમાં રહે છે જ્યારે 'ઇતરેતર' દ્વિવચન કે બહુવચનમાં જે તે લિંગમાં રહે છે. 'સમાહાર' એકવચનમાં કેમ રહે છે એનું કારણ બાલમનોરમાકાર આપતાં જણાવે છે કે, समाहारस्य एकत्वात् एकवचनम् અર્થાત્ 'સમાહાર'નાં પદો સંયુક્ત રીતે અર્થની અભિવ્યક્તિ કરે છે. પણ આટલું કહેવાથી કામ ચાલ્યું ન હોવાના કારણે પાણિનિને 'સમાહાર' માટે અનેક નિયમો આપવા પડયા હતા. કયારેક એવું બન્યું છે. કે, 'સમાહાર' અને 'ઇતરેતર'ની ભેદરેખા અતિસૂક્ષ્મ બની છે. દા. તઃ शूद्राणामनिरवसितानाम् (૨–૪–૧૦) એ સૂત્રના નિયમ પ્રમાણે અબહિષ્કૃત શૂદ્રવાચી શબ્દોનો સમાહાર દ્વન્દ્વ થાય; દા તઃ तक्षायस्कारम् અને બહિષ્કૃત શૂદ્રવાચી શબ્દોનો ઇતરેતર દ્વન્દ્વ થાય દા. ત. चाण्डालमृतपा :

અહીંના શબ્દોનો વ્યાકરણી દરજ્જો તદ્દન સરખો છે, માત્ર તારતમ્યમાં ફરક છે. ભિન્ન[૮] લિંગવાળા નદીવાચક શબ્દોને પણ પાણિનિ 'સમાહાર'માં મૂકે છે. દા. તા· गङ्गाशोणम् જ્યારે સમાનલિંગવાળા શબ્દોને એઓ 'ઇતરેતર'માં મૂકે છે દા. તઃ गङ्गायमुने ।

[૯]કેટલાક શબ્દોને પાણિનિ ઇતરેતર અને સમાહાર એમ બન્નેમાં સ્વીકારે છે. આમ વ્યવસ્થા કરતાં કરતાં પાણિનિ જ્યારે થાકયા હશે ત્યારે કેટલાક શબ્દોનો સમૂહ [૧૦]'સમાહાર'માં અને કેટલાકનો 'ઇતરેતર'માં એમ બે વિભિન્ન ગણોમાં શબ્દોની વ્યવસ્થા કરે છે.

હવે આપણે ગુજરાતીમાં 'સમાહાર'ની કેવી વ્યવસ્થા કરી શકીએ એ અંગે વિચારીએ

ઇતિહાસને નજર સમક્ષ રાખીને સંસ્કૃતની પરિપાટી પ્રમાણે 'શબ્દનુ એકવચનમા હોવુ' એ શરત સ્વીકારીએ તો 'સગુવહાલુ, વધ્યુઘટ્યુ, જાઆવ' જેવો વર્ગ આમાં આવી શકે, પણ 'સગાંવહાના, વધ્યાઘટ્યા' એમ બહુવચનમા શબ્દો આવે ત્યારે એઓને અન્યત્ર ગોઠવવા પડે સસ્કૃતની લિંગની શરત–નપુસક લિંગમાં કાયમ રહેવુ તે – ગુજરાતીમા સ્વીકારાઈ નથી એટલે એની ચર્ચા અસ્થાને છે શ્રી ઝવેરીએ રજૂ કરેલી શરત પાણિનિ, પતંજલિ કે ભટ્ટોજીને સ્વીકાર્ય નથી.

કદાચ એમ દલીલ કરવામા આવે કે વ્યાકરણ ગુજરાતીનું છે માટે એની વ્યવસ્થા નિરપેક્ષ હોવી જોઇએ અને એ રીતે ઝવેરીની શરત તપાસવી જોઇએ ગુજરાતીના સમાહાર દ્વન્દ્વની એ મૌલિક શરત છે એમ સ્વીકારીએ તો 'અનાજ, દાણા, શાક, ભાજી,' આવા શબ્દોના સમૂહ જ આ વિભાગમાં આવી શકે, જેનાં ઉદાહરણો ઘણા ઓછાં મળી આવે છે વળી 'વધ્યુઘટ્યુ, આવજા' જેવા શબ્દો આ વિભાગમાં આવી શકશે નહિ તેથી અવ્યાપ્તિ દોષ આવશે અને એને નિવારવા માટે પૂર્વે આપેલી શરતોનો અસ્વીકાર કરવો પડશે

સમુદાયનો અર્થ 'સમૂહ' એવો કરીએ તો સમૂહવાચક નામોના જોડકાં જ આ વિભાગમા આવી શકે, જેઓનાં ઉદાહરણ ખૂબ જ વિરલ હોઈ શકે

આ બધી વિગતો તપાસતા એમ જણાય છે કે 'સમાહાર'ને સંસ્કૃતની અપેક્ષાએ તપાસીએ તો પણ આપણે મુશ્કેલીમાં મુકાઇએ છીએ. અને નિરપેક્ષ રીતે વિચારીએ તો 'સમાહાર'નો આગ્રહ રાખવો જ અસ્થાને છે 'સમાહાર' અને 'ઇતરેતર' બન્ને 'અને' અવ્યયથી વિગ્રહ પામે છે, વ્યાકરણ દરજ્જામા ખાસ વિભિન્નતા નથી, આથી આપણે એમ કરી શકીએ કે દ્વન્દ્વમા 'અને' અવ્યયથી વિગ્રહ પામતો એક ભેદ અને 'કે' અવ્યયથી વિગ્રહ પામતો બીજો ભેદ એમ સ્વીકારીએ અને 'સમાહાર'ને વિદાય આપીએ તો ગુજરાતી વ્યાકરણ વ્યવસ્થામાં જરા પણ અવ્યવસ્થા ઊભી થાય તેવુ જણાતું નથી

વૈકલ્પિક દ્વન્દ્વ સંસ્કૃતમાં નથી તેથી એનો વિચાર કેવળ નિરપેક્ષ કરના જણાય છે કે, 'વૈકલ્પિક દ્વન્દ્વ'ની અને 'ઇતરેતર'ની ભેદરેખાઓ આમ સ્વરૂપત. તો ભિન્ન દેખાય છે, પણ કેટલાક એવા શબ્દો છે જેઓ સંદર્ભને અનુસરીને ક્યારેક વૈકલ્પિક દ્વન્દ્વનો વિગ્રહ પામે છે, તો ક્યારેક 'ઇતરેતર'નો વિગ્રહ પામે છે.

દા. ત: યુદ્ધમાં ઊતરેલા સૈનિક માટે જયપરાજયની ચિંતા શી? જય કે પરાજય. 'તારે જયપરાજય, લાભહાનિ નફેતોટો બધાનો વિચાર કરવાનો છે' અહીં 'જય' અને 'પરાજય' બન્નેનો વિચાર કરવાનો છે આવી સ્થિતિમાં એ ઇતરેતરમાં જાય, આમ આવા શબ્દો સંદર્ભસાપેક્ષ છે. પાણિનિએ પણ કયારેક સંદર્ભસાપેક્ષ વિચાર કર્યો હતો. शीतोष्णम् જ્યારે शीतोष्णे उदके स्तः વગેરે. અર્થાત ઉપર્યુક્ત શબ્દ કયારેક 'સમાહાર' અને કયારેક 'ઇતરેતર'માં રહે છે.

'વૈકલ્પિક'ના 'કે' અવ્યયનો વિચાર કરતાં જણાય છે કે 'રાત કે દિવસ' જેવાં જોડકામાં એકપદની હાજરીમાં બીજાની શકયતા જ નથી. રાતની હાજરીમાં દિવસ ન હોઇ શકે અને દિવસની હાજરીમાં રાત ન હોઈ શકે. તેથી બન્ને સાથે અસ્તિત્વમાં જ ન રહી શકતા શબ્દોનો સમાસ થઈ શકે ખરો?

[૧૧૫]પતંજલિએ चार्थे द्वन्द्व (૨-૨-૨૯) સૂત્રના ભાષ્યમાં આ મુદ્દાની ચર્ચા કરી છે, એઓએ જણાવ્યું છે કે 'ઇતરેતર'ના શબ્દો પણ આવા જ વિરુદ્ધાર્થક છે, તેથી આવી શંકા કરવી નકામી છે.

'ચારપાંચ, બેત્રણ' જેવાં સંખ્યાવાચક વિશેષણો સિવાય ગુણવાચક વિશેષણો પણ દ્વન્દ્વમાં આવી શકે કે કેમ એનો વિચાર કરતાં જણાય છે કે સામાન્ય રીતે 'લાલપીળું', સાચુંખોટું', રાતુંપીળું', સારુંનરસું' જેવાં ગુણવાચક વિશેષણોનાં જોડકાં સમાસચક્રના विशेषणोभयपदप्रधानकर्मधारयની અસરતળે આપણે એઓને 'વિશેષણ સમાસ'માં વ્યવસ્થિત કર્યા છે. પણ પાણિનિના સંદર્ભમાં જ આ પ્રશ્નને તપાસીએ તો विप्रतिषिद्ध चानधिकरणवाचि (૨-૪-૧૩) સૂત્રમાં ભટ્ટોજી शीतोष्णम्, અને शीतोष्णे उदके स्तः ની નોંધ લે છે ઉપરાંત दधिपय ગણમાં शुक्लकृष्णौ ની નોંધ લે છે આ બધા દ્વન્દ્વનાં ઉદાહરણ છે शीतोष्णे માં એક પાણી शीत (ઠંડું) અને એક પાણી उष्ण (ગરમ) આથી દ્વન્દ્વ છે. 'લાલપીળાં પતંગિયા ઊડે છે.' માં કેટલાંક લાલ અને કેટલોક પીળાં આ ઇતરેતર દ્વન્દ્વ. એક જ વસ્તુ લાલમિશ્રિત પીળી હોય, એક જ પાણી ઠંડુંગરમ હોય તો વિશેષણ સમાસની શકયતા ખરી, પરંતુ એવી સ્થિતિમાં 'આછુંપીળું' કે ઘેરુ પીળું કે સહેજ ગરમ કે સહેજ ઠંડું' એમ કહેવાની લઢણ છે, એટલે એવા ઉભય ગુણવાચક પદોને દ્વન્દ્વમાં સ્વીકારવાં રહ્યાં આવાં પદો પણ કયારેક સંદર્ભની અપેક્ષા વૈકલ્પિક દ્વન્દ્વમાં જઇ શકે છે દા. ત. થોડુંઘણું આપ્યું માફ કરજો. થોડું કે ઘણું', 'પણ થોડુંઘણું દૂધ પીધું' એવાં વાકયોમાં વકતાને 'થોડું' એવો જ અર્થ અભિપ્રેત છે. અને તેથી 'ઘણું' એ પદ નિરર્થક પડે છે. આથી

આવાં પદોને દ્વન્દ્વ ગણવા કે કેમ એ વિચાર માગી લે છે. (બાવીશ જેવા સંખ્યાવાચકો 'ઇતરેતર'માં આવી શકે.)

આ સિવાય થોડાક આખ્યાતિક દ્વન્દ્વોનો પણ વિચાર કરી લેવો જરૂરી છે. ડૉ. શ્રી[१२] ભાયાણી "થોડોક વ્યાકરણ વિચાર" પુસ્તકમાં આખ્યાતિક સમાસોના વર્ગોની નોંધ લે છે, તેમાંના કેટલાક સમાસોને દ્વન્દ્વમાં મૂકી શકાશે :

–ક્રિયાનામ – હરવુંફરવું, અવજા, ઉઠબેસ

–કૃદંતો :– હરવાફરવા, ખાઈપીને, ખાધુપીધું, આવતોજતો, પડેઆખડે,

–ક્રિયાવિશેષણ : જેમતેમ વાંકુંચુકું, જ્યારેત્યારે,

–ક્રિય :– લાગેવળગે છે

આ બધા શબ્દો ઇતરેતર દ્વન્દ્વ છે.

આ સિવાયના 'રોઈરોઇને, પીનીખીવી, કાપીકૂપીને, આવેકરે, માગ્યુંતાગ્યું, જાણીબૂઝીને, તોડીફોડીને, ઊઠતાંબેસતાં' આવા આઠ ભેદોમાંથી છેલ્લો ભેદ ઊઠતા બેસતાં–જ દ્વન્દ્વના ચોકઠામાં બેસી શકે એમ છે, બાકીના શબ્દોને દ્વન્દ્વમાં નહીં બેસાડી શકાશે, કારણ દ્વન્દ્વમાં બન્ને પદો સ્વતંત્રવ્યક્તિત્વ ધરાવનાં હોવા જરૂરી છે.

દ્વિરુક્તિવાળાં નામો અને વિશેષણો પણ છે છોકરાંછૈયાં, ઘરડાંબૂઢાં' વગેરે. આ વર્ગનો પણ આપણે દ્વન્દ્વમાં સમાવેશ નહીં કરી શકીએ. આ વર્ગને દ્વિરુક્તનામ-વિશેષણ કે ક્રિયાનામ કે અન્યનામ આપવું એનો અહીં વિચાર અપ્રસ્તુત છે. આપણે તો એટલું કહી શકીશું કે એઓને અહીં અવકાશ નથી.

સાર્વનામિક શબ્દો જેવા કે 'મારુંતારું', જેતે, એકબીજા' વગેરે ઇતરેતર દ્વન્દ્વ છે.

દ્વન્દ્વનાં પદો જ્યારે જોડાય છે ત્યારે વચ્ચેનો વિભક્તિપ્રત્યય લોપાય છે. દા તઃ ખાઇપીને, ઘેટાંબકરાંને ક્યાંક બ.વ.માં વચનપ્રત્યય લોપાય પશુપક્ષીઓનો. અહીં ઓ પ્રત્યય. ક્યાંક બ વ માં વચનપ્રત્યયાંશ લોપાય છે. સગાંવહાલાંઓનો મેળો મળ્યો હતો અહીં ઓ લોપાય છે પણ 'આ' પ્રત્યય કાયમ રહે છે.

છેલ્લે આપણે નીચેનાં તારણો કરી શકીએ દ્વન્દ્વમાં :–

(૧) સ્વતંત્ર વ્યક્તિત્વ ધરાવનાં પદો હોવાં જરૂરી છે.

(૨) સમાહાર દ્વન્દ્વનો પેટા વિભાગ રાખવાની જરૂર નથી.

(૩) વિશેષણોભયપદ પણ દ્વન્દ્વમાં આવી શકે.

(૪) સર્વનામ, કૃદંતો, ક્રિ. વિ અવ્યયો, અને ક્રિયા પણ દ્વન્દ્વમાં આવી શકે.

(૫) વૈકલ્પિક દ્વન્દ્વના શબ્દો સંદર્ભને અનુલક્ષીને 'ઇતરેતર'માં જઇ શકે છે

### પાદટીપો –

૧. પાઠય બૃહદ્વ્યાકરણ પૃ. ૧૧૨–૧૩.

૨. એજન

૩. ભાષાપરિચય ધો ૮ માટે. પૃ. ૪૦

૪. એજન

૫. એજન

૬. हिन्दी व्याकरण. ૨૦૦૯ની આવૃત્તિ પૃ. ૪૯૫

૭. સિદ્ધાંત કૌમુદી. બાલમનોરમા ટીકા. (દ્વન્દ્વ પ્રકરણ)

૮. विशिष्टलिङ्गो नदीदेशोऽग्रामा : ૨–૪–૭

૯. विभाषा वृक्षमृगतृणधान्यव्यञ्जनपशुशकुन्यश्ववडवपूर्वापराधरोत्तराणाम् ૨–૪–૧૨.

૧૦. न दधिपय आदीनि ૨–૪–૧૪ ગણપાઠનો બીજો અધ્યાય. આ ગણમાં ૧૭ જોડકાંની નોંધ લેવામાં આવી છે જેઓને ઇતરેતર તરીકે સ્વીકાર્યા છે. અને गवाश्वप्रभृतीनि च ૨–૪–૧૧. આ પણ ગણપાઠના બીજા અધ્યાયમાં છે આ વિભાગમા गवाश्वम् જેવાં ૨૭ જોડકાંને સમાહાર તરીકે સ્વીકાર્યાં છે.

૧૧. પતંજલિ : (पातञ्जल) व्याकरणमहाभाष्य ૨–૨–૨૯ मा सर्व एव शब्दा : विप्रतिपिद्धा : । प्लक्षन्यग्रोधौ इति प्लक्षशब्द : प्रयुज्यमान : प्लक्षार्थं सम्प्रत्याययति न्यग्रोधार्थं निवर्तयति, न्यग्रोधशब्द : प्रयुज्यमान : न्यग्रोधार्थं सम्प्रत्याययति प्लक्षार्थं न्यवर्तयति ।

૧૨. થોડોક વ્યાકરણ વિચાર પૃ. ૮૪

*

# ગુજરાતીમાં પોર્ટુગીઝ શબ્દોનું આદાન

ડૉ. કાન્તિલાલ બ. વ્યાસ

બે પ્રજાઓનો સંપર્ક થાય ત્યારે એક ભાષામાંથી બીજી ભાષામાં શબ્દોનું આદાન સહજ રીતે થાય છે. આદાનપ્રદાનની આ પ્રક્રિયા કેટલાક સામાન્ય નિયમોને આધીન રહીને પ્રવૃત્ત થાય છે. પ્રજાઓ વચ્ચેના આવા સંપર્કો કાં તો વેપાર ઉદ્યોગને નિમિત્તે થતા હોય છે, કાં તો એ કેવળ સાંસ્કૃતિક સંબંધો હોય છે કે કાં તો એક પ્રજા બીજી પ્રજા ઉપર આક્રમણ કરીને એને પરાજિત કરીને એના ઉપર વર્ચસ્વ જમાવે એનાથી એમની વચ્ચે એક પ્રકારના રાજકીય સંબંધો બંધાય છે. પુરાતન ગ્રીકો અને પ્રાચીન ભારતીય આર્ય પ્રજા વચ્ચેનો સંબંધ એ શુદ્ધ સાંસ્કૃતિક સંબંધ હતો. આરબો અને ભારતીય આર્યો વચ્ચે ઈ. સ.ની પહેલી સહસ્રીમાં ઘનિષ્ઠ સંબંધ હતો એને કેવળ વ્યાપારસંબંધ કહી શકાય. સોળમા સૈકામાં એવી જ રીતે પોર્ટુગીઝો સાથે ભારતનો વેપારસંબંધ બંધાયો હતો. એ પછી અંગ્રેજો પ્રથમ વેપારી પ્રજા તરીકે ભારતમાં આવ્યા, અને પછીથી વિજેતા બન્યા, એ એક વિશિષ્ટ રાજકીય સંબંધ બની રહ્યો, જેને પરિણામે ગુજરાતી આદિ નૂતન ભારતીય ભાષાઓમાં પુષ્કળ પ્રમાણમાં અંગ્રેજી શબ્દોનો પ્રવેશ થયો.

અંગ્રેજોની પૂર્વે પોર્ટુગીઝો સાથે ભારતનો સંબંધમાં થયો હતો. પોર્ટુગીઝોએ એમના મુખ્ય થાણાં ગુજરાતમાં અને પશ્ચિમ ભારતને કિનારે નાખ્યાં. અંગ્રેજોની પૂર્વે ઠીક ઠીક સમય સુધી ગુજરાતનો પોર્ટુગીઝો સાથે આ પ્રકારનો સંબંધ રહ્યો હતો, જેને પરિણામે ઠીક ઠીક સંખ્યામાં પોર્ટુગીઝ શબ્દો ગુજરાતીમાં પ્રવેશ્યા. સદ્. સાક્ષરવર્ય નરસિંહરાવ દિવેટિયા જેવા વિદ્વાનોએ આ રીતે ગુજરાતીમાં આયાત થયેલા પોર્ટુગીઝ શબ્દો તરફ ધ્યાન ખેંચ્યું છે. ઉ. ત. એમણે દર્શાવ્યું છે કે અનનાસ, અંગ્રેજ, આફૂસ, પાપરી, બટેટાં, તમાકુ, કાજૂ, ઇસ્કોતરો, કપતાન, મિસ્ત્રી એ શબ્દો પોર્ટુગીઝમાંથી ગુજરાતીમાં આવ્યા છે.

પરંતુ આ આદાન આટલું જ પરિમિત નથી, આનાથી ઘણા વધારે

પ્રમાણમાં પોર્ટુગીઝમાંથી ગુજરાતીમાં શબ્દો આવ્યા છે. ઉ. ત. નીચેના, ગુજરાતી આજે અતિ પ્રચલિત શબ્દો પોર્ટુગીઝમાંથી આવ્યા છે. એમાંના ઘણા તો ભાષાના એટલા બધા અંગભૂત શબ્દો છે કે એ અન્ય કોઈ પારકી ભાષામાંથી આયાત થયા હોવાની કલ્પના પણ ન આવે. નીચે એમાંના કેટલાક મહત્ત્વના શબ્દો નોંધ્યા છે અને એમના મૂળ પોર્ટુગીઝ રૂપો પણ સરખામણી માટે આપ્યાં છે.

| ગુજરાતી શબ્દ | એનું મૂળ પોર્ટુગીઝ રૂપ | ગુજરાતી શબ્દ | એનું મૂળ પોર્ટુગીઝ રૂપ |
|---|---|---|---|
| અરમાર | Armário | કોબી | Couve |
| આયા | Aia | લિલામ (પારસી બોલીમાં 'લિલાઉ') | Leilão |
| બાલદી | Balde | મિજાગરું | Visagra |
| બંબો | Bomba | મેજ | Mesa |
| બાંક | Banco | પોલિસ | Policia |
| બતેલો (વહાણનો એક પ્રકાર) | Batal | પુરાવો | Prova |
| બોયુ (સમુદ્રમાં તરતું 'બોયું') | Boia | રતલ | Arrátel |
| બૂચ | Bucha | સાબુ | Sabão |
| ચાહ | Chá | ટાંકી | Tangue |
| ગાર્દી (ગોલંદાજ સૈનિક) | Guarda | તિજોરી | Tesouraria |
| ઇસ્ત્રી | Estirar | તોફાન | Tufão |
| જુગાર | Jogar | ટુવાલ | Toalha |
| કારતૂસ | Cartucho | મિસ્ત્રી | Mestre |

'ઔક્તિકો'

અત્યારે, મધ્યકાલીન ગદ્યનો માત્ર એક અલ્પઅંશ જૈન ગ્રંથસંગ્રહોમાંથી મુદ્રિત સ્વરૂપે પ્રાપ્ય થયો છે.

અજૈન બ્રાહ્મણીય ગદ્ય સાહિત્યને હજી કોઈ પણ અભ્યાસીએ ઉખેળીને તપાસ્યું નથી.

ગુજરાતની વચલા વર્ગની પ્રજા, મોટે ભાગે પોતાની વ્યવહાર-ભાષા દ્વારા જ શાસ્ત્રના ગ્રંથોથી પરિચિત રહેતી હતી—તેનો વિગતવાર વિચાર આવું સાહિત્ય પ્રગટ થતાં આવવા સરખો છે.

*

# મધ્યકાલીન ગુજરાતી ગદ્યનું વૈવિધ્ય

ડૉ મંજુલાલ મજમુદાર

જૂના ગુજરાતી સાહિત્યમાં ગદ્ય લખાણ બહુ ઓછું થયું છે– 'સાગર'ની સરખામણીમાં 'ખાબોચિયા' જેવું છે, એવો સામાન્ય ખ્યાલ ચાલ્યો આવે છે

પરંતુ વિશેષ શોધને પરિણામે, વિક્રમના ચૌદમા સૈકાથી લખાયેલું છુટક ગદ્ય વિપુલ પ્રમાણમાં મળી આવે છે જે પ્રકાશનની રાહ જુવે છે

સાહિત્યના અનેકવિધ પ્રકારોનું વાહન વર્તમાન ગદ્ય બન્યું છે તેટલા પ્રમાણમાં નહિ છતાં તેના વિવિધ પ્રકારો લોક-વ્યવહારમાં જે પ્રચલિત હતા તે જણાવિયે –

(૧) સંસ્કૃત, પ્રાકૃત કે અપભ્રંશ ગ્રંથોના અનુવાદ રૂપે કે ટીકા–'બાલાવબોધ' રૂપે

(૨) પ્રાસયુક્ત ગદ્યનો પ્રકાર 'બોલી'

(૩) ભાટચારણને કે કથાકારને કામ લાગનારા પ્રસંગના કે વસ્તુના પરંપરાગત આલંકારિક વર્ણનો-જેને 'વર્ણના' અથવા 'વર્ણક' કહે છે

(૪) ઉપદેશની, જ્ઞાનની, ચાતુર્યની કે એવી અનેક સરળ તથા લોકભોગ્ય કથાઓ, અથવા કથાસંક્ષેપો

(૫) દાર્શનિક ચર્ચાઓ, વાદવિવાદો અને પ્રશ્નોત્તરીઓ

(૬) ગુજરાતી ભાષા દ્વારા સંસ્કૃત વ્યાકરણ શીખવવા માટેના સંખ્યાબંધ

'ઔક્તિકો'

અત્યારે, મધ્યકાલીન ગદ્યનો માત્ર એક અલ્પઅંશ જૈન ગ્રંથભંડારોમાંથી મુદ્રિત સ્વરૂપે પ્રાપ્ત થયો છે.

અજૈન બ્રાહ્મણીય ગદ્ય સાહિત્યને હજી કોઈ પણ અભ્યાસીએ ઉખેળીને તપાસ્યું નથી.

ગુજરાતની વચલા વર્ગની પ્રજા, મોટે ભાગે પોતાની બોલચાલ-ભાષા દ્વારા જ શાસ્ત્રના ગ્રંથોથી પરિચિત રહેતી હતી–તેનો વિગતવાર ચિતાર આવું સાહિત્ય પ્રગટ થતાં આવવા સરખો છે

*

## 'જળકમળ' પ્રભાતિયાની પ્રાચીનતા અને કર્તૃત્વ

હરિવલ્લભ ચૂ. ભાયાણી

૧. ' જળકમળ છાંડી જાને બાળા ' એ નરસિંહ મહેતાના નામ વાળું પ્રભાતિયું જૂનું ન હોય અને નરસિંહનું પણ ન હોય એવી શંકા પ્રા પુષ્કર ચંદરવાકરે વ્યક્ત કરી છે

૨ ' જળકમળ'ની કેટલીક પંક્તિઓનુ ગુણસાગરસૂરિકૃત ' ઢાળસાગર-હરિવંશપ્રબંધ'ની એક ઢાળની કેટલીક પંક્તિઓ સાથે શબ્દશઃ સામ્ય હોવા બાબત પણ બે અભ્યાસીઓએ આપણું ધ્યાન દોર્યું છે. આ બાબત તપાસ કરતાં ઢાળસાગરમાં એ પંક્તિઓ પ્રક્ષિપ્ત હોવાનું જણાય છે, પણ એ ઉપરથી 'જળ-કમળ ' પરંપરાગત છે એટલુ અવશ્ય નક્કી થાય છે.

૩ ' જળકમળ 'વાળા પ્રભાતિયામાં ' કમળ'નો નિર્દેશ છે તે કૃષ્ણની કાલિયમર્દનલીલાને લગતી એક જુદી જ કથાપરંપરા તરફ સંકેત કરે છે. દિગંબર જૈન પરંપરાના જિનસેનકૃત હરિવંશપુરાણમાં, સૂરદાસના 'સૂરસાગર'માં અને અન્યત્ર આ પરંપરાવાળી કથા મળે છે, તે અનુસાર કંસે મગાવેલાં યમુનાના કાલિયદ્રહના કમળ લેવા કૃષ્ણ યમુનામા ઝંપલાવે છે અને કાલિયનું દમન કરી કમળ લાવી કંસને મોકલાવે છે. કમળપ્રાપ્તિનો ઉલ્લેખ પ્રેમાનંદના 'દશમસ્કંધ'માં તથા કેશવદાસના ' કૃષ્ણલીલા કાવ્ય 'માં પણ છે.

આ હકીકત ' જળકમળ 'ને ઉક્ત પરંપરા સાથે સાંધે છે.

૪ સૂરદાસકૃત ' સૂરસાગર'માં મળતા એક પદની કેટલીક વિગતો અને શબ્દો ' જળકમળ 'ની કેટલીક વિગતો અને શબ્દો સાથે સૂચક સામ્ય ધરાવે છે બીજી તરફથી ' જળકમળ ' એક રચના લેખે સુઘટિત, સંવાદી અને કોઈ એક કવિની – શક્તિશાળી કવિની–રચના હોવાનું અત્યંત સ્પષ્ટ છે. આ બધા ઉપરથી એવો નિષ્કર્ષ નીકળે છે કે ' જળકમળ ' એક પ્રાચીન પરંપરાગત કૃતિ છે તે નરસિંહની જ હોવાનું નિશ્ચિતપણે સ્થાપવા માટે હસ્તપ્રતોની તથા નરસિંહની બીજી કૃતિઓ સાથેના નિર્ણાયક સામ્યના આધારની અપેક્ષા રહે છે.

*

# 'માધવપુર-ઘેડમાં થયેલા ભક્તકવિઓ

પ્રતાપરાય ચુનિલાલ કાપડિયા

સૌરાષ્ટ્રના ગુજરાતી સાહિત્યના આદિકવિ નરસિંહ મહેતા પોતાના વિશિષ્ટ પ્રકારના પદ્યપ્રકારથી ગુજરાતી સાહિત્યમાં નવો યુગ પ્રસ્થાપિત કરી ગયા તેના અનુસંધાનમાં સૌરાષ્ટ્રમાં પદપ્રકારને વેગ આપનારા તદ્દન થોડા પદકારો જાણવામાં આવ્યા છે. પ્રભાસપાટણમાં રહીને જેણે કૃષ્ણમિશ્રના 'પ્રબોધચંદ્રોદય' નાટકનો ગુજરાતી પદ્યાનુવાદ ઈ. સ ૧૪૯૦માં રચ્યો હતો તે જ ભીમનાં કેટલાંક સ્વતંત્ર પદો પણ જાણવામાં આવ્યાં છે. એક કોઇ ભીમનું શ્રીમાધવરાય પ્રભુના વિવાહોત્સવના ઉપલક્ષ્યમાં વરણાગીમાં ગવાય છે. ' શ્રીવલ્લભ રાજદ્વાર આજ વધામણાં ' આ પદ તેનો કર્તા તો શ્રી વલ્લભાચાર્યજીના પુત્ર શ્રીગુસાંઈજી વિઠ્ઠલનાથજીનો 'રસિકાતના'ના કર્તા ભીમ છે અને એ જુદો છે. આ પાછલા ભીમનું એક બીજું પદ પણ ગવાય છે. નરસિંહ મહેતાની હારમાળામાં પણ એક ભીમનાં પદો આવે છે તે ત્રીજો જ ભીમ જણાય છે. આમાંના પહેલા અને ત્રીજાનો સંબંધ સૌરાષ્ટ્ર સાથે છે, ત્રીજાના સ્થાનનો નિશ્ચય કરવો હોય તો એને જૂનાગઢનો જ માનવો પડે.

૧૭ મી સદીમાં થયેલા એક ધનજીના 'રુક્મિણી વિવાહ'નાં પદોમાં એ શ્રી માધવરાયજીનાં લગ્ન માધવપુરમાં થયાનું નોંધે છે તેથી કદાચ એ માધવપુર-ઘેડનો વતની હોય યા નજીકનાં સ્થળનો હોય. વર્ષમાં દેવ-ઊઠી એકાદશીને બીજે દિવસે અને ચૈત્ર માસમાં સુદિ બારસને દિવસે શ્રી માધવરાયજીના લગ્ન રુક્મિણી સાથે વૈદિક વિધિથી માધવપુર નજીકના રૂપેણવનમાં કરવામાં આવે છે. આ પ્રસંગે ગાવામાં આવતાં ગુજરાતી પદોમાંના મોટા ભાગનાં પદો માધવપુર ઘેડના જ પદકારોનાં ગવાય છે. આમાં એક કોઈ શ્રીવરનો 'રુક્મિણીનો શ્રીકૃષ્ણ જોગ પત્ર' એને નિરૂપતું 'કુંવરીને કાગળ લખવા બેઠા, નયણે તે નીર ન માય.' એ પદ ઉત્તમકોટિની રચના છે. વિરહ અને આરજુના ભાવ એમાં સુવ્યક્ત થાય છે.

# જૂનાગઢના અભિલેખો

અધ્યા. હરિપ્રસાદ શાસ્ત્રી,
એમ. એ, પીએચ. ડી

ગુજરાતમા સૌરાષ્ટ્ર પુરાવસ્તુકીય સમૃદ્ધિ માટે જાણીતું છે ને સૌરાષ્ટ્રમાં જૂનાગઢ એ બાબતમા અગ્રિમ સ્થાન ધરાવે છે.

શૈલ–ઉત્કીર્ણ ગુફાઓ તેમજ ચણતરી ઇમારતોના પ્રાચીન અવશેષ આ સ્થાનની પ્રાચીન મહત્તાની સાખ પૂરે છે એ ઉપરાત અહીંના શૈલ–અભિલેખ પણ એનો સંગીન પુરાવો પૂરો પાડે છે. જૂનાગઢથી ગિરનાર જવાના માર્ગ પર દામોદર કુંડની પશ્ચિમે આવેલો ત્રણ મહત્ત્વના અભિલેખ ધરાવતો શૈલ ભારતીય અભિલેખવિદ્યામા સુપ્રસિદ્ધ છે. એમાંનો પહેલો અભિલેખ મૌર્ય સમ્રાટ અશોકનો છે. ભારતના ઐતિહાસિક કાલના અભિલેખોમાં અશોકના અભિલેખ અગ્રિમ સ્થાન ધરાવે છે. એની અમુક અમુક લેખ–માલાઓની નકલ એના સામ્રાજ્યમા અનેક સ્થળોએ કોતરાવવામા આવેલી–ખાસ કરીને શૈલો પર અથવા સ્તંભો પર. એ પૈકી શૈલ પર કોતરાવેલા એના ચૌદ ધર્મલેખોની એક પ્રત જૂનાગઢના આ શૈલ પર કોતરેલી છે. [1] એમાં અશોક પોતાને 'દેવોના પ્રિય પ્રિયદર્શી રાજા' તરીકે અને આ લેખોને 'ધર્મલિપિઓ' અર્થાત ધર્મલેખો તરીકે ઓળખાવે છે. ભારતીય અભિલેખ વિદ્યામા અશોકના આ અભિલેખ "ચૌદ શૈલ શાસનો' તરીકે ઓળખાયા છે. આ ધર્મલેખોમા અશોકે પોતાની ઉત્કટ ધર્મ-

આ પદ જેમાં સમાવવામાં આવ્યું છે તે વિવાહનાં મહત્ત્વનાં પદો 'કૃષ્ણોદાસ'નાં છે. આ બંને પદકારો માધવપુર-ઘેડના ગિરનારા બ્રાહ્મણો હતા.

લગ્નના પ્રસંગને લઇ લગ્નના પૂર્વના દિવસોમાં રાતે વરણાગી નીકળે છે તેમાં મોટા ભાગનાં પદો એવા જ એક ગિરનારા બ્રાહ્મણ 'લઘુપીતાંબર'નાં ગવાય છે: 'ધન્ય ધન્ય દહાડો આજુનો માધવરાય મંદિરે આવ્યા રે 'એ પદ પોખણા વખતે ગવાય છે. 'રૂડું રૂડું રે માધવપુર રૂડું રે રૂડું' એ પદ પણ એવું ખૂબ જાણીતું છે.

લઘુપીતાંબરની રચનાઓમાં કવિત્વના પણ સારા ઝબકારા છે. 'વરઘોડા વેળા થઈ' વાળું પદ એ પ્રકારનું છે. 'હરિ ઘેર આવ્યા રે હાં, વા'લો મારો લાવ્યા નવલો ભોગ' એ 'દુલહન'ને પરણીને ઘેર લાવ્યાનું પદ પણ એવું મનોહર છે.

એક કલ્યાણ કરીને પણ પદકાર થયો છે, જેનું વ્રજભાષાનું પદ ગવાય છે. આ ઉપરાંત વણિક હોય તેવા પદકારો વલ્લભદાસ, દાસ ભોવાન, માધવદાસ અને ભૂધરદાસનાં પદો પણ ગવાય છે. આ બધા માધવપુર-ઘેડના જ.

## જૂનાગઢના અભિલેખો

અધ્યા. હરિપ્રસાદ શાસ્ત્રી,
એમ. એ., પીએચ. ડી.

ગુજરાતમાં સૌરાષ્ટ્ર પુરાવસ્તુકીય સમૃદ્ધિ માટે જાણીતું છે ને સૌરાષ્ટ્રમાં જૂનાગઢ એ બાબતમાં અગ્રિમ સ્થાન ધરાવે છે.

શૈલ-ઉત્કીર્ણ ગુફાઓ તેમજ ચણતરી ઇમારતોના પ્રાચીન અવશેષ આ સ્થાનની પ્રાચીન મહત્તાની સાખ પૂરે છે. એ ઉપરાંત અહીંના શૈલ-અભિલેખ પણ એનો સંગીન પુરાવો પૂરો પાડે છે. જૂનાગઢથી ગિરનાર જવાના માર્ગ પર દામોદર કુંડની પશ્ચિમે આવેલો ત્રણ મહત્ત્વના અભિલેખ ધરાવતો શૈલ ભારતીય અભિલેખવિદ્યામાં સુપ્રસિદ્ધ છે. એમાંનો પહેલો અભિલેખ મૌર્ય સમ્રાટ અશોકનો છે. ભારતના ઐતિહાસિક કાલના અભિલેખોમાં અશોકના અભિલેખ અગ્રિમ સ્થાન ધરાવે છે. એની અમુક અમુક લેખ-માલાઓની નકલ એના સામ્રાજ્યમાં અનેક સ્થળોએ કોતરાવવામાં આવેલી-ખાસ કરીને શૈલો પર અથવા સ્તંભો પર. એ પૈકી શૈલ પર કોતરાવેલા એના ચૌદ ધર્મલેખોની એક પ્રત જૂનાગઢનાં આ શૈલ પર કોતરેલી છે.[1] એમાં અશોક પોતાને 'દેવોના પ્રિય પ્રિયદર્શી રાજા' તરીકે અને આ લેખોને 'ધર્મલિપિઓ' અર્થાત ધર્મલેખો તરીકે ઓળખાવે છે. ભારતીય અભિલેખ વિદ્યામા અશોકના આ અભિલેખ "ચૌદ શૈલ શાસનો' તરીકે ઓળખાયા છે. આ ધર્મલેખોમાં અશોકે પોતાની ઉત્કટ ધર્મ-ભાવના વ્યક્ત કરી પ્રજામાં તે ભાવનાઓ પ્રસાર થાય તેવો ઉપદેશ દીધો છે. ચૌદે લેખ છૂટક છૂટક લખાયા છે. પહેલાં લેખમાં પ્રાણી-વધના નિષેધની, બીજા લેખમાં ચિકિત્સા કૂવાઓ અને વૃક્ષોને લગતાં પરમાર્થ કાર્યોની, ત્રીજા લેખમાં ઉચ્ચ અધિકારીઓ કરવાના ધર્માનુશાસનની, ચોથા લેખમાં વિમાનાદિના પ્રદર્શન

---

૧. ગિ, વ. આચાર્ય, ગુજરાતના ઐતિહાસિક લેખો, લેખ નં. ૧

આ પદ જેમાં સમાવવામાં આવ્યું છે તે વિવાહનાં મહત્ત્વનાં પદો 'કૃષ્ણોદાસ'નાં છે. આ બંને પદકારો માધવપુર–ઘેડના ગિરનારા બ્રાહ્મણો હતા.

લગ્નના પ્રસંગને લઇ લગ્નના પૂર્વના દિવસોમાં રાતે વરણાગી નીકળે છે તેમાં મોટા ભાગનાં પદો એવા જ એક ગિરનારા બ્રાહ્મણ 'લઘુપીતાંબર'નાં ગવાય છે: 'ધન્ય ધન્ય દહાડો આજુનો માધવરાય મંદિરે આવ્યા રે' એ પદ પોખણા વખતે ગવાય છે. 'રૂડું રૂડું રે માધવપુર રૂડું રે રૂડું' એ પદ પણ એવું ખૂબ જાણીતું છે.

લઘુ પીતાંબરની રચનાઓમાં કવિત્વના પણ સારા ઝબકારા છે. 'વરધોડા વેળા થઈ' વાળું પદ એ પ્રકારનું છે. 'હરિ ઘેર આવ્યા રે હાં, વા'લો મારો લાવ્યા નવલો ભોગ' એ 'દુલહન'ને પરણીને ઘેર લાવ્યાનું પદ પણ એવું મનોહર છે.

એક કલ્યાણ કરીને પણ પદકાર થયો છે, જેનું વ્રજભાષાનું પદ ગવાય છે. આ ઉપરાંત વણિક હોય તેવા પદકારો વલ્લભદાસ, દાસ ભોવાન, માધવદાસ અને ભૂધરદાસનાં પદો પણ ગવાય છે. આ બધા માધવપુર–ઘેડના જ.

*

# જૂનાગઢના અભિલેખો

અધ્યા. હરિપ્રસાદ શાસ્ત્રી,
એમ. એ., પીએચ. ડી.

ગુજરાતમાં સૌરાષ્ટ્ર પુરાવસ્તુકીય સમૃદ્ધિ માટે જાણીતું છે ને સૌરાષ્ટ્રમાં જૂનાગઢ એ બાબતમાં અગ્રિમ સ્થાન ધરાવે છે.

શૈલ–ઉત્કીર્ણ ગુફાઓ તેમજ ચણતરી ઇમારતોના પ્રાચીન અવશેષ આ સ્થાનની પ્રાચીન મહત્તાની સાખ પૂરે છે. એ ઉપરાંત અહીંના શૈલ–અભિલેખ પણ એનો સંગીન પુરાવો પૂરો પાડે છે. જૂનાગઢથી ગિરનાર જવાના માર્ગ પર દામોદર કુંડની પશ્ચિમે આવેલો ત્રણ મહત્ત્વના અભિલેખ ધરાવતો શૈલ ભારતીય અભિલેખવિદ્યામાં સુપ્રસિદ્ધ છે. એમાંનો પહેલો અભિલેખ મૌર્ય સમ્રાટ અશોકનો છે. ભારતના ઐતિહાસિક કાલના અભિલેખોમાં અશોકના અભિલેખ અગ્રિમ સ્થાન ધરાવે છે. એની અમુક અમુક લેખ–માલાઓની નકલ એના સામ્રાજ્યમાં અનેક સ્થળોએ કોતરાવવામાં આવેલી–ખાસ કરીને શૈલો પર અથવા સ્તંભો પર. એ પૈકી શૈલ પર કોતરાવેલા એના ચૌદ ધર્મલેખોની એક પ્રત જૂનાગઢનાં આ શૈલ પર કોતરેલી છે. [૧] એમાં અશોક પોતાને 'દેવોના પ્રિય પ્રિયદર્શી રાજા' તરીકે અને આ લેખોને 'ધર્મલિપિઓ' અર્થાત ધર્મલેખો તરીકે ઓળખાવે છે. ભારતીય અભિલેખ વિદ્યામાં અશોકના આ અભિલેખ "ચૌદ શૈલ શાસનો' તરીકે ઓળખાયા છે. આ ધર્મલેખોમાં અશોકે પોતાની ઉત્કટ ધર્મભાવના વ્યક્ત કરી પ્રજામાં તે ભાવનાઓ પ્રસાર થાય તેવો ઉપદેશ દીધો છે. ચૌદે લેખ છૂટક છૂટક લખાયા છે. પહેલાં લેખમાં પ્રાણી–વધના નિષેધની, બીજા લેખમાં ચિકિત્સા કૂવાઓ અને વૃક્ષોને લગનાં પરમાર્થ કાર્યોની, ત્રીજા લેખમાં ઉચ્ચ અધિકારીઓ કરવાના ધર્માનુશાસનની, ચોથા લેખમાં વિમાનાદિના પ્રદર્શન

---

૧. ગિ, વ. આચાર્ય, ગુજરાતના ઐતિહાસિક લેખો, લેખ નં. ૧

દ્વારા થતા ધર્માનુશાસનની, પાંચમા લેખમાં ધર્મ–મહામાત્રોની નિયુક્તિની, છઠ્ઠા લેખમાં સર્વસમયે સર્વત્ર કાર્યસંપાદન કરવાની તથા નિવેદન સાંભળવાની ઘોષણાની, સાતમા લેખમાં સર્વ સંપ્રદાયોના સર્વત્ર વાસની, આઠમા લેખમાં વિહાર યાત્રાને સ્થાને રાજાએ અપનાવેલી ધર્મયાત્રાની, નવમા લેખમાં મંગલ (માંગલિક ક્રિયા) ની અપેક્ષાએ ધર્મ–મંગલની અધિક સાર્થકતાની, દસમા લેખમાં ધર્મ-પ્રસારમાં જ રાજાને રહેલી યશ કે કીર્તિની ઈચ્છાની, અગિયારમા લેખમાં ધર્મ-દાનના અનન્ય મહત્ત્વની, બારમા લેખમાં પર–સંપ્રદાય તરફ આદરભાવ રાખવાની ભલામણની અને તેરમા લેખમાં રાજાને કલિંગવિજયના યુદ્ધ પછી થયેલા તીવ્ર સંતાપ તથા પશ્ચાત્તાપની વાત કરવામાં આવી છે, જ્યારે ચૌદમો લેખ એ લેખ-માલાના ઉપસંહાર રૂપે છે. અશોકના આ ચૌદ શૈલલેખોની પ્રતો પશ્ચિમ પાકિ-સ્તાન, ઉત્તર પ્રદેશ, ઓરિસા, આન્ધ્ર પ્રદેશ અને મહારાષ્ટ્રમાં પણ મળી છે. જૂનાગઢના આ શૈલલેખ એ ગુજરાતના ઇતિહાસમાં સહુથી પ્રાચીન અભિલેખ તરીકે અગ્રિમ સ્થાન ધરાવે છે.

શૈલ પર આ લેખ પૂર્વ–ઉત્તરપૂર્વ બાજુ પર બે ઊભી હરોળમાં કોતરાયા છે. ડાબી હરોળમાં લેખ નં. ૧ થી ૫ અને જમણી હરોળમાં લેખ નં. ૬ થી ૧૪ છે. સડક તૈયાર કરતી વખતે સુરંગને લઈને આ શૈલનો એક ખંડ તૂટીને ગેબ થઈ ગયેલા, તેના બે નાના અંશ આગળ જતાં મળેલાં, તે જૂનાગઢના મ્યુઝિયમમાં છે. ગેબ થયેલા ખંડમાં લેખ નં. ૫ નો ઘણો ભાગ તથા લેખ નં. ૧૩નો થોડો ભાગ નષ્ટ થયો છે. લેખમાલાની નીચે ભગવાન બુદ્ધના પ્રતીક તરીકે સર્વલોક સુખાહર સર્વશ્વેત હસ્તીનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. આ લેખ બ્રાહ્મી નામે અતિપ્રાચીન લિપિમાં લખેલા હોઈ ઊકલતા નહોતા, તે ૧૯મી સદીના પૂર્વાર્ધમાં બ્રાહ્મી લિપિનો ઉકેલ હાથ લાગતાં ઉકેલાયા. આ લેખ પાલિને મળતી પ્રાકૃત ભાષામાં સરળ ગદ્યમાં લખેલા છે. આ શૈલ બે હજારથી વધુ વર્ષ આબોહવાની હાનિકારક અસર નીચે ખુલ્લો રહેલો. છેક ઇ. સ. ૧૯૦૦ માં એને ફરતું મકાન બંધાયુ વળી અશોકના આ વિદ્યમાન અભિલેખોની એક નકલ નજીકમાં આવેલા એક બીજા શૈલ પર કોતરાવવામાં આવી. આ બીજો શૈલ પહેલે-થી ઉપેક્ષિત રહેલો છે. એ વિચારે ૫ત્નાં કોઇને પોતે અશોકના અભિલેખોની બીજી પ્રાચીન પ્રત મળ્યાનો ભ્રમ થતાં ૧૯૫૩માં ત્યાં એ ૧૯૦૦માં કરાવેલી નકલ હોવાની નોંધ ઉમેરવામાં આવી. હાલ પણ એ ઝાડીની અંદર છુપાયેલો હોઈ અજ્ઞાત દશામાં રહેલો છે !

આ શૈલની પશ્ચિમ બાજુ પર બ્રાહ્મી લિપિના અનુકાલીન મરોડમાં

એક સંસ્કૃત લેખ કોતરેલો છે.[2] એમાં ગિરિનગરના સુદર્શન તળાવનો સેતુ (બંધ) શક વર્ષ ૭૨ (ઇ સ. ૧૫૦)માં અતિવૃષ્ટિથી નદીઓમાં આવેલા ભારે પૂરને લઈને તૂટી જતાં રાજા મહાક્ષત્રપ રુદ્રદામાની મંજૂરી મેળવી આનર્ત–સુરાષ્ટ્રના રાજ્યપાલ સુવિશાખે તે સમરાવ્યાની હકીકત આપી છે. આ લેખમાં મહાક્ષત્રપ રુદ્રદામાની પ્રશસ્તિ આપી છે, તે તેના ચરિત માટે ઘણી ઉપયોગી નીવડી છે. વળી એમાં સુદર્શન તળાવનો ઇતિહાસ પણ આપવામાં આવ્યો છે. ગિરિ ઊર્જયત્ (ગિરનાર)માંથી નીકળતી સુવર્ણસિકતા (સોનરેખ) વગેરે નદીઓના પ્રવાહ આડે બંધ બાંધીને ચંદ્રગુપ્તમૌર્યના રાષ્ટ્રિય (રાજ્યપાલ) પુષ્પગુપ્તે આ જળાશય કરાવેલું ને અશોક મૌર્યના રાષ્ટ્રિય તુષાસ્ફે એમાં નહેરો કરાવેલી. આ ઉલ્લેખ પરથી અહીં ચંદ્રગુપ્ત મૌર્ય તથા અશોક મૌર્યનું શાસન પ્રવર્ત્યું હોવાની પ્રતીતિ થાય છે ને તેઓના સમયના રાજ્યપાલના નામ પણ મળે છે. આ લેખ ઉચ્ચ ગદ્યશૈલીમાં રચાયો હોઈ સંસ્કૃત ગદ્ય સાહિત્યનો મહત્ત્વનો પ્રાચીન નમૂનો ગણાય છે. પર્વતનું નામ ત્યારે 'ઊર્જયત્' હતું ને નગરનું નામ 'ગિરિનગર'.

જૂનાગઢની બાવા પ્યારાના મઠ તરીકે ઓળખાતી ગુફામાંથી મળી આવેલો એક ખંડિત શિલાલેખ જૂનાગઢ મ્યુઝિયમમાં રાખેલો છે.[3] લેખમાં ચષ્ટન અને જયદામાના નામ જળવાયાં છે, જ્યારે રુદ્રદામા અને એના પુત્રનાં નામ લુપ્ત થઈ ગયાં છે. લેખમાં 'ગિરિનગર' અને 'કેવલિજ્ઞાન' શબ્દ આવે છે તે નોંધપાત્ર છે. લેખનું વર્ષ ચાલ્યુ ગયું છે, જ્યારે માસ પક્ષને દિવસની વિગત જળવાઈ છે.

ઈંટવાના ખોદકામમાં મળેલા માટીના પકવેલા મુદ્રાંકમાં મહારાજ–રુદ્રસેન–વિહારનો ઉલ્લેખ આવે છે.[4] લિપિના મરોડ પરથી આ રુદ્રસેન તે રાજા મહાક્ષત્રપ રુદ્રસેન ૧લો હોવાનું જણાય છે.

જૂનાગઢના મ્યુઝિયમમાં રાજા ક્ષત્રપ રુદ્રસિંહના સમયનો શક વર્ષ ૨૨૮ (ઈ સ. ૩૦૬)નો એક શિલાલેખ છે, તે અપૂર્ણ છે.[5]

---

૨. એજન, લેખ નં. ૬

૩. એજન, લેખ નં. ૯.

૪. Epigraphia Indica, Vol. XXVII, p. 174

૫. ગુ. ઐ. લે, લેખ નં.

ક્ષત્રપ રાજાઓના ચાંદીના સિક્કા સેંકડોની સંખ્યામાં મળ્યા છે.[૬] જૂનાગઢમાં ૫૨૦ અને ઉપરકોટમાં ૧૧૪૪ સિક્કા મળ્યા છે. એ સિક્કા રૂદ્રદામા ૧લો, દામજદશ્રી ૧લો, રૂદ્રસિંહ ૧લો, રૂદ્રસેન ૧લો, દામસેન, વીરદામા, યશોદામા, વિજયસેન, દામજદશ્રી ૩જો, રૂદ્રસેન ૨જો, વિશ્વસિંહ, ભર્તૃદામા વિશ્વસેન, રૂદ્રસિંહ ૨જો, યશોદામા ૨જો, રૂદ્રસેન ૩જો અને ઈશ્વરદત્તના છે આ સિક્કાઓના પૃષ્ઠભાગ પર રાજાના પિતાનાં નામ અને બિરુદની સાથે રાજાનાં નામ તથા બિરુદ આપવામાં આવે છે તેમજ સિક્કાઓના અગ્રભાગ પર સિક્કા પાડયાનું વર્ષ આપવામાં આવે છે. આ વર્ષ શક સંવતના હોય છે. આ પૂરાં નામો અને વર્ષો ક્ષત્રપ રાજાઓની વંશાવળી તથા સાલવારી નક્કી કરવામાં ઘણાં ઉપયોગી નીવડયાં છે.

ગુજરાતમાં કુમારગુપ્ત ૧લાના તથા સ્કંદગુપ્તના સંખ્યાબંધ સિક્કા કેટલાંક સ્થળોએ મળ્યા છે, જ્યારે જૂનાગઢમાં ગુપ્ત સમ્રાટોના સિક્કા મળ્યા હોવાનું નોંધાયું નથી. પરંતુ જૂનાગઢમાં દામોદર કુંડ પાસેના પેલા શૈલ પર ઉત્તર બાજુએ સ્કન્દગુપ્તના સમયનો લેખ કોતરાયો છે[૭] આ લેખ સંસ્કૃત પદ્યમાં ગુપ્તકાલીન વૈદર્ભી શૈલીમાં લખાયો છે. એમાં સુદર્શન તળાવનો સેતુ અતિવૃષ્ટિને લઈને ફરી ગુ. સં. ૧૩૬ ( ઈ. સ. ૪૫૫ )માં તૂટયાની, નગરપાલક ચક્રપાલિતે તેને ગુ. સં. ૧૩૭ ( ઇ. સ. ૪૫૬)માં સમરાવ્યાની અને એણે ગુ સં ૧૩૮ ( ઇ. સ. ૪૫૭–૫૮)માં ચક્રધર વિષ્ણુનું ઉત્તુંગ મંદિર બંધાવ્યાની હકીકત આપેલી છે. સુરાષ્ટ્રનો રાજ્યપાલ ત્યારે પર્ણદત્ત હતો, ચક્રપાલિત એનો પુત્ર થતો

ગુપ્ત સામ્રાજ્યની પડતી થતાં, મૈત્રક કુલના સેનાપતિ ભટાર્કે વલભીમાં રાજસત્તા સ્થાપી, ત્યારથી પાટનગર મટી જતાં ગિરિનગરની મહત્તા સ્વભાવિક રીતે ઘટવા લાગી. મૈત્રકોના લગભગ ત્રણસો વર્ષના શાસનકાલના સોથી વધુ તામ્રશાસન મળ્યાં છે. પરંતુ એમાંનું એકેય ગિરિનગરથી ફરમાવેલું નથી કે જૂનાગઢમાંથી મળ્યું નથી વળી કોઇ દાનશાસનમાં ગિરિનગરની આસપાસના કોઇ ગ્રામ કે ક્ષેત્રના દાનની હકીકત આવી નથી આથી એ સમયે ગિરિનગર વિષય કે પથકનું વડું મથક હશે તે વિશે પણ કંઈ માહિતી મળતી નથી જ્યાં નગર

---

૬. Chronology of Gujarat, p. 101.

૭. ગુ. એ. લે. લેખ નં.

તરીકે ગિરિનગરનો ઉલ્લેખ એ કાલનાં પાંચ દાનશાસનોમાં આવે છે.[૮] એ પરથી માલૂમ પડે છે કે કેટલાક બ્રાહ્મણો ત્યારે ગિરિનગર તજી ખેટક (ખેડા) સિંહપુર (શિહોર) અને શ્રદ્ધિકા (સાધી, જિ. વડોદરા) જેવાં અન્ય સ્થળોએ વસતા હતા.

અનુ-મૈત્રક કાલના સૈન્ધવ, ચાલુક્ય કે ચાપ રાજ્યના અભિલેખોમાં ગિરિનગરનો કોઈ ઉલ્લેખ આવતો નથી તેમ જૂનાગઢમાં એ કાલનો કોઈ અભિલેખ મળ્યો નથી સોલંકી કાલમાં પણ મૂળરાજ ૧ લાથી સિદ્ધરાજ જયસિંહના સમય સુધીના કોઈ અભિલેખ મળ્યા નથી.

ગુ. સં. ૧૩૮ (ઇ. સ ૪૫૭-૫૮) પછી છેક વિ. સં. ૧૨૧૫ (ઈ.સ. ૧૧૫૯)નો લેખ મળે છે. આ લેખ ઉજ્જયંત (ગિરનાર) તીર્થમાં હાથીકુંડની પાસે જૈન પ્રતિમાઓ કરાવ્યાને લગતો છે.[૯] વિ સ. ૧૨૨૨ (ઈસ. ૧૧૬૫-૬૬) તથા વિ. સં. ૧૨૨૩ ના લેખ ગિરનાર પર સુવાવડીની પરબ પાસેની પગથી વિશે છે.[૧૦] આ બે લેખ સોલંકી રાજા કુમારપાલના સમયના છે.

જૂનાગઢના મ્યુઝિયમમાં સં. ૧૨૩૦ (ઈસ. ૧૧૭૪)નો પાળિયો છે. એનું પ્રાપ્તિસ્થાન અજ્ઞાત છે. એમાં 'સોલંકી' શબ્દ આવે છે.[૧૧] આ લેખ અજયપાલના સમયનો છે.[૧૨] આ પછી ભીમદેવ ૨ જાના સમયનો સં. ૧૨૫૬ (ઈસ. ૧૨૦૦)નો લેખ ગિરનાર પર મળે છે, જેમાં વસન્તપાલ નામે શ્રાવકે ઉજ્જયન્ત

---

૮. હ. ગં. શાસ્ત્રી, મૈત્રકકાલીન ગુજરાત, પરિશિષ્ટ ૧, લેખ નં. ૫૦, ૬૫, ૬૬, ૭૨ અને ૧૩૨.

૯. ગિ. વ. આચાર્ય, ગુજરાતના ઐતિહાસિક લેખો, લેખ નં, ૧૪૯

૧૦, એજન, નં. ૧૫૨-૧૫૩.

૧૧. ગુજરાતી સાહિત્ય પરિષદ, ૨૨મું સંમેલન, હેવાલ, પૃ. ૪૮૨. વલભી સંવત ૮૫૦ [તે ખરી રીતે ૮૫૫]નો લેખ જૂનાગઢના ભૂતનાથ મંદિરમાં રાખેલો [ગુ. ઐ. લે, નં. ૧૫૪] કહેવાય છે, તે ખરી રીતે રાજકોટના વૉટસન મ્યુઝિયમમાં છે. તેમાં ગિરિનગર કે ઉજ્જયંતનો કોઈ ઉલ્લેખ નથી.

૧૨. લેખના સંપાદક શ્રી હરિશંકર શાસ્ત્રીએ એને સં. ૧૧૧૩નો માની કુમારપાલના સમયનો ગણાવ્યો છે, પરંતુ લેખના પાઠમાં એનું વર્ષ ૧૨૩૦ આપ્યું છે.

પર નન્દીશ્વરદ્વીપના જિનનું બિંબ કરાવ્યાની હકીકત આપી છે.[૧૩] ગિરનાર પરના એક લેખમાં માત્ર સં. ૫૮ જણાવેલું છે, તેને સિંહ સંવતનું વર્ષ માનવામાં આવ્યું છે,[૧૪] પરંતુ એ વર્ષ વિ. સં. ૧૨૫૮ હશે એમ માનું છું. કેમકે સિંહ સંવતનાં વર્ષોમાં તે સવતનો નામનિર્દેશ કરવામા આવતો, જ્યારે વિ. સં. માં શતકના અંક અધ્યાહાર રખાતા. લેખ જૈન શ્રાવકની મૂર્તિને લગતો છે. ભીમદેવ ૨ જાના સમકાલીન રાણા વીરધવલના મહામાત્ય વસ્તુપાલના સમયના, ગિરનાર પર અનેક લેખ કોતરેલા છે. વસ્તુપાલ–તેજપાલે શત્રુંજય તથા ગિરનાર પાર અનેકવાર તીર્થયાત્રા કરી હતી ને કેટલાંક ધર્મસ્થાન કરાવ્યાં હતાં. ગિરનાર પર હાલ જે વસ્તુપાલ–તેજપાલનું મંદિર કહેવાય છે તેમાં વિ. સં. ૧૨૮૮ (ઈ.સ. ૧૨૩૨) ફાગણ સુદ ૧૦ને બુધવારના ૬ શિલાલેખ આવેલા છે.[૧૫] તેમાં વસ્તુપાલે ઉજ્જયંત ગિરિ પર જે પ્રાસાદ બંધાવ્યા તથા મૂર્તિઓ પધરાવી તેનું નિરૂપણ કરેલું છે. આ લેખોના મુખ્ય ભાગ ગદ્યમાં છે ને દરેકમાં છેવટે વસ્તુપાલની પ્રશસ્તિના શ્લોક ટાંકયા છે. લેખ નં. ૧ તથા ૩ માં ગુર્જરેશ્વર પુરોહિત સોમેશ્વર દેવના, લેખ નં. ૨ તથા ૫માં મલધારી નરચંદ્રસૂરિના, લેખ નં. ૫ માં મલધારી નરેન્દ્રસૂરિના અને લેખ નં. ૬માં ઉદયપ્રભસૂરિના શ્લોક આપેલા છે. ગિરનાર પર સં. ૧૨૮૯ (ઈ.સ. ૧૨૩૬)નો લેખ પણ આ હકીકત આપે છે.[૧૬]

વિ સ. ૧૩૦૫ (ઈસ. ૧૨૪૯)ના લેખમાં જણાવ્યા મુજબ પાટણના શ્રીમાળી મહામાત્ય સલખણસિંહે અને એમના અગ્રજ સામન્તસિંહે પાર્શ્વનાથનું બિંબ કરાવ્યું.[૧૭] સલખણસિંહ ગુર્જરેશ્વર વીસલદેવના સૌરાષ્ટ્ર–મંડલના મહામંડળેશ્વર હતા. આ લેખ ગિરનાર પરના વસ્તુપાલ–તેજપાલ મંદિરમાં વચ્ચે રહેલી પાર્શ્વનાથની પ્રતિમાની બેસણી પર કોતરેલો છે. આ સામન્તસિંહના સમયનો એક લાંબો લેખ પણ નજીકમાં કોતરેલો છે, પરંતુ તેમાં મિતિ વંચાતી નથી.[૧૮] જૂનાગઢના મ્યુઝિયમમાં ચૌદ દેવમૂર્તિઓના પટ નીચે સં. ૧૩૧૩

---

૧૩. ગુ. ઐ. લે. નં. ૧૫૭ ઈ.
૧૪. એજન, નં. ૨૪૧ ક..
૧૫. એજન, નં. ૨૦૭ થી ૨૧૨.
૧૬. એજન, નં ૧.૭.
૧૭. એજન, નં. ૨૧૩.
૧૮. ડિસ્કલકર, ઈન્સ્ક્રિપ્શન્સ ઑફ કાઠિયાવાડ, નં. ૧૮.

(ઈ. સ. ૧૨૫૭)નો લેખ છે,[૧૯] તેમાં તે પટ મલયસિંહે કરાવ્યાનું જણાવ્યું છે. આ લેખ પણ વાઘેલા રાજા વીસલદેવના સમયનો છે.

ગિરનાર પરના સં. ૧૪૧૯ (ઈ.સ ૧૨૬૨)ના લેખમાં રેવતગિરિ પર જૈન પ્રતિમાની પ્રતિષ્ઠા કર્યાની હકીકત નોંધી છે.[૨૦] ગિરનાર પરના સં ૧૩૩૦ (ઈ.સ. ૧૨૭૪)ના લેખમાં ઉજ્જયંત તીર્થનાં ધર્મસ્થાનોનું સૂત્રધારત્વ મેવાડા જ્ઞાતિના સૂત્રધાર હરિપાલને વંશપરંપરાગત મળ્યું હોવાનું જણાવ્યું છે.[૨૧] આ બને લેખ વાઘેલા રાજા અર્જુનદેવના સમયના છે

ગિરનાર પરના સં. ૧૩૩૩ (ઈ.સ. ૧૨૭૭)ના લેખમાં હરિપાલે ઉજ્જયંત તીર્થમાં નેમિનાથદેવની નિત્યપૂજા માટે ૨૦૦ દ્રમ આપ્યાનું જણાવ્યું છે.[૨૨] ગિરનાર પરના સં. ૧૩૩૫ અને ૧૩૩૯ના લેખ પણ નિત્યપૂજા માટેના પ્રબંધને લગતા છે.[૨૩] એમાંના બીજા લેખમાં રોજના ૩૦૫૦ પુષ્પ માટેનો ઉલ્લેખ આવે છે. ઉપરકોટમાંથી મળેલા અને હાલ જૂનાગઢ મ્યુઝિયમમાં રાખેલા બે પ્રતિમાલેખોમાં સં. ૧૩૪૩ (ઈ.સ. ૧૨૮૭)માં પાર્શ્વનાથનાં બે બિંબ કરાવ્યાની હકીકત આપેલી છે.[૨૪] લેખોના સંપાદક શ્રી. હરિશંકર શાસ્ત્રી નોંધે છે તેમ આ કોટમાં આદિનાથમંદિર હોવાનો ઉલ્લેખ 'વિવિધતીર્થકલ્પ'માં આવે છે. આ બધા લેખ વાઘેલા રાજા સારંગદેવના સમયના છે.

રેવતીકુંડની બાજૂમાં આવેલ મહાપ્રભુની બેઠકની દીવાલમાં એક શિલા-લેખ કોતરેલો છે.[૨૫] લેખના આરંભમાં દામોદરની સ્તુતિ કરી છે. લેખમાં ચૂડાસમા વંશના રાજા મંડલીક, મહિપાલ, અંગાર, જયસિંહ, મુકતસિંહ, મંડલીક, મેલિગ અને જયસિંહની પ્રશસ્તિ આપી છે એમાં મંડલીક ૧લાએ મુગ્ગલો (મુસ્લિમો)ને જીત્યાનું અને અંગારે મોમનાથની સ્થાપના કર્યાનું જણાવ્યું છે. રાજા જયસિંહના સેનાપતિ દામોદરે ઝિંઝરકોટ (ઝંઝમેર)માં યવનો (મુસ્લિમો)ને હરાવેલા. તેણે સં. ૧૪૭૩ (ઇ.સ. ૧૪૧૭)માં આ મઠ કરાવ્યો.

---

૧૯. ગુજરાતી સાહિત્ય પરિષદ, ૨૨મું સંમેલન, હેવાલ પૃ. ૪૮૨.

૨૦. ઈ. કા., નં. ૧૨.

૨૧. ગુ. ઐ. લે, નં. ૨૧૯ અ.

૨૨. એજન, નં. ૨૫૧ અ. ૨૩. એજન, ન. ૨૫૧ ગ. અને ૨૫૧ ક.

૨૪. ગુ. સા. પરિષદ, ૨૨મુ સંમેલન, હેવાલ, પૃ. ૪૮૨-૪૮૩.

૨૫. ઈ.કા., નં. ૧૮

ઉપરકોટની દીવાલમાં સં. ૧૫૦૭ (ઇ. સ. ૧૪૫૧)નો એક શિલાલેખ છે.[૨૬] આ લેખ મેલગના પૌત્ર અને મહિપાલના પુત્ર મંડલીક રાજાનો છે. લેખમાં ગદ્યમાં તથા પદ્યમાં આ રાજાની લાંબી પ્રશસ્તિ આપી છે. એણે રાજ્યાભિષેક પ્રસંગે સ્તંભતીર્થ (ખંભાત)ના રહેવાસી હાંસા વગેરેની વિનંતીથી એકાદશી અને અમાવાસ્યા ઉપરાંત હવેથી પંચમી, અષ્ટમી અને ચતુર્દશીને દિવસે પણ સર્વજીવોની અહિંસા ફરમાવી. આ લેખમાં જૂનાગઢ માટે 'જીર્ણદુર્ગ' શબ્દ પ્રયોજાયો છે.

ચૂડાસમા વંશનો ત્રીજો શિલાલેખ ગિરનાર પરના નેમિનાથ મંદિરમાં છે.[૨૭] લેખ અધૂરો છે; એનો ઉત્તરાર્ધ મળ્યો નથી. ગિરનાર માટે 'ઉજ્જયંત' અને 'રૈવત' એ બંને નામ પ્રયોજાયા છે. રાજવંશમાં મંડલીક, નવઘન, મહિપાલ, અંગાર, જયસિંહ, મોકલસિંહ, મેલગ, મહિપાલ અને મંડલીકની પ્રશસ્તિ આપી છે. આમ આમાં મંડલિક (વિ સ. ૧૩૧૬)થી માંડીને છેલ્લા રાજા મંડલીક ૩ જા સુધીની સહુથી લાંબી વંશાવળી મળે છે. પંક્તિ ૨૩ માં રાજવંશ-વર્ણન પૂરું થાય છે ને શ્રીશાણવર્ણનનો વિષય પંકિત ૨૪માં શરૂ થાય છે, ત્યાં જ આ તકતીનું લખાણ અધૂરું રહે છે. એટલામાં મિતિ આપી નથી.

ગિરનાર પરના સ ૧૫૧૯ (ઇ. સ ૧૪૬૩)ના પ્રતિમાલેખમાં મંડલીકના રાજ્યકાળમાં નેમિનાથનું બિંબ કરાવ્યાની હકીકત આપી છે.[૨૮]

આમ જૂનાગઢમાં ઇ.પૂ. ૨૬૦થી માંડીને ઈ. સ. ૧૪૬૩ સુધીના અર્થાત્ સત્તર સદી જેટલા લાંબા સમયપટના ઐતિહાસિક અભિલેખ મળ્યા છે.

જૂનાગઢ મ્યુઝિયમમાંના ફારસી શિલાલેખ પ્રભાસ પાટણ વગેરે બીજાં સ્થળોએથી આવેલા છે.[૨૯]

---

૨૬. એજન, નં. ૭૬

૨૭. એજન, નં ૭૭

૨૮. એજન, નં. ૮૦.

૨૯. Z. A. Desai, "Insricptions from the museum *of Antiquities*, Junagadh," Epigraphia Indica-Arabic and Persian supplement for 1955-1956, p. 89

*

# જૂનાગઢના ઐતિહાસિક દરવાજાઓ અને ધારાગઢ– ગિરનારનો પ્રાચીન માર્ગ

પ્રો. મંગેશરાય પાઠકજી

નિબંધનો ટૂંકસાર ને નવા શોધના મુદ્દાઓ.

(૧) આઠ દરવાજામાંથી માત્ર ચાર જ અને બહુ તો પાંચ સાચા ઐતિહાસિક છે. ત્રણ પાછળના.

(૨) જૂનાગઢ શહેર ફરતો કોટ મહમદ બેગડાએ નહિ પણ ચુડાસમા રાજાઓએ બાંધ્યો હતો.

(૩) શહેર આસપાસના ચાર દિશાના ચાર દરવાજા ચોક્કસ ઐતિહાસિક ને દશમા અગ્યારમાં સૈકામાં બંધાયલા–મજેવડી, વંથળી, ધારાગઢને કાળવા.

(૪) ગિરનાર અથવા વાગિશ્વરી દરવાજો (જે હવે તોડી નાંખવામાં આવ્યો છે) એ પાછળથી પણ બીજા ત્રણ–સ્ટેશન, તળાવ ને શાહપોર કરતાં ઘણો વધુ ઐતિહાસિક–અમરજી દીવાને જીતેલો ઈ. સ. ૧૭૬૦ આસપાસ. દિલ્હી દરવાજો પુરાવી નાંખ્યો છે.

(૫) મજેવડી ગામ રાણકદેવીનું પિયર માટે દરવાજાનું નામ રાણકદેવીનું મહત્ત્વ બનાવે છે એટલે રાખેંગારે કોટ બંધાવ્યો અથવા દરવાજો બંધાવ્યો. વંથળી સોરઠની આગલી રાજધાની અને ઉપરકોટ જૂનું શહેર એટલે ઉપરકોટના દરવાજાથી સીધો વંથળી દરવાજાનો હાલ રોડ રસ્તો જૂનાગઢ કિલ્લો જીત્યા પછી નવી–જૂની રાજધાની ને જોડતો એ દરવાજો

(૬) ધારાગઢ દરવાજાની મારી કલ્પના એવી છે કે ચુડાસમા ને ધારાનગરીનો ભોજ બંને સોલંકીઓના દુશ્મન એટલે એકબીજાના મિત્ર બન્યા ને તેથી ભીમદેવ સોલંકી નાસી ગયો (મહમદ ગીઝની વખતે) તે સાંભળી ભોજ

પરમાર અથવા 'પરમાડી' ગીઝનીની પાછળથી આવ્યો. પછી પાછો ફર્યો ત્યારે ચુડાસમા સાથે સંપર્ક થયો.

(૭) ગિરનારની તળેટીમાં વસ્ત્રાપથેશ્વર ક્ષેત્ર છે ત્યાં મહાશિવરાત્રી મેળો થતો હશે. ભોજ આવ્યો એણે મૃગનયની સ્ત્રી (ચુડાસમા રાજાની કન્યા) સાથે ભવનાથ મંદિર બાજુમાં લગ્ન કર્યાં ને મૃગીકુંડ સ્થાપ્યો. હું તો ભવનાથ પણ ભોજનાથ નામ પરથી હશે એમ ધારું છું ભોજપાલ તળાવ પરથી જેમ ભોપાલ થયું તેમ ભોજનાથ મહાદેવ પરથી ભોનાથ ને પછી ભવનાથ મંદિર ભોજે જ બંધાવ્યું હશે

(૮) ભવેશ્વર પણ ભોજનાથ ને વસ્ત્રાપથેશ્વર બે શબ્દો ભેગા કરી બનાવ્યો છે અગાઉ ભોજ રાજાનો શિલાલેખ ભવનાથ મંદિરમાં હતો અને ભવનાથ 'મહેમાન' કહેવાય છે ને હજુ વસ્ત્રાપથેશ્વરની આરતી પહેલી થાય છે. જો કે એ મંદિરનો વહીવટ જુદો છે

(૯) ભોજની રાજધાની સાથે સંપર્ક લાવવા ધારાનગર દરવાજો જૂનાગઢથી ધારાની દિશામાં જ છે. જેમ પછી દિલ્હી દરવાજા નામો પડ્યા તેમ ધારાનગર–ધારાગઢ દરવાજો નામ પડ્યું.

(૧૦) ઉપરકોટ તે અસલ જૂનાગઢ શહેર. પણ ગિરિનગર તો ભવનાથથી દામોદર કુંડ સુધી વિસ્તરેલું હતું. ગિરિનગર ને ઉપરકોટ વચ્ચે સુદર્શન તળાવ હતું ઉપરકોટ એ બનતા સુધી ગિરિનગરના રક્ષણ માટે બંધાવાયો હશે. ત્રણ બાજુ ડુંગર ને ખુલ્લી બાજુએ ઉપરકોટ

(૧૧) સમ્રાટ અશોકે સુદર્શન તળાવ બનાવ્યું ને કિલ્લો પણ બચાવ માટે બંધાવ્યો હશે

(૧૨) અશોકના જમાનામાં બૌદ્ધ ગુફાઓ કોટમાં કોતરાઇ, અશોકપથ્થરથી બોરીઆ સ્તુપ સુધી ડુંગરાળ રસ્તો ખરો

(૧૩) ૭–૮મી સદીમાં સુદર્શન તળાવ પાછું તૂટ્યું હશે ને પછી સૌરાષ્ટ્રમાં કોઈ મજબૂત રાજા નહિ એટલે વલ્લભી સામ્રાજ્યના પતન પછી જંગલ થઇ ગયું એટલે ઉપરકોટ કિલ્લો દેખાયો જ નહિ ને વંથળી રાજધાની બની કોટ દેખાયો ત્યારે જૂનો ગઢ નામ શરૂ થયું

૧૪. ધક્કામારી ખૂબ ઐતિહાસિક લાગે છે ઉપરકોટની પૂર્વ દિશાએ છે એટલે સૂર્યની પૂજા કરવા એ બારી વપરાતી હશે. સૂર્યપૂજક રાજાઓ

સૌરાષ્ટ્રમાં ઘણા થઈ ગયા છે. ઉપરાંત ગિરિનગર શહેરના બચાવ માટે ધક્કા ઢક્કા એટલે ઢોલ ડમરુ, વગેરે વગાડવામાં આવતા હશે–ચેતવણી આપવા ગુનેગારોને ત્યાંથી ફેંકી દેવામાં આવતા એ તો પાછળથી કદાચ થતું હશે. એટલે સૂર્યપૂજા અને લડાઈની ચેતવણી માટે બારીનો ઉપયોગ થતો હશે તેથી ખૂબ અગત્યની બારી.

(૧૫) અશોક પથ્થર તો સાતમો વર્ષના પુરવાર થઇ ગયેલા જાણીતા જગવિખ્યાત લેખો જેના પર કોતરાયેલા છે એવો એક પથ્થર–ભારતમાં અસાધારણ છે એટલે અહીંથી સુદર્શન તળાવ શરૂ થતું હશે જે ગિરનારનો જૂના રસ્તો.

(૧૬) દામોદરજીનું મંદિર સ્કંદગુપ્તના સમયનું હશે ને ગુપ્તો વૈષ્ણવ હતા એટલે બ્રાહ્મણો પૂજારી થયા તે વૈષ્ણવ બ્રાહ્મણો થયા ને ગિરનારા બ્રાહ્મણો દામોદરજીના ખાસ બ્રાહ્મણો વૈષ્ણવ છે. આપણા પ્રમુખશ્રી કે. કા. શાસ્ત્રીજી પણ એવા જ વૈષ્ણવ બ્રાહ્મણ.

(૧૭) રેવતી કુંડ, મુચકુંદ ગુફા પાસે જ છે. મુચકુંદ ગુફામા શ્રીકૃષ્ણે કાળયવનને આણ્યો ને ઉંઘતા મુચકુંદ ઋષિએ આંખો ઉઘાડી એટલે કાળયવન ભસ્મ થયો. એ ભસ્મ એ બાજુ જ આવેલા દાતારના ડુંગરમાં સચવાઇ રહી છે એમ માન્યતા છે. એ ડુંગર તરફ જૂનાગઢ શહેરમાંથી જવાનો જે રસ્તો ને દરવાજો તે કાળવાચોક તથા દરવાજો એટલે કાળયવન દરવાજો તે કાળવા નહી. દાતાર હિંદુ–મુસ્લીમ બંને પવિત્ર માને છે તે આ કારણે.

(૧૮) ધારાગઢ દરવાજાથી ગિરનારની તળેટી સુધી જવાનો જે રસ્તો તે ઐતિહાસિક પ્રાચીન મહામાર્ગ.

(૧૯) મુચકુંદ ઋષિ કાળયવન ભસ્મ થયા બાદ ગુફામાંથી બહાર નીકળ્યા એટલે દામોદર કુંડ નજીકમાં–ત્યારે નાના નાના માણસો ને નાના નાના વૃક્ષો જોયાં ને કળિયુગ આવી પહોચ્યો એ જોયું આમ શ્રી ભાગવત પ્રમાણે કળિયુગનું પ્રથમ દર્શન આ રસ્તા પર થયું, મુચકુંદ ઋષિને.'

*

# પશ્ચિમી ક્ષત્રપ રાજાઓની રાજપદ પ્રણાલી

રસેશ જમીનદાર

ગુજરાતના ઈતિહાસનો પ્રાચીન કાલ ઘણો લાંબો અને સમૃદ્ધ છે. ૧૬૦૦ વર્ષ લાંબા આ કાલમાં લગભગ ત્રણસો ત્રણસો વર્ષના ત્રણ દીર્ઘશાસન કાળ આપણને સાંપડયા છે. ક્ષત્રપકાલ, મૈત્રકકાલ અને સોલંકી કાલ.[1] આ ત્રણેયમાં ક્ષત્રપકાલ આદ્ય છે.

ક્ષત્રપવંશના ત્રીસેક જેટલા રાજાઓએ ગૂજરાત ઉપર લગભગ ઇસ્વીસન ૮૪ થી ૩૮૯ સુધી રાજ્ય કરી,[2] ગૂજરાતના રાજકીય ઇતિહાસમાં સુંદર રાજ્ય-વહીવટ દ્વારા અનેરો ફાળો આપ્યો છે. એમની મજબૂત રાજ્યવ્યવસ્થા વિશે વિગતે ચર્ચા કરવાનો આશય અહીં નથી; પરન્તુ આ નાનકડા લેખમાં ક્ષત્રપ રાજાઓમાં રાજપદ માટે કેવા પ્રકારની પદ્ધતિ અમલ હતી એની ઝાંખી કરવાનો પ્રયત્ન માત્ર છે.

રાજાશાહી સ્વરૂપની સરકારમાં સામાન્યતઃ રાજાના મૃત્યુ પછી એનો પુત્ર કે પુત્રમાંનો જ્યેષ્ઠ પુત્ર ગાદીનો વારસો મેળવે છે. બીજી રીતે કહીએ તો રાજપદ સામાન્ય રીતે વંશપરંપરાગત હોવાનું ઇતિહાસના અધ્યયનથી સ્પષ્ટ થાય છે. ક્ષત્રપ રાજાઓમાં પણ રાજપદનો વારસો કુલપરંપરાગત હતો તે એમના વિપુલ સંખ્યામાં મળી આવેલા સિક્કાઓ પરથી ફલિત થાય છે. ક્ષત્રપોની સળંગ વંશાવળીનો[3] તેમજ સિક્કાઓનો ઝીણવટભર્યો અભ્યાસ[4] કરવાથી જણાય છે કે સામોતિકના પુત્ર રાજા મહાક્ષત્રપ ચાષ્ટન પછી તેનો પૌત્ર રાજા મહાક્ષત્રપ રુદ્રદામા ગાદીએ આવે છે[5] રુદ્રદામાને દામજદશ્રી અને રુદ્રસિંહ નામના બે પુત્રો છે. એમાં દામજદશ્રી મોટો પુત્ર છે અને રુદ્રસિંહ નાનો. આથી દામજદશ્રી રુદ્રદામાનો ઉત્તરાધિકાર મેળવે છે અને તેના ઉત્તરાધિકારી તરીકે પછી રુદ્રસિંહ આવે છે. અને રુદ્રસિંહ પછી તેના મોટભાઇ દામજદશ્રીના બે પુત્રો સત્યદામા અને જીવદામા અનુક્રમે રાજગાદી ભોગવે છે. જીવદામાનો ઉત્તરાધિકાર ત્યાર પછી તેના નાના કાકા રુદ્રસિંહના ત્રણ પુત્રો–રુદ્રસેન ૧લો, સંઘદામા અને

દામસેન–પાસે ક્રમશઃ જાય છે. દામસેન પછી એ રાજવારસો તેના અગ્રજ રુદ્રસેન ૧લાના બે પુત્રો–પૃથિવીષેણ અને દામઃજશ્રી ૨ જા–ને મળેલો જણાય છે. ત્યારબાદ રુદ્રસેનના અનુજ સંઘદામાને કોઈ પુત્ર ન હોવાથી તેના બીજા અનુજ દામસેનના ચાર પુત્રો–વીરદામા, યશોદામ ૧લો, વિજયસેન અને દામજદશ્રી ૩ જા–ની પાસે ઉત્તરાધિકાર થયેલો જોઇએ છીએ. આ ચારમાં અગ્રજ–અનુજના ક્રમ પ્રમાણે ઉત્તરાધિકાર પસાર થાય છે.[૬]

ઉપર્યુક્ત ચર્ચાથી એવું અનુમાન તારવી શકાય કે આ રાજવંશમાં રાજગાદીના ઉત્તરાધિકાર માટે આવી કોઈ પરંપરા પ્રચલિત હોવા સંભવે છે: રાજગાદીનો વારસો સામાન્યતઃ રાજાના અનુજને મળતો. અનુજોનો ક્રમ પૂરો થયા પછી એ વારસો વળી જ્યેષ્ઠ પુત્રને પ્રાપ્ત થતો અને પછી અનુજ–ક્રમ મુજબ આગળ વધતો. પણ ક્યારેક અનુજના અભાવે સીધો જ્યેષ્ઠ પુત્રને પણ મળતો.[૭] અપવાદરૂપે ક્યારેક રાજાને અધિકારી અનુજ હોવા છતાં પણ એનો ઉત્તરાધિકાર પુત્રને મળેલો માલૂમ પડે છે.[૮] તો ક્યારેક રાજા ક્ષત્રપ પોતાની ઇચ્છાનુસાર કે પ્રજાની ઇચ્છાનુસાર એ વારસો મેળવતો જોવા મળે છે.[૯]

ક્ષત્રપો મહાક્ષત્રપો સાથે છેક પહેલેથી જ રાજ્ય કરતા જોવા મળતા નથી; પરન્તુ મોટે ભાગે મહાક્ષત્રપ રાજાનાં છેલ્લા વર્ષો દરમિયાન ક્ષત્રપનો અધિકાર ધરાવતા જણાય છે એમ ડૉ. પરમેશ્વરીલાલ ગુપ્તનું માનવું છે.[૧૦] કયા મહાક્ષત્રપના અમલ દરમિયાન કયો ક્ષત્રપ કેટલો સમય અધિકાર ભોગવી ગયો તે ધ્યાનમાં લેતાં એવું અનુમાન તારવી શકાય કે કાર્દમક ક્ષત્રપ રાજાઓમાં ક્ષત્રપની નિમણુક મહાક્ષત્રપના અમલનાં છેલ્લાં વર્ષો દરમિયાન સામાન્યતઃ કરવામાં આવતી હોવાનો રિવાજ પ્રચલિત હશે.

| ક્રમ | રાજા મહાક્ષત્રપ | મિતિની ઉપલી અને નીચલી મર્યાદા | મિતિની ઉપલી અને નીચલી મર્યાદા | રાજા ક્ષત્રપ | નોંધ |
|---|---|---|---|---|---|
| ૧ | — | — | — | ભૂમક | કોઈ મહાક્ષત્રપની માહિતી પ્રાપ્ત નથી |
| ૨ | — | — | ૪૧થી૪૫ | નહપાન | — |
| ૩ | નહપાન | ૪૬ | — | — | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૪ | ચાષ્ટન | ૫૨ | ૫૨ | રુદ્રદામા ૧લો | ૪૬થીપર સુધીમાં ચાષ્ટન મહાક્ષત્રપ હોય ત્યારે જય-દામા ક્ષત્રપ હોય. |
| ૫ | રુદ્રદામા | ૭૨ | — | — | — |
| ૬ | રુદ્રસિંહ ૧લો | ૧૦૧-૧૧૯ | — | -- | — |
| ૭ | જીવદામા | ૧૧૯-૧૨૦ | — | — | — |
| ૮ | — | — | ૧૨૧ | રુદ્રસેન ૧લો | — |
| ૯ | રુદ્રસેન ૧લો | ૧૨૪-૧૪૨ | — | — | — |
| ૧૦ | સંઘદામા | ૧૪૪-૧૪૫ | ૧૪૪ | પૃથિવીષેણ | — |
| ૧૧ | દામસેન | ૧૪૫-૧૫૮ | ૧૫૪-૧૫૫<br>૧૫૬-૧૬૦ | દામજદશ્રી ૨ જો<br>વીરદામા | દામસેનના મહાક્ષત્રપ તરીકેના અમલ દરમિયાન બે ક્ષત્રપો થયા. |
| ૧૨ | યશોદામા ૧લો | ૧૬૦-૧૬૧ | ૧૬૦<br>૧૬૦-૧૬૧ | યશોદામા ૧લો<br>વિજયસેન | યશોદામાના એક કે દોઢ વર્ષના ગાળા દરમિયાન બે ક્ષત્રપો જોવા મળે છે. |
| ૧૩ | વિજયસેન | ૧૬૧-૧૭૨ | — | — | — |
| ૧૪ | દામજદશ્રી ૩જો | ૧૬૨-૧૭૭ | — | — | — |
| ૧૫ | રુદ્રસેન ૨જો | ૧૭૮-૧૯૯ | ૧૯૦, ૧૯૭-૨૦૦ | વિશ્વસિંહ | — |
| ૧૬ | વિશ્વસિંહ | ૨૦૦-૨૦૧ | ૨૦૦-૨૦૪ | ભર્તૃદામા | — |
| ૧૭ | ભર્તૃદામા | ૨૦૪-૨૨૦ | ૨૦૫-૨૦૬ અને<br>૨૧૪-૨૨૬ | વિશ્વસેન | — |
| ૧૮ | — | — | ૨૨૬-૨૩૭ | રુદ્રસેન ૨ જો | મહાક્ષત્રપ હોવાનું જણાતું નથી. |
| ૧૯ | — | — | ૨૩૭-૨૫૪ | યશોદામા ૨ જો | ,, |
| ૨૦ | — | ૨૫૪-૨૭૦ | ૨૫૪-૨૭૦ | — | |
| ૨૧ | રુદ્રસેન ૩જો | ૨૭૦-૩૦૨ | — | — | — |
| ૨૨ | સિંહસેન | ૩૦૪-૩૦૬ | — | — | — |
| ૨૩ | રુદ્રસિંહ ૩જો | ૩૧૦-૩૨૦ | — | — | — |

આ કોઠાનું નીરિક્ષણ–પરીક્ષણ કરતાં સ્પષ્ટ થાય છે કે ક્રમાંક ૧૧ના અપવાદ સિવાય ક્યાંય મહાક્ષત્રપના અને અંતભાગમાં ક્ષત્રપનો અધિકાર જણાતો નથી. ક્રમાંક ૧૫માં મહાક્ષત્રપના અમલના મધ્ય ભાગથી ક્ષત્રપનો અધિકાર જોવા મળે છે. જ્યારે ક્રમાંક ૧૭માં તો મહાક્ષત્રપ અને ક્ષત્રપનો અમલ સ્પષ્ટત: સાથોસાથ શરૂ થતો જોવા મળે છે. આથી ડૉ. પરમેશ્વરીલાલ ગુપ્તનું ઉપર્યુક્ત અનુમાન નિરાધાર ઠરે છે. અહીં એટલું જ કહી શકાય કે ક્ષત્રપપદ સામાન્યતઃ સગીર વય પૂરી થતાં જ આપવામાં આવતું હશે.

રાજપદ ધારણ કરતાર ક્ષત્રપને સિક્કા પડાવવાનો અધિકાર પણ રહેતો. ક્ષત્રપ તરીકેના અમલને લઇ મહાક્ષત્રપને રાજવહીવટમાં મદદ મળતી એટલું જ નહીં પણ એના ઉત્તરાધિકારીને પૂર્વ તાલીમ પણ મળતી. આથી ક્ષત્રપ રાજા જ્યારે મહાક્ષત્રપ રાજા તરીકે હોદ્દો ધારણ કરતો ત્યારે રાજ્યસંચાલન કરવામાં એને સરળતા રહેતી એવું અનુમાન આ પદ્ધતિ પાછળ હોવાનો સંભવ વિચારી શકાય. ઉપરાંત ભાવિ મહાક્ષત્રપ તરીકે એનું નામ પ્રજામાં પ્રતિષ્ઠિત થતું જતું એવી અટકળ પણ કરી શકાય. પરિણામે પ્રજા પોતાના ભાવિ શાસકની શક્તિઓનો પરિચય પણ પામી શકતી. ટૂંકમાં ક્ષત્રપ વંશના રાજાઓમાં આમ સંયુક્ત રાજ્ય પ્રણાલિના અસ્તિત્વનો ખ્યાલ આપણને પ્રાપ્ત થાય છે.[૧૧]

પાદટીપો

૧. જુઓ શાસ્ત્રી, હ. ગં. મૈત્રકકાલીન ગુજરાત, પૃ, ૨ ઉપરનો કોઠો.

૨. જુઓ "પશ્ચિમી ક્ષત્રપોઃ રાજવંશો અને સમયનિર્ણય" ઉપરનો આ લેખકનો લેખ 'સ્વાધ્યાય' પુ. ૫ અંક ૩ પૃ. ૨૬૧–૨૭૪

૩. એજન પૃ. ૨૬૪–૨૬૫

૪. જુઓ 'પશ્ચિમી ક્ષત્રપોની સાલવારી'–રસેશ જમીનદારનો લેખ 'સ્વાધ્યાય' પુ. ૫ અંક ૪ પૃ. ૪૭૮–૪૯૮

૫. અહીં અષ્ટનના પુત્ર જયદામાનો ઉલ્લેખ નથી. એ મહાક્ષત્રપપદ પામ્યા પૂર્વે મૃત્યુ પામ્યો હોવાનું માનવામાં આવે છે.

૬. આ રાજાઓ વિશે વિગતોની જાણ માટે જુઓ "ક્ષત્રપકાલીન ગુજરાત: ઇતિહાસ અને સંસ્કૃતિ" નામનો આ લેખકનો હસ્તલિખિત ગ્રંથ પૃ. ૧૩૧–૧૮૯.

૭ દા ત રાજા મહાક્ષત્રપ રુદ્રદામા ૧લાનો ઉત્તરાધિકાર એના જ્યેષ્ઠ પુત્ર દામજદશ્રી ૧લાને મળે છે, રુદ્રસેન ૨ જાનો ઉત્તરાધિકાર એના જ્યેષ્ઠ પુત્ર વિશ્વસિંહ અને ભર્તૃદામાનો વારસો એના જ્યેષ્ઠ પુત્ર વિશ્વસેનને

૮. દા ત રુદ્રસેન ૧ લાનો પુત્ર પૃથિવીષેણ

૯ રાજા મહાક્ષત્રપ રુદ્રામા ૧ લો આ પ્રમાણે મહાક્ષત્રપપદ મેળવે છે જુઓ *स्वयमधिगतमहाक्षत्रपनाम्ना* – જૂનાગઢના શૈલલેખ ઉપરનો રુદ્રદામાનો લેખ

૧૦ જુઓ પ્રિન્સ ઑફ વેલ્સ મ્યુઝિયમ બુલેટીન અંક ૩–૪, પૃ ૫૦–૫૧

૧૧ ક્ષત્રપ રાજાઓમાના મહાક્ષત્રપ–ક્ષત્રપના અમનના સ દર્ભના ભાંડારકર વગેરે ઐતિહાસિકો સયુક્ત રાજ્ય – Conjoint State– પ્રણાલિનો મત રજૂ કર્યો છે (જુઓ ઇન્ડિયન ઍન્ટીકવેરી પૃ ૪૦, પૃ ૧૫૪ અને ચટ્ટોપાધ્યાય સુધાકર, અર્લી હિસ્ટરી ઑફ નોર્થ ઇન્ડિયા, પૃ ૧૦૮ અને પાદટીપ ૪૦

*

## પ્રભાસના કિલ્લા પર
## મહારાજા શ્રી. રાયસિંહ રાઠોડનું આધિપત્ય

પુષ્પકાંત વિ. ધોળકિયા
એમ. એ.
(ક્યૂરેટર, મ્યૂઝિયમ પ્રભાસ પાટણ)

સૌરાષ્ટ્રના ઇતિહાસ પર દષ્ટિ કરીએ તો ઈ. સ. ૧૫૯૭માં સૌરાષ્ટ્રનો વહીવટ શાહી અધિકારી દ્વારા થતો, છતાં સોરઠ પરગણું બિકાનેરના મહારાજા રાયસિંહજીને પાદશાહ અકબરે જાગીરમાં આપેલું એમ બિકાનેર રાજ્યના દફતરમાં ઇ. સ. ૧૫૯૭ના ફેબ્રુઆરી માસનું એક શાહી ફરમાન છે તે ઉપરથી જાણવા મળે છે. આ ફરમાન, મૂળ ફરમાનની તસલ્લી આપતું ફરમાન છે એટલે બિકાનેર મહારાજા રાયસિંહને સોરઠ ઈ. સ. ૧૫૯૭ પહેલાં મળ્યું હશે. સોરઠના ઇતિહાસમાં મહારાજા રાયસિંહજીનો કોઈ ઉલ્લેખ નથી, પરંતુ 'તારીખે સોરઠ'ના વિદ્વાન કર્તા દીવાન રણછોડજી અમદાવાદના પાદશાહી સૂબાઓની નામાવલી આપતાં જણાવે છે કે શાહીસત્તાની સ્થાપના થયા પછી પ્રથમ સૂબો નવરંગખાન આવ્યો તેણે બે વર્ષ અમલ કર્યો, એના પછી સૈયદ કાસમે ત્રણ વર્ષ, ભાયા મંદાર કે માંડણે ત્રણ વર્ષ અમલ કર્યો અને એના પછી રાજા રાયસિંહ આવ્યા. આ પ્રમાણેની નોંધ શ્રી શંભુપ્રસાદ હ. દેશાઇએ લખેલ છે.[૧] આ હકીકતને સં. ૧૬૫૬ (ઇ. સ. ૧૬૦૦) નો લેખ પુષ્ટિ આપે છે અને એ દ્વારા નિશ્ચિત કરી શકાય કે પ્રભાસના કિલ્લા પર મહારાજા શ્રી રાયસિંહ રાઠોડનું આધિપત્ય હતું. આ લેખનો લખનાર પણ બિકાનેરનો રહેવાસી વ્યાસ દામોદરનો પુત્ર હરદાસ છે.

૬૪×૪૫ સે. મી.ના માપના પીતવર્ણ પાષાણમાં આ લેખ બાળબોધ

૧. સૌરાષ્ટ્રનો ઇતિહાસ–શ્રી શંભુપ્રસાદ હ. દેશાઇ.

લિપિમાં અને સંસ્કૃત ભાષામાં ઉત્કીર્ણ થયેલો છે. પ્રથમ આ લેખ દેહોત્સર્ગમાં ત્રીજા આરાની દક્ષિણ તરફની એક દહેરીની દીવાલમાં હતો. વર્તમાનમાં પ્રભાસ-પાટણ મ્યુઝિયમની શિલાલેખ-વીથીમાં શોભી રહ્યો છે.

હવે લેખનાં અક્ષરાંતર તરફ દષ્ટિ કરીએ.

(१) सवत् १९५६ वर्षे भाद्रप (द)[2] मासे

(२) कृष्ण पक्षे प पचम्या तिथो गुरु

(३) वासरे अद्य श्री देवपत्तने स्वस्त ( स्ति )

(४) श्री महाराजाधिराज महाराजा

(५) श्री रायसिंह राठोड विजयराज्ये छत्री

(६) स राजकुली मध्ये [3]सिरोम(णि) ए तस्य प्र (–)

(७) दात् जेतुंग वणवीराजी (सुत) देदाजी (के)

(८) न देहोसर्गे धर्मशाला नूतन कारिता (प)

(९) रोपकारार्थ आत्म (पुण्याथ) (–)

(१०) तु बीकानेर निवासी व्यास दामोद (र सु)

(११) त हरदासेन लिखितं शुभमस्तु श्री रस्तु.

ભાષાંતર :–

સં. ૧૬૫૬ના વર્ષમાં ભાદ્રપ (દ) માસમાં કૃષ્ણ પક્ષની ૫–પાંચમને ગુરુવારે અદ્ય શ્રી દેવપત્તનમાં સ્વસ્તિ શ્રી મહારાજાધિરાજ મહારાજા શ્રી રાયસિંહ રાઠોડના વિજય રાજ્યમાં છત્રીસ રાજકુળોના મધ્યમાં શિરોમણિ તેના પ્રસાદથી જેતુંગ વણ વીરાજીના પુત્ર દેદાજીએ દેહોત્સર્ગમાં પરોપકારાર્થે, આત્મપુણ્યાર્થે નવી ધર્મશાળા કરાવી. બિકાનેરનિવાસી વ્યાસ દામોદર–સુત હરદાસ વડે લખાયું. શુભ થાઓ. શ્રી રસ્તુ.

---

૨. લેખ ઉત્કીર્ણ કરનારની ભૂલને કારણે દ રહી જવા પામેલ છે.

૩. વાંચો શિ...

*

## મૂળ દ્વારકા

ગોસ્વામી મોહનપુરી ગોવિંદપુરી

મૂળ દ્વારકા વિશે અનેક મત છે. કોઇ કહે છે કે કોડીનાર અને મોગત તથા સીંગોવડો નદીઓનાં વચ્ચે, પટ પર એક પથરાળ ટેકરી છે, તે ટેકરીની પાસેનાં પ્રાચીન મંદિરો એ મૂળ દ્વારકા છે. કોઈ કહે છે કે પોરબંદર અને મિયાણી વચ્ચે વિસાવાડા ગામનાં પાદરે સત્તરેક મંદિરોનો એક સમૂહ છે, જે મૂળ દ્વારકા છે. કોઈ વળી આજના ઓખા મંડળમાં આવેલ જગત-મંદિરવાળી દ્વારકાને મૂળ દ્વારકા ગણે છે. કોઇ વળી એમ પણ કહે છે કે બેટ દ્વારકા એ મૂળ દ્વારકાનો એક ભાગ છે, તો એને મૂળ દ્વારકા કેમ ન કહેવી ? પૌરાણિક વિદ્વાનો એના સબંધમાં પુરાણોની દલીલો રજૂ કરી, પોતાનાં મંતવ્યો ઉપર ઘણો જ ભાર મૂકતાં કહે છે કે ખરી મૂળ દ્વારકા તો રત્નાકર મહારાજના ખોળામાં સમાઈ ગઈ, અથવા એ દ્વારકા ઉપર મહાસાગર ફરી વળ્યો.

પુરાણોએ તો ત્યાં સુધી કહેલું કે ભગવાન શ્રીકૃષ્ણ-સ્થાપિત મૂળ દ્વારકાનાં દર્શન તો હવે થવાનાં જ નથી, છતાંએ મૂળ દ્વારકાની ઝાંખી કરવી એ તો પુરાણોના વાકયોનું ખંડન કર્યા જેવું છે.

ભગવાન શ્રીકૃષ્ણ દ્વાપરયુગનાં અંતમાં અને કળિયુગનાં આરંભમાં એ સુવર્ણનગરી દ્વારકામાં રહેતા હતા, ત્યાંથી સઘળા યાદવો સાથે પ્રભાસક્ષેત્રની યાત્રાએ ગયા. તે ફરીને દ્વારકા આવ્યા જ નહિ, યાદવો સર્વે દારૂના નશામાં અંદરો અંદર કપાઈ મૂઆ, ભગવાન શ્રીકૃષ્ણ આ દારુણદુખનાં પશ્ચાત્તાપનાં એક ઝાડની સુંદર ઘટા નીચે સૂતા હતા તે વખતે એક જરા નામના વ્યાધે તીર મારી ભગવાન શ્રીકૃષ્ણના પાર્થિવ દેહને વીંધી નાખ્યો, અને ભગવાન સ્વધામ સિધાવ્યા. ભગવાનનો દેહોત્સર્ગ થતાં જ ભગવાન શ્રીકૃષ્ણની સ્થાપેલી મૂળ દ્વારકા ઉપર સમુદ્ર ફરી વળ્યો.

ભગવાન શ્રીકૃષ્ણ સ્વધામ સિધાવ્યા બાદ અર્જુને અનિરુદ્ધના પુત્ર વજ્રનાભને રાજ્યાસને સ્થાપ્યો, તે વખતે મહારાજા વજ્રનાભે ગોમતી નદીના સંમુદ્રસંગમ ઉપર એક નવી દ્વારકાનું સર્જન કર્યું, જે દ્વારકામાં એમણે એક સુંદર મહામંદિરની રચના કરી, જે મંદિર હરિમંદિર, ભગવદાલય, ત્રૈલોકસુંદર મંદિર, એજ મંદિર આખરે 'જગત મંદિર' અથવા 'જગતનું દેવળ' એ નામે પ્રસિદ્ધિમાં આવ્યું

એ મંદિરમાં એમણે ભગવાન શ્રીકૃષ્ણ–મૂળ દ્વારકાધિશ રણછોડરાયની, ત્રિવિક્રમમૂર્તિનું સ્થાપન કર્યું હતું. એને જ દ્વારકા કહેવાય. આમ ભગવાન શ્રીકૃષ્ણના સ્વધામ સિધાવ્યા બાદ જે દ્વારકાનો ઉદય થયો તે આજની દ્વારકા ઓખામંડળમાં આવેલી દ્વારકા છે, અહીં સુધી, આ બન્ને દ્વારકાઓને પુરાણો-નો ટેકો મળી રહે છે.

પરંતુ એ બાદ જે દ્વારકાઓનું સર્જન થયું છે તે દ્વારકાઓ મૂળ દ્વારકાઓ નથી, છતાંયે 'મૂળ દ્વારકા'નું પદ ભોગવે છે, તો એ વિશે થોડે અંશે કેટલીક માહિતીઓ જનશ્રુતિ, ભાટ, ચારણ, ડૅાગરા, રાવળ વગેરે લોકોનાં પરંપરાગત સચવાયેલા અસ્પષ્ટ વહીઓવાળા ચોપડાઓમાંથી તેમજ પ્રાચીન મહાપુરુષોના યાત્રા–પ્રવાસનાં વર્ણનમાં અને પ્રાચીન ઐતિહાસિક ઘટનાઓમાંથી સળંગ ઇતિ-હાસ મળી રહે છે.

## મૂળ દ્વારકા વિસાવાડા

અહી ભગવાન શ્રીકૃષ્ણ સ્થાપિત મૂળ દ્વારકા, બાદ મહારાજા વજ્રનાભ –સ્થાપિત મૂળ દ્વારકા, બાદ વિસાવાડા–મૂળ દ્વારકા વિશે થોડી માહિતી મળી રહે છે, જે કેટલાક અંશે સત્ય લાગે છે જેમા જગતમંદિરવાળી દ્વારકા વિસાવાડાની મૂળ દ્વારકાનું કેન્દ્ર છે. આજના ઓખા મંડળમાં આવેલી જગતમંદિરવાળી મૂળ દ્વારકા ઉપર અનેક આપત્તિઓ આવેલી, એ વખતે કેટલીક મૂર્તિ અને માનવ–વસાહતોનો સ્થળાંતર થયેલા જણાય છે ઇ. સ ૧૧૫૬થી ઐતિહાસિક હકીકતો મળે છે, પણ એ પૂર્વેનો ઇતિહાસ મેળવવામાં કેટલીક ખામીઓ છે, જે વિશે જનશ્રુતિઓ અને મહાન પુરુષોનાં યાત્રા–પ્રવાસોનાં વર્ણનોમાથી ટેકો મળે છે, પરંતુ કેટલીક ઘટનાઓ સમજવી કઠિન તો છે જ, પરંતુ એને કોઈ નિયમના આધારે ઘટાવીએ અને એની હયાતી માટેનાં કારણો આપીએ ત્યારે આવો બનાવ સારો અને સમજણભર્યો બની જાય છે.

જનશ્રુતિ :

વિસાવડા–મૂળદ્વારકા સંબંધમાં એક જનશ્રુતિ છે કે, વિસાવાડાનાં રહીશ મહેર ભકતશ્રી વીંજાયતને ભગવાન પ્રસન્ન થયા અને મૂળ દ્વારકાધીશ અહીં આવ્યા છે. એ જ જનશ્રુતિ આગળ જતા જણાવે છે કે ભકતશ્રીને ભગવાન પ્રસન્ન થયા પૂર્વે ભકતશ્રી દરરોજ વિસાવાડાથી જગતમંદિરવાળી દ્વારકામાં દેવળની ધજાનાં દર્શન કરી, ઘેર આવી અન્નપ્રાશન કરતા. એક વખતે ભકતની કસોટી કરવા ભગવાને વચ્ચે કાબાઓ મૂકયા. કાબાઓએ ભકતશ્રીનો ઘોડો આંચકી લીધો. ભકત ઉપર ખૂબ માર પડયો, પણ ભકતની ટેક એ ટેક. દ્વારકાના દર્શન કરી ભોજન કરવાના નિયમને વળગી રહ્યા. છેલ્લે ભગવાને ભકતને બ્રાહ્મણના સ્વરૂપે દર્શન દીધાં, અને મૂળ દ્વારકાધીશ અહીં આવ્યા. આ જનશ્રુતિને ભાટ લોકોનો ટેકો છે. ને આ હકીકત કેટલેક અંશે સત્ય છે અને નથી પણ, કેમકે જગતમંદિરવાળી દ્વારકાના દેવળ ઉપર જ્યારે જ્યારે આપત્તિ આવી છે ત્યારે ત્યારે કેટલીક મૂર્તિઓ ખસેડવાની જરૂર જણાય છે, એનાં સંબંધમાં ભકતો ઉપર ભગવાન પ્રસન્ન થયા છે, એમ ભકતસમાજે સ્વીકાર્યું છે.

વિક્રમ સં. ૧૨૧૨ (ઈ. સ. ૧૧૫૬)માં ભગવાન ભક્ત શ્રી બોડાણા ઉપર પ્રસન્ન થયા અને ડાકોર ગયા.

વિ. સં. ૧૫૦૧ (ઇ. સ ૧૪૪૪)માં ભગવાન નરસિંહ મહેતાના કાકા પર્વત મહેતાને પ્રસન્ન થયા અને એમના ઘર નજીકની ગોમતીવાવમાં માંગરોળ ગયા. પછી ત્યાથી જૂનાગઢ નાગરવાડામાં પધાર્યા એવો એકમત છે.

વિ સં. ૧૬૦૭ (ઇ. સ. ૧૫૫૧)માં ભગવાન ભક્તશ્રી શિવાસાંગણ ઉપર પ્રસન્ન થયા અને બેટ ગયા (બેટ દ્વારકા). આ જ રીતે જગત મંદિરમાં ભગવાન ભક્તને ત્યાં ગયા હોય, તો એ વિસાવડામાં પણ આવ્યા હશે, પરંતુ આ બધી બીનાઓ ભક્તસમાજની ઉપજાવી કાઢેલ છે. હકીકતમાં એ સત્ય નથી. ભક્ત સમાજની દૃષ્ટિએ ઉપર્યુક્ત વીંજાયતનો પ્રશ્ન પણ ઠીક બંધ બેસતો છે જ, પણ ઇતિહાસની દૃષ્ટિએ આ સર્વ પ્રશ્નનો ઉકેલ જડતો નથી. આ બધી મૂર્તિઓ આપત્તિના સમયે ખસેડવામાં આવી છે, નહિ કે ભગવાન ભકતો ઉપર પ્રસન્ન થયા અને ગયા છે. છતાયે ખસેડીએ ચોક્કસ અને જ્યાં ખસેડવામાં આવી ત્યાં જ એ રહી.

સમકાલીન ઉલ્લેખો :–

વિ. સં. ૧૨૧૨ (ઈ. સ. ૧૧૫૬)માં જગતમંદિરવાળી દ્વારકાના દેવળ-

માંથી ડાકોરનિવાસી ભક્તશ્રી વિજયસિંહ બોડાણો ભગવાન શ્રીકૃષ્ણની મૂર્તિ ડાકોર ગુજરાતમાં લઈ ગયા.

એ બાદ વિ. સં. ૧૨૬૮ (ઈ. સ. ૧૨૧૨)માં દિલ્હીથી ભારત પ્રસિદ્ધ પૃથ્વીરાજ ચૌહાણનો સાથીદાર, ચંદ બારોટ દ્વારકાની યાત્રાએ આવ્યો હતો, તે સમયે જગતમંદિરવાળી દ્વારકાના દેવળમાં ભગવાન શ્રી કૃષ્ણ-દ્વારકાધીશની મૂર્તિ મંદિરમાં હતી, એ મૂર્તિ ચોથા દ્વારકાધીશની અહીંના પૂજારી ગૂગળીઓ અને ઓખામંડળના વીર વાઘેર સરદારોની સ્થાપેલી હતી. આમ ભગવાન શ્રી કૃષ્ણ-મૂર્તિ ચંદ બારોટના સમયે વિ સં. ૧૨૬૮ (ઇ. સ. ૧૨૧૨)માં

(૧) જગતમંદિરવાળી દ્વારકા ઓખામંડળના પ્રદેશમાં,

(૨) મૂળ દ્વારકા વિસાવાડા, બરડા પ્રદેશમાં,

(૩) ડાકોર-મંદિર, ડાકોર, ગુજરાત પ્રદેશમાં,

આ ત્રણે જગ્યાએ મંદિરો હતાં અને ભગવાન શ્રીકૃષ્ણ પણ પ્રતિમા સ્વરૂપે મંદિરમાં બિરાજતા હતા.

આમ અત્યારે આપણે ત્યાં—

(૧) શ્રીકૃષ્ણ સ્થાપિત દ્વારકાનો નાશ થયો.

(૨) મહારાજા વજ્રનાભની દ્વારકા... .. ......ઓખામંડળ.

(૩) મહેર ભકત વીંઝતતની દ્વારકા............વિસાવાડા.

(૪) ભકત બોડાણાની.. ... . દ્વારકા...... .......ડાકોર.

(૫) ભકત પર્વત મહેતાની...દ્વારકા...............માંગરોળ.

(૬) ભકત વાઘેર રાજા શિવાસાંગણની દ્વારકા ... .....બેટ.

(૭) શ્રીમદ્ આદ્ય જગદ્ગુરુ શંકરાચાર્યની દ્વારકા.
એ જ આજનું જગતમંદિર શારદા મઠ.

*

# મોગરની અન્તાશ્મ યુગની વસાહત

ડૉ. રમણલાલ નાગરજી મહેતા
( પુરાવસ્તુ વિદ્યા વિભાગ, વડોદરા )

મધ્ય ગુજરાતમાં મહી નદીના કિનારા પરથી અન્તાશ્મ યુગના તેમજ પ્રાચીનાશ્મયુગના અવશેષો રોબર્ટ બ્રુશ તથા સુબ્બારાવે શોધી કાઢ્યા હતા. પરંતુ મહી નદીથી દૂરના ભાગમાંથી આ અવશેષો પ્રાપ્ત થયા ન હતા.

મહી નદીની ઉત્તરે આશરે છએક માઇલ દૂર મોગર નામનું આણંદ તાલુકાનું ગામ આવેલું છે. તેની નૈઋત્યમાં ઉડેલી ધૂળના ઢગલાની હારમાળા છે. આ હારમાળાને પૂર્વ છેડે ગામનું તળાવ છે. તથા આ ટેકરા પાસેથી નહેર પસાર થાય છે. અમદાવાદ-વડોદરાનો ધોરી માર્ગ નેશનલ હાઇવે નં. ૮ આ રસ્તા પરથી પસાર થાય છે.

આ ટેકરાઓ પર હાલ જ્યોતિ સ્ટીલ ગીઅર્સનું કારખાનું ચાલુ થયું છે. આ ટેકરા પર તપાસ કરતાં ચર્ટનો રંદો, સમાંતર બાજુવાળો ક્વાર્ટઝની પતરી તથા અકીક તેમ જ ચર્ટની અનિયમિત પતરીઓ મળી આવી હતી. તદુપરાંત આ ગામના તળાવ પાસેના ટેકરા પરથી કેટલાંક આવાં સાધનો મળ્યાં હતાં.

આ સાધનો પરથી સમજાય છે કે મોગર ગામની આજુબાજુ અન્તાશ્મ યુગના લોકો વસતા હતા. આ લોકો ખેડા જિલ્લાના મિનાવી ગામ સુધી ફેલાયેલા હતા. તથા કપડવંજ તરફ પણ આ લોકો વિદ્યમાન હતા. ઉત્તર ગુજરાત, ખેડા-જિલ્લો, તથા વડોદરા જિલ્લામાં અને દક્ષિણ ગુજરાતમાં આ યુગના લોકો ઠેર ઠેર વસતા હોવાનું સમજાય છે. આ તમામ સ્થળે વસતા લોકો પૈકી કેટલાક લોકો ઈ.સ પૂર્વે બીજી/ત્રીજી સહસ્રાબ્દિમાં વિદ્યમાન હોવાના પુરાવાઓ મળવા માંડયા છે.

*

# જૂનાગઢ જિલ્લાનાં પૂર્વ-ચૌલુકય શૈલીનાં મંદિરો

ડૉ. કાંતિલાલ ફૂલચંદ સોમપુરા

એમ. એ. એલએલ બી, પીએચ ડી.

(અધ્યાપક : એચ. કે. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ-૯)

રચના પરત્વે ગુજરાતમાં મંદિર-સ્થાપત્યની બે પરંપરા જોવામાં આવે છે. એક પરંપરા ઇસુની ૫ મી સદીમાં સૌરાષ્ટ્રના બરડા ડુંગરમાં બંધાયેલ ગોપ (જિ. જામનગર) ના મંદિરથી શરૂ થઇ લગભગ ૧૦ મી સદીના અંતસુધી પ્રવર્તતી જોવામાં આવે છે. આ પરંપરાનું અત્યંત વિકસિત સ્વરૂપ સાબરકાંઠા જિલ્લાના રોડા ગામના મંદિર સમૂહમાં નજરે પડે છે. આ મંદિર સમૂહનો સમય ઇસુની સાતમી સદીનો ઉતરાર્ધ અને આઠમી સદીનો પૂર્વાર્ધ મનાય છે પ્રથમ પરંપરાના આ મંદિરો પૂર્વ-ચૌલુક્ય (pre-chaulukyan) શૈલીનાં મંદિરો તરીકે ઓળખાય છે. આ શૈલીનું પ્રાચીનતમ મંદિર ગોપનું હોવાને કારણે કેટલાક આ શૈલીના મંદિરોને ગોપશૈલીનાં મંદિરો તરીકે પણ ઓળખાવે છે.

સૌરાષ્ટ્રમાં આ શૈલીનાં કેટલાંક ઉત્કૃષ્ટ મંદિરોમાં જૂનાગઢ જિલ્લાના કદવાર (તા. પાટણ-વેરાવળ) ના વરાહ મંદિર (૫ મી સદી) નો, સૂત્રાપાડા (તા. પાટણ-વેરાવળ) તથા વીસાવાડા (તા. પોરબંદર) નાં મૈત્રકકાલીન (ઇ. સ. ૪૭૦-૭૮૮) સૂર્યમંદિરોનો તથા અનુમૈત્રકકાલીન (ઇ. સ ૭૮૮-૯૪૨) બીલેશ્વર (રાણાવાવ મહાલ) ના શિવમંદિર, કિન્દરખેડા (તા. પોરબંદર) ના સૂર્યમંદિરની ગણના થાય છે.[૧] તદુપરાંત પોરબંદર તાલુકાના પોરબંદર, ઓડદર, છાંયા, બોરીચા,

---

૧. પારથર (જિ. જામનગર) નું સૂર્યમંદિર તથા કલસાર (જિ. ભાવનગર, .......... )નું પ્રાચીન મંદિર પણ આ જ સમયના અનુમૈત્રકકાલીન મંદિરો છે.

શ્રીનગર,[2] કૂછડી, પાતા, બીલેશ્વર બલેજ, કૂછડી, પાતા, ખીમેશ્વર, બોખીરા, દેગામ, નંદેશ્વર, રાતિયા, ટુકડા (ગોસા), મીંયાણી, હરસિદ્ધ, ભાણસરા, ઉમરા વગેરે સ્થળોએ; ભાણવડ તાલુકાના મેવાસા ગામે; પાટણ વેરાવળ તાલુકાના પસનાવડા, સવની, નાવદ્રા; કેશોદ તાલુકાના અખોદરમાં, માંગરોળ તાલુકાના સરમા ગામે આ શૈલીનાં પ્રાચીન મંદિરો આવેલાં છે.[3]

તલદર્શન (ground plan) ની દૃષ્ટિએ આ મંદિરો સાદાં છે. ગર્ભગૃહ અને તેની સન્મુખે મંડપ કે શૃંગારચોકી અને કવચિત્ ગર્ભગૃહની આસપાસ પ્રદક્ષિણાપથ (Circumambuambulatory) સિવાય બીજાં સ્થાપત્યકીય અંગોનો ભાગ્યે જ તેમાં સમાવેશ થાય છે. આ મંદિરોની દિવાલો પણ સાદી હોય છે. તેમાં ભદ્રાદિ નિર્ગમો (projections) કે સમતલ થર વિભાગો (mouldings) નાં આયોજનો પણ બહુધા હોતાં નથી. સ્તંભો પણ ચોરસ અને સાદા હોય છે; પરંતુ ગર્ભગૃહની ઉપરના શિખરની વિશિષ્ટ રચના તેમને ત્યારપછીના ચૌલુક્યકાલીન મંદિરોથી સાવ જુદાં પાડે છે.

આ શૈલીનાં મંદિરોનાં શિખરો ટોડા (Corbel) પદ્ધતિએ બાંધેલા હોય છે. નીચેથી ઉપર જતાં ક્રમે ક્રમે ઓછી લબાઈ-પહોળાઈ ધરાવતા સમતલ થરો (horizontal tiers) વડે છેક ઉપરની ટોચ સધાય છે, અને તે પછી તે આમલક અને કલશ વડે વિભૂષિત કરવામાં આવે છે. વળી ત્રણ, ચાર, પાંચ છ, સાત કે તેથી વધુ સંખ્યાના પગથિયાંળી રચનાવાળા શિખરના સમતલ થરોને ચારે બાજુથી ચૈત્યગવાક્ષ કે ચૈત્યબારી નામથી જાણીતાં થયેલાં સુશોભનો (chaitya window ornament) વડે અલંકૃત કરવામાં આવે છે. આ

---

૨. શ્રીનગરના સૂર્ય, શિવ અને દેવી મંદિરનો સમૂહ પ્રાચીન પરંપરાને જાળવી રાખે છે. પરંતુ એ મંદિરોનું પ્રાચીન સ્વરૂપ પાછલા કાળના પુનર્રચનાના સમયોનું છે. અલબત્ત જૂની પ્રણાલિકાને જાળવવાનો સ્તુત્ય પ્રયાસ એટલો તો ઉત્કટ કોટીનો છે કે પાશ્ચાત્ય તેમજ પૂર્વના ઘણા પુરાવેત્તાઓને એમનું સ્વરૂપ પ્રાચીન લાગ્યું.

૩. આ જ શૈલીનાં કેટલાંક પ્રાચીન મંદિરો જામનગર જિલ્લાના ધ્રાસણવેલ, નવી તથા જૂની ધ્રેવાડ, પીંડારા, સુવાન, ખીમરાણા કાલાવડ તથા મહેસાણા જિલ્લાના સંડેર તથા વડનગરમાં આવેલાં છે.

ચૈત્યબારીના સુશોભનોને સ્થાપત્યની પરિભાષામાં "હંસપૃષ્ઠી"[૪] કહે છે. ગવાક્ષના પોલાણુમાં મુખ, કમળ અને કવચિત મૂર્તિ મૂકી તેમને વધુ આકર્ષક બનાવવામાં આવે છે. અલંકરણમા તદુપરાંત ક્યારેક સમગ્ર શિખરની નાની નાની પ્રતિકૃતિઓ (Replicas કે miniatures)નો ઉપયોગ કરવામાં આવે છે. શિખરોની રચનાશૈલીની દૃષ્ટિએ આ પ્રકારના શિખરોમાં મંદિરોને સ્થાપત્યની પરિભાષામાં છાદ્ય-પ્રાસાદો (flat-roofed Temples) કહેવામાં આવે છે. કેટલાક વિદ્વાનો તેને શૂર્પાકાર (pyramidal) શિખરશૈલી તરીકે પણ ઓળખાવે છે.

પાટણ-વેરાવળ તાલુકાના કદવારના પૂર્વાભિમુખ વરાહ મંદિરનું ગર્ભગૃહ લંબચોરસ ઘાટનું છે. તેની આજુબાજુ પ્રદક્ષિણાપથ, સન્મુખે ચોરસ સાત સ્તંભોવાળો મંડપ અને મંડપના આગલા બન્ને છેડે કાટખૂણે પ્રયોજાયેલ વામન સ્તંભો (dwarf pillars) અને કક્ષાસનથી વિભૂષિત શૃંગારચોકીઓ આવેલી છે. ગર્ભગૃહની ઉપરનું શિખર તૂટી ગયું છે પરંતુ શિખરની સૌથી નીચેના થરપર આવેલાં ચૈત્યબારીનાં સુશોભનોના અવશેષો નજરે પડે છે. ગર્ભગૃહની દ્વારશાખમાં ગંગા-યમુનાના શિલ્પો છે. લલાટ બિંબ (Dedicatory block)માં વિષ્ણુ અને ગણેશનાં શિલ્પો અને ઓતરંગની ઉપરના શિલાપટ્ટમાં અનુક્રમે સૂર્ય, બ્રહ્મા, શિવ, વિષ્ણુ અને ચંદ્રના ગવાક્ષમંડિત શિલ્પો છે. આ મંદિર મૂળમાં દશાવતારનું હોવાનું કઝેન્સ માને છે.[૫] આ મંદિરના ગર્ભગૃહની બાહ્ય દીવાલો પર પીઠભાગે કુંભો અને મંડોવર ભાગે જંઘા અને છાદ્ય જેવી રચનાઓ પ્રાથમિક સ્વરૂપની છે. મંડપની ભીંતો સાદી છે.

રાણાવાવ મહાલનું બીલેશ્વરનું શિવમંદિર પટ્ટભૂમિક વિશિષ્ટ પ્રકારના કર્ણકૂટ જેવી રચના જેવુ લગે છે. આ શિખરની સૌથી નીચેના અને સૌથી ઉપરના થર સિવાય બાકીના ચાર સમતલ થરો કે ભૂમિઓ ચૈત્યબારીનાં સુશો-

---

૪. ઑલ ઈંડિયા ઑરિએન્ટલ કૉન્ફરન્સના બનારસમાં ભરાયેલા અધિવેશનમાં પુરાતત્ત્વ વિભાગમાં આ વિશે મેં એક પેપર "ધી ચૈત્યઆર્ક મોટીફ ઈન ધી ટેમ્પલ્સ ઑફ ગુજરાત (The caitya arch motif in the Temples of Gujarat) વાંચ્યો હતો તેમાં આ સુશોભન 'હંસપૃષ્ઠી' હોવાનું પ્રતિર્ગત કર્યું છે. મારું આ પેપર ટૂંક સમયમાં પ્રસિદ્ધ થનાર છે.

૫. કઝેન્સ ગ્રંથ 'સોમનાથ એન્ડ અધર મિડાઇવલ ટેમ્પલ્સ ઑફ કાઠિયાવાડ' (૧૯૩૧) પૃ – ૩૮ – ૩૯, પ્લેટ્સ ૨૯–૩૫

ભનોથી મંડિત છે, પરંતુ છએ થરોના કે અંતિમ છેડાઓ આ જ પ્રકારના નાના શિખરની પ્રતિકૃતિઓ (Replica કે miniature spire) વડે વિભૂષિત કરેલ છે. સૌથી ઉપરની ટોચે આમલક અને કલશ છે.

સૂત્રાપાડાનું (વેરાવળ તાલુકાનું) સૂર્યમંદિર મંડપયુક્ત સાંધાર એટલે કે પ્રદક્ષિણાપથવાળો પ્રાસાદ છે. તેની સન્મુખે ત્રિખંડી શૃંગારચોકી છે. મંદિરના ગર્ભગૃહ પર સપ્તભૂમિક શિખર છે તેની દરેક ભૂમિએ કે થરના છેડા પર પીઠિકા સ્થિત આમલક અને ચૈત્યબારીના એકાંતરે રૂપાંકનો છે. શિખરના તળને વળી ભદ્ર, મુળ ભદ્રમાં વહેંચી નાંખી મુળભદ્ર ભાગે દરેક થરે પૂર્ણ ચૈત્યબારી અને તેની બને બાજુના ભદ્ર ભાગે અર્ધ ચૈત્યબારીનાં રૂપાંકનો છે. આ મંદિરની શિખર શૈલી રોડાના મંદિરોની શિખર શૈલી સાથે સામ્ય ધરાવે છે, જે રેખાન્વિત શિખર પરિવર્તનની અવાંતર સ્થિતિનું સૂચક છે.

સૂત્રાપાડાના સૂર્યમંદિરની રચના સાથે સામ્ય ધરાવતું એક મંદિર વીસાવાડા (તા. પોરબંદર)માં ભગ્નાવશેષ રૂપે ઊભેલું છે. મંદિરમા કેટલીક ઘસાયેલી મૂર્તિઓ છે તે પૈકીની એક સૂર્યમૂર્તિ છે તે પરથી આ મંદિર સૂર્યમંદિર હોવાનું મનાય છે. આ મંદિર ગર્ભગૃહ, મંડપ અને પ્રદક્ષિણાપથનું બનેલું છે. તેનું શિખર ચતુર્ભૂમિક એટલે કે ચાર થરનું છે. અને તે ચૈત્યબારીના રૂપાંકનો વડે અલંકૃત કરેલ છે. આ મંદિરની વાયવ્યે બે કીલોમીટર દૂર, અવશેષ રૂપ ઊભેલું નાનું મંદિર છે, જેનો માત્ર ગર્ભગૃહવાળો ભાગ જ જળવાઈ રહ્યો છે. તેના ઉપરની શિખર રચના પણ આ જ પ્રકારની છે. તેની સન્મુખનું ચોકયારં નાશ પામ્યું છે.

કિંદરખેડા (તા. પોરબંદર)નું સૂર્યમંદિર સૂત્રાપાડાના સૂર્યમંદિરના કદનું છે. એનું શિખર ચતુર્ભૂમિક છે, મંદિર સન્મુખે ચાર સ્તંભોની શૃંગાર ચોકી આવેલી છે. પાસ્થરના સૂર્યમંદિરનો મંડપ લાંબી પીઠો વડે ઢાંકેલો છે. પ્રદક્ષિણાપથનું છાપરું એક ઢાળિયુ છે. તેની દીવાલોમાં બે નાની બારીઓ છે. મંડપમાં હવે માત્ર એક જ સ્તંભ જળવાઈ રહ્યો છે તે પર કીચકનાં શિલ્પો છે. દ્વારશાખા પર ગણેશનું મંગલચિહ્ન છે. ગર્ભગૃહની સૂર્યમૂર્તિનું કોતરકામ વિષ્ણુની મૂર્તિ જેવું છે.

ઘૂમલીના ચૌલુક્યકાલીન નવલખા મંદિરની ઉત્તરે ગોનકસારી નામના તળાવના કાંઠે ૮મી થી ૧૦મી સદી સુધીમાં રચાયેલા કેટલાક મંદિરોનો સમૂહ છે. આ પૈકીના મોટા મંદિરો ગર્ભગૃહ અને મંડપવાળા છે. અને નાના

મંદિરોમાં ગર્ભગૃહની સન્મુખે ચોકી છે. તે પૈકી મંદિર નંબર ૧નું શિખર પંચભૂમિક અને નંબર ૪નું ષડ્ભૂમિક છે.

પૂર્વ–ચૌલુક્ય શૈલીના આ મંદિરો પૈકીના કેટલાક મંદિરો તે માત્ર સમચોરસ ગર્ભગૃહનાં જ બનેલાં છે. દા.ત. પોરબંદર તાલુકાનાં બોરીચા બોડદરનાં સૂર્યમંદિરો, વીસવાડાનું પ્રાચીન મંદિર તથા પોરબંદર પાસેના મીંયાણી હરસિદ્ધ માતાની ટેકરીના ઢોળાવ પરનું એક પ્રાચીન મંદિર, ભાણસરા મંદિર સમૂહનું મંદિર નંબર ૩ તથા ૪ તથા નંદેશ્વર મંદિર સમૂહનું મંદિર નં. ૧ આ પ્રકારનાં મંદિરો છે. આ મંદિરોનો બીજો એક સમૂહ ગર્ભગૃહની સન્મૂખે માત્ર અર્ધમંડપ કે શૃગાર ચોકીની રચના ધરાવે છે. કિંદરખેડાનું ચામુંડા મંદિર તથા શ્રીનગરનું સૂર્યમંદિર આ પ્રકારનાં છે. બીલેશ્વર અને મીંયાણીમાં પણ આવાં મંદિરો છે. આ જ શ્રેણીમાં બોરીચાનું સપ્તમાતૃકા મંદિર, પાતાના સૂર્યમંદિર તથા ભાણવડ તાલુકાના મેવાસા પાસેનું છેલેશ્વર મંદિરનો સમાવેશ થાય છે. આ બીજા સમૂહનાં મંદિરો પૈકીનાં કેટલાંક મંદિરોના ગર્ભગૃહ સમચોરસને બદલે લંબચોરસ ઘાટનાં પણ છે. પોરબંદર તાલુકાના ખીમેશ્વરનું મંદિર નં. ૭ તથા વેરાવળ તાલુકાનાં સવનીનું મંદિર નં. ૫ આ વર્ગનાં છે.

પૂર્વ–ચૌલુક્ય શૈલીના મંદિરોમાં અંગવિભાગોની દષ્ટિએ આ ઉપરાંત જે વૈવિધ્ય જણાય છે તે આ પ્રમાણે છે. કેટલાક મંદિરોના ગર્ભગૃહની ચોતરફ પ્રદક્ષિણા પથ અને ગૂઢમંડપ આવેલા છે. બીલેશ્વરનાં મંદિરથી આ પરિપાટી ભાણસરા મંદિર નં. ૫, બળેજના પીઠડ માતા મંદિર, ખીમેશ્વર મંદિર નં. ૨ માં ચાલુ રહેલી જણાય છે.

કેટલાંક મંદિરોની સન્મુખે માત્ર ગૂઢમંડપની રચના જોવામાં આવે છે. વીસાવાડાનું શિવમંદિર, પસનાવડાના (તા. વેરાવલ) નાગ અને સૂર્યનાં મંદિરો, બળેજનું કોઠામંદિર, કુછડી (તા. પોરબંદર) અને દેગામનું (તા. પોરબંદર) ચામુંડા મંદિર તથા ખીમેશ્વરનું મંદિર નં. ૬, પાતાનું સૂર્યમંદિર વગેરે આ પ્રકારનાં મંદિરો છે.

પોરબંદર પાસેનાં છાયાનું અંજની માતા મંદિર, બીલેશ્વર મંદિર નં. ૧, શ્રીનગરનું વિંધ્યવાસિની દેવી મંદિર, કિંદરખેડાનું સૂર્યમંદિર, બોરિચાનું ચામુડા મંદિર વગેરે મંદિરો ગર્ભગૃહ, પ્રદક્ષિણાપથ, મંડપ અને શૃંગારચોકીઓથી વિભૂષિત છે.

મીયાંણીમાં પંચાયતન પ્રકારનું મંદિર આવેલુ છે. તથા સરમાનું (તા. માંગરોલ ) પ્રાચીન મંદિર ત્રિકૂટાચલ છે.

## ભગવદ્‌ગીતામાં અહિંસા—ગાંધીજીની દૃષ્ટિ

રમેશ સું. બેટાઈ

"તમે ગીતાનો જે અર્થ કરો છો તે ત્યારે જ સમજાય જ્યારે તમે એકવાર ગીતાનો અનુવાદ કરી જાઓ અને તેની ઉપર ટીકા કરવી હોય તે કરો ને અમે તે આખું એકવાર વાંચી જઈએ. છૂટાછવાયા શ્લોકમાંથી અહિંસાદિ ઘટાવો તે મને તો બરોબર લાગતું નથી."[૧] આ પ્રમાણે સ્વામી આનંદે ગાંધીજી પાસે નિવેદન કર્યું ત્યારે તેની દલીલની યથાર્થતા સ્વીકારીને ગાંધીજીએ ગીતાનો અનુવાદ કર્યો અને તેના પર પ્રાસ્તાવિક રૂપે લગભગ સૂત્ર શૈલીએ રચાયેલો 'અનાસક્તિયોગ' એ લેખ તેમણે ઉમેર્યો. આ પ્રસ્તાવનામાં ગાંધીજી લખે છે તે મુજબ: "પણ અહિંસાનું પ્રતિપાદન ગીતાનો વિષય નથી" છતાં તેઓ તરત જ ઉમેરે છે કે: "...ગીતાકાળની પૂર્વે પણ અહિંસા પરમ-ધર્મ રૂપે મનાતી હતી." ગીતાના ઉપદેશ બાબત પોતાનું મંતવ્ય સતર્ક રજૂ કરીને અને આ વાત સ્વીકારીને પછી તેઓ કહે છે કે. "ગીતાને તો અના-સક્તિનો સિદ્ધાન્ત બતાવવો હતો બીજા અધ્યાયમાં જ આ વાત સ્પષ્ટ થઈ જાય છે." પરન્તુ ગીતાને અહિંસા જ માન્ય છે તે વાત ગીતામાંથી તારવવી તેમને શક્ય લાગી છે અને તે સાથે તેઓ ઉમેરે છે કે અનાસક્તિ અથવા ફલબાબત નિરપેક્ષતાના સિદ્ધાન્તને અનુસરનારને માટે અહિંસાના પાલન સિવાય બીજો વિકલ્પ નથી. આ કારણે ગાંધીજી કહે છે કે "આ વિચાર-શ્રેણીને અનુસરતાં મને લાગ્યું છે કે ગીતાજીના શિક્ષણને અમલમાં મૂકનારને સહેજે સત્ય અને અહિંસાનું પાલન કરવું પડે છે. ફલાસક્તિ વિના મનુષ્યને નથી અસત્ય બોલવાની લાલચ થતી, નથી હિંસા કરવાની." આ રીતે 'અના-સક્તિયોગ'માં તેમણે આપેલા તેમના મત અનુસાર ગીતા આડકતરી રીતે અહિંસાનો સિદ્ધાન્ત માન્ય કરે છે, અથવા, તેના ઉપદેશના સ્થાપનમાં પાયાના સિદ્ધાન્ત તરીકે પ્રાચીન અને સર્વકાલીન એવા અહિંસાના સિદ્ધાન્તને માન્યતા આપીને જ ગીતા આગળ વધે છે. ગાંધીજીના મત અનુસાર આમ અહિંસા ગીતાના ઉપદેશનો એક મૂલગત ભાગ છે, અત્યંત અગત્યનો ભાગ છે.

પરન્તુ ગીતામાં ગાંધીજીએ અહિંસાનો સિદ્ધાન્ત વાંચ્યો છે તેની વિગતો વિસ્તારીએ તે પહેલાં ગાંધીજીની દૃષ્ટિએ, આમ તો અવ્યાખ્યેય ગણાયેલ 'અહિંસા' એ શબ્દનો અર્થ આપણે સમજી લેવો જોઈએ. વિભિન્ન ધર્મો અને સંસ્કૃતિઓ 'અહિંસા' ની જુદી જુદી વ્યાખ્યા આપે છે દાખલા તરીકે, હિંદુધર્મ, બૌદ્ધધર્મ, જૈનધર્મ અને ખ્રિસ્તીધર્મમા આ શબ્દના અર્થો જુદા જુદા છે.

આપણે જાણીએ છીએ કે ખ્રિસ્તી ધર્મમાં અહિંસા એ એક અગત્યનો સિદ્ધાન્ત છે. પ્રભુ ઈસુ ખ્રિસ્તની પાસે એક ઘેટાની હાજરી સર્વ પ્રાણીઓના અહિંસનની ભાવનાને વાચા આપનાર બને છે તેમ ગણી શકાય છતાં દુર્ભાગ્યે ખ્રિસ્તી ધર્મમાં આ સિદ્ધાન્તને માત્ર મનુષ્ય જગત પૂરતો સીમિત કરી દેવામા આવ્યો છે, બાઈબલ કહે છે "તારા પડોશી ઉપર તારા પોતા જેટલો જ પ્રેમ રાખજે," અને Good Samaritan ની પ્રસિદ્ધ વાર્તામાં પડોશીની વ્યાખ્યા કરે છે ત્યારે કોઈપણ રીતે એક માનવ બીજા માનવને ન મારે એ વાત પર જ ભાર મૂકવામાં આવ્યો છે, જો કે કોઈક વખત સમાન્ય સર્વ જીવો પ્રત્યેની અહિંસાનો પણ ઉલ્લેખ થાય છે ખરો વળી આપણને આવાં અભૂતપૂર્વ વચનામૃતો પ્રાપ્ત થાય : "કોઈ તારા જમણા ગાલ પર તમાચો મારે તો તેની સામે તારો ડાબો ગાલ પણ ધરજે," વગેરે, ત્યારે આત્મસમર્પણ દ્વારા પરના હૃદયપરિવર્તનના પ્રયોગનો અને એ રીતે માનવ જગત પ્રત્યે અહિંસક બનવાની ભાવનાનો નિર્દેશ આપણને મળે છે. 'ઉડાઉ દીકરા'ની વાર્તામાં ઘેટું રાંધીને પિતાએ આપેલી જ્યાફત અને તેને સમાન અન્ય ઉદાહરણો આ અહિંસા માનવ જગત પૂરતી જ સીમિત છે તે હકીકત નિર્દેશે છે.

મહાવીર સ્વામીનું જીવન એ જૈનો માટે એક એવું આદર્શ ઉદાહરણ છે જેમાં પાપીઓનો સામનો ન કરવાની વાત ઉપરાંત, દુશ્મન પ્રતિ પ્રેમભાવ રાખવો, તેનું કલ્યાણ વાંછવું અને અત્યંત અજ્ઞાન અને અધ:પતિત માનવોના જીવનમા હૃદયપરિવર્તન લાવવાના પ્રયોગ કરવાના ઉપદેશો નિહિત છે. જીવનનાં વસ ક્ષેત્રોમાં અહિંસાનું ચુસ્ત પાલન અને સર્વ જીવજગત પ્રતિ વિશ્વવ્યાપી પ્રેમ એ બે બાબતમાં જૈન ધર્મ ખ્રિસ્તી ધર્મ કરતાં ઘણો આગળ છે. આથી જ અહિંસાનું પાલન કરનારને માટે પ્રાપ્ય આદર્શ માનસિક અવસ્થાને 'સમ્યક્ત્વ' કહેલ છે. "According to Jainism, a person who has 'Samyaktva', always abstains from causing evil, suffe-

ring, pain and harm to others He answers the vehemence of evil by good and love."[૨] જૈન ધર્મનો આ સર્વ જીવો પ્રતિ અહિંસા અને પ્રેમનો સિદ્ધાન્ત, ખાસ કરીને નિમ્ન કોટિના જીવોના રક્ષણની ભાવના એ અહિંસાની ભાવનાની બીજી સીમા છે આ સિદ્ધાન્તે ગાંધીજીની અહિંસાની ભાવનાને ઘડવામાં મોટું પ્રદાન કર્યું છે, જો કે ગાંધીજી તો આનાથી પણ આગળ જાય છે, કારણ, તેઓ સામાન્ય રીતે સત્યને અહિંસાથી ઉત્કૃષ્ટ માને છે અને તેમણે પોતાનું આખું જીવન સત્યના પ્રયોગો દ્વારા સત્યની સાધનામાં ગાળ્યું છે, તે છતા તેઓ 'સત્ય' અને 'અહિંસા'ને સમાનાર્થ શબ્દો પણ ગણે છે. તેમના જ શબ્દોમા કહીએ તો : "સત્ય એટલે જ મોક્ષ. મોક્ષનો જેને આગ્રહ નથી તે માનવી જ નથી, તે માત્ર પશુ છે" અને "સત્યની મારી શોધમાં આગળ વધુ છું તેમ મને લાગતું જાય છે કે સત્ય સર્વજ્ઞ છે મને વારંવાર લાગે છે કે સત્યમાં અહિંસા છે. વિરુદ્ધમા નહી, કારણ, સત્યમાંથી પ્રેમ અને મૃદુતા ઉદ્‌ભવે છે." આ છતા તેમણે જીવનના અંતિમ વર્ષોમાં સત્ય અને અહિંસાને લગભગ એકરૂપ માન્યા છે તેમના કહેવા મુજબ : "અહિંસાને શોધું છું ત્યારે સત્ય કહે છે કે મારા દ્વારા શોધો સત્ય શોધું છું ત્યારે અહિંસા કહે છે, 'મારા દ્વારા શોધો'

પાપનો સામનો ન કરવાનો આ સિદ્ધાન્ત બૌદ્ધધર્મને પણ અભિમત છે જો કે ગાંધીજીએ તેનો એવો અર્થ કર્યો છે કે દુષ્ટતાનો સામનો સારાપણાથી કરવો અને આનાથી જ અહિંસા એ પ્રેમનો અભિગમ બને છે, જગન્નિયંતા સત્યરૂપ પરમાત્માનાં સર્વ સજીવ સર્જનપ્રતિ મૃદુતાનો અભિગમ બને છે તેમના પોતાના શબ્દોમાં મૂકતાં: "દુષ્ટતાનો સામનો ન કરવો એનો અર્થ એવો થાય છે કે દુષ્ટતાનો સામનો દુષ્ટતાથી ન કરવો પરન્તુ સારાપણાથી કરવો, બીજી રીતે કહીએ તો શરીરબળનો સામનો તેને સમાનબળથી નહીં પરન્તુ આત્મબળથી કરવો" 'ધમ્મપદ'ના પ્રસિદ્ધ શ્લોકમા આજ વાત સ્પષ્ટ રીતે કહેવામા આવી છે કે:

अक्रोधेन जिने क्रोध असाधु साधुना जिने।

સ્વાભાવિક રીતે જ આ સિદ્ધાન્ત ટૉલ્સ્ટૉયની એ વાત કરતાં ઘણો આગળ જાય છે: "Resist not him that is evil' means never resist him that is evil; that is, never do violence, never do an act that cannot but be contrary to love, and if they then insult you, bear the insult and still do

not inflict violence on anyone else."[3]

ગાંધીજીનો લગભગ અવ્યાખ્યેય મનાયેલો 'અહિંસા'નો સિદ્ધાન્ત ગાંધીજીએ પોતે કયા પ્રેરણાસ્રોતથી મેળવ્યો તે જાણવું અઘરું છે.

સંસ્કારે, જન્મે અને કર્મે ગાંધીજી વૈષ્ણવ છે અને કહેવાયું છે કે : "Vaishnavism asks its followers to meet evil by good. We all know how chaitanyadeva, an apostle of vaishnavism, exclaimed when violently struck by a ruffian, 'but I shall offer you my love.' The history of vaishnavism is a chequered career of evils appearing on the path of good but melting away at its very touch."[4] આ વૈષ્ણવ ધર્મનો ઊંડો પ્રભાવ ગાંધીજી પર પડ્યો છે. છતાં તેમની અહિંસા આટલેથી નથી અટકી જતી. તેમની અહિંસા આનાથી ઘણી આગળ જઇને માણસના પાર્થિવ જગત, માનસિક જગત અને આધ્યાત્મિક જગતને વ્યાપી રહે છે. ગાંધીજીની અહિંસા એટલે સંપૂર્ણ શારીરિક, માનસિક, ભાવાત્મક અને આધ્યાત્મિક અહિંસા. માત્ર માણસના પ્રત્યે આ ભાવ જતો નથી, પરંતુ સમગ્ર જીવસૃષ્ટિને તે વ્યાપી વળે છે.

આ કારણે તમામ ધર્મો ગાંધીજીને પ્રેર્યાનો દાવો કરી શકે તેવી સ્થિતિ થઇ છે. છતાં એ તો જાણીતી વાત છે કે હિંદુધર્મ ઉપરાંત, પૂર્ણ અહિંસાના આદર્શને માર્ગે ગતિ કરતાં બૌદ્ધધર્મ અને જૈનધર્મને અનુસરતા રાજાઓને અહિંસાની આ ભાવનાએ યુદ્ધો કરતા કે પાપીઓને દંડ દેતા રોક્યા નથી. આ ધર્મોના કોઈ જ સંતોએ રાજાઓને પૂર્ણપણે અહિંસક બનવાનો કે પાપીઓને દંડ ન દેવાનો ઉપદેશ આપ્યાનું જાણવામાં નથી. જીવો પ્રાણીઓ તથા માનવ જગતને હાનિ ન કરવાના સામાન્ય ઉપદેશ અને આદર્શ ઉપરાંત અહિંસા આ ત્રણેય ધર્મોમાં મુખ્યત્વે આધ્યાત્મિક ભૂમિકા પર રહેલો આદર્શ છે અને તેથી તે પૂર્ણતયા તો તપસ્વીઓ અને સંન્યાસીઓને જ લાગુ પડે છે. બૌદ્ધો તથા જૈનોએ હિંદુઓ યજ્ઞોમાં પશુવધ કરતા તેનો વિરોધ તો ઘણો કર્યો, છતાં આ આદર્શ આ બે ધર્મોમાં મુખ્યત્વે આધ્યાત્મિક રહ્યો છે. ગાંધીજીની અહિંસા આ પ્રકારની નથી. સાચી રીતે અહિંસક માનવી જીવનનાં સર્વ ક્ષેત્રોમાં પૂર્ણપણે અહિંસાનો પૂજારી બને તેટલું જ નહીં પણ તે માંસાહાર ન કરવા ઉપરાંત દૂધ પણ ન પીએ, કારણ, દૂધ પણ તેમના મતે માંસાહાર જ છે. હિન્દુધર્મ તો કહે છે કે :

अद्रोहेणैव भूतानामल्पद्रोहेण वा पुनः ।
या वृत्तिस्तां समास्थाय विप्रो जीवेदनापदि ॥[५]

આનો અર્થ એવો થાય અને તે હિન્દુ ધર્મને માન્ય પણ છે કે આપત્કાલમાં એટલે કે કટોકટીના સમયમાં માણસ આજીવિકાનાં ગમે તે સાધનોનો ઉપયોગ કરી શકે. આ વાત ગાંધીજી માન્ય ન જ કરે અને તેઓ તો કહે જ કે સામાન્ય સ્થિતિમાં કે કટોકટીમાં, ગમે તે સમયે, માણસનું આચરણ અહિંસક જ હોવું ઘટે. પરન્તુ આ બાબતમાં પણ, અન્ય ઘણા સિદ્ધાન્તોની માફક ગાંધીજીનો પાયાનો આધાર હિન્દુ પરંપરા છે. અહિંસાને ગાંધીજી સત્ય એટલે કે ઇશ્વર સાથે જે રીતે સમવેત કરે છે તેના પરથી પ્રતીતિ થાય છે કે સત્ય અને ઇશ્વરની તેમજ અહિંસાની ભાવના તેમને વૈષ્ણવ સંસ્કાર વારસો અને ઉપરાંત ગીતા, મહાભારત, રામાયણ અને ઉપનિષદો પાસેથી મળ્યાં છે. આપણે એમ જરૂર કહી શકીએ કે ગાંધીજીએ હિંદુ ધર્મ, જૈન ધર્મ અને બૌદ્ધ ધર્મની અહિંસાની ભાવનામાંથી પોતાનો અહિંસાનો સિદ્ધાન્ત તારવ્યો છે, તે છતાં હિંદુ ધર્મમાં જે શ્રેષ્ઠ અને ધન્યતમ છે તેમાં જ તેની મુખ્ય પ્રેરણા પડેલી છે. ટી. કે. મહાદેવન આથી સાચું જ કહે છે કે: "...The Gandhian teaching belongs strictly within this main stream (of ancient Indian tradition) and any superficial resemblance it may have to western christian tradition can only be accidental."[૬] ગાંધીજી પોતે પણ સ્પષ્ટ કહે છે કે: "હિંદુધર્મનું એ સદ્‌ભાગ્ય કે દુર્ભાગ્ય છે કે તેની પાસે નિશ્ચિત અધિકૃત એક પંથ નથી. આથી ગેરસમજૂતિ નિવારવા માટે હું કહું છું કે સત્ય અને અહિંસા એ મારો પંથ છે. હિંદુધર્મની વ્યાખ્યા કરવાનું મને કહેવામાં આવે તો હું એટલું જ કહું કે હિન્દુધર્મ એટલે અહિંસક માર્ગે સત્યની શોધ. માનવ નિરીશ્વરવાદી હોવા છતાં હિન્દુ હોઈ શકે. હિંદુધર્મ એટલે સત્યની સતત શોધ." અને "હિન્દુધર્મના પાયાના સિદ્ધાન્તો છે સત્ય અને અહિંસામાં પૂર્ણ આસ્થા. આથી સત્યને એરણ તરીકે વાપરો અને અહિંસાને તમારો હથોડો માનો; અને નક્કી કરી લો કે અહિંસા સાથે અસંબદ્ધ બધું જ અહિન્દુ છે."

સર્વ પ્રથમ આપણે ગાંધીજીની અહિંસામાંની આસ્થા અને આચરણના આગ્રહને વાચા આપીએ તો તે આ રીતે તેમના શબ્દોમાં વ્યક્ત કરી શકાય: "જગતમાં હું કોઇનાથી નહીં ડરું. ગમે તે સ્થળે અન્યાય હોય તેને વશ નહીં વર્તું. અસત્યને હું સત્યથી જીતીશ. અને અસત્યને સત્યથી, ધિક્કારને પ્રેમથી,

not inflict violence on anyone else."[3]

ગાંધીજીનો લગભગ અવ્યાખ્યેય મનાયેલો 'અહિંસા'નો સિદ્ધાન્ત ગાંધીજીએ પોતે કયા પ્રેરણાસ્રોતથી મેળવ્યો તે જાણવું અઘરું છે.

સંસ્કારે, જન્મે અને કર્મે ગાંધીજી વૈષ્ણવ છે અને કહેવાયું છે કે: "Vaishnavism asks its followers to meet evil by good. We all know how chaitanyadeva, an apostle of vaishnavism, exclaimed when violently struck by a ruffian, 'but I shall offer you my love.' The history of vaishnavism is a chequered career of evils appearing on the path of good but melting away at its very touch." [4] આ વૈષ્ણવ ધર્મનો ઊંડો પ્રભાવ ગાંધીજી પર પડયો છે. છતાં તેમની અહિંસા આટલેથી નથી અટકી જતી. તેમની અહિંસા આનાથી ઘણી આગળ જઈને માણસના પાર્થિવ જગત, માનસિક જગત અને આધ્યાત્મિક જગતને વ્યાપી રહે છે. ગાંધીજીની અહિંસા એટલે સંપૂર્ણ શારીરિક, માનસિક, ભાવાત્મક અને આધ્યાત્મિક અહિંસા. માત્ર માણસના પ્રત્યે આ ભાવ જતો નથી, પરંતુ સમગ્ર જીવસૃષ્ટિને તે વ્યાપી વળે છે.

આ કારણે તમામ ધર્મો ગાંધીજીને પ્રેર્યાનો દાવો કરી શકે તેવી સ્થિતિ થઇ છે. છતાં એ તો જાણીતી વાત છે કે હિંદુધર્મ ઉપરાંત, પૂર્ણ અહિંસાના આદર્શને માર્ગે ગતિ કરતાં બૌદ્ધધર્મ અને જૈનધર્મને અનુસરતા રાજાઓને અહિંસાની આ ભાવનાએ યુદ્ધો કરતા કે પાપીઓને દંડ દેતા રોકયા નથી. આ ધર્મોના કોઈ જ સંતોએ રાજાઓને પૂર્ણપણે અહિંસક બનવાનો કે પાપીઓને દંડ ન દેવાનો ઉપદેશ આપ્યાનું જાણવામાં નથી. જીવો પ્રાણીઓ તથા માનવ જગતને હાનિ ન કરવાના સામાન્ય ઉપદેશ અને આદર્શ ઉપરાંત અહિંસા આ ત્રણેય ધર્મોમાં મુખ્યત્વે આધ્યાત્મિક ભૂમિકા પર રહેલો આદર્શ છે અને તેથી તે પૂર્ણતયા તો તપસ્વીઓ અને સંન્યાસીઓને જ લાગુ પડે છે. બૌદ્ધો તથા જૈનોએ હિંદુઓ યજ્ઞોમાં પશુવધ કરતા તેનો વિરોધ તો ઘણો કર્યો, છતાં આ આદર્શ આ બે ધર્મોમાં મુખ્યત્વે આધ્યાત્મિક રહ્યો છે. ગાંધીજીની અહિંસા આ પ્રકારની નથી. સાચી રીતે અહિંસક માનવી જીવનનાં સર્વ ક્ષેત્રોમાં પૂર્ણપણે અહિંસાનો પૂજારી બને તેટલું જ નહીં પણ તે માંસાહાર ન કરવા ઉપરાંત દૂધ પણ ન પીએ, કારણ, દૂધ પણ તેમના મતે માંસાહાર જ છે. હિન્દુધર્મ તો કહે છે કે:

अद्रोहेणैव भूतानामाम्यद्रोहेण वा पुनः ।
या वृत्तिस्ता समास्थाय विप्रो जीवेदनापदि ॥५

આનો અર્થ એવો થાય અને તે હિન્દુ ધર્મને માન્ય પણ છે કે આપત્કાલમાં એટલે કે કટોકટીના સમયમાં માણસ આજીવિકાનાં ગમે તે સાધનોનો ઉપયોગ કરી શકે. આ વાત ગાંધીજી માન્ય ન જ કરે અને તેઓ તો કહે જ કે સામાન્ય સ્થિતિમાં કે કટોકટીમાં, ગમે તે સમયે, માણસનું આચરણ અહિંસક જ હોવું ઘટે. પરન્તુ આ બાબતમાં પણ, અન્ય ઘણા સિદ્ધાન્તોની માફક ગાંધીજીનો પાયાનો આધાર હિન્દુ પરંપરા છે. અહિંસાને ગાંધીજી સત્ય એટલે કે ઇશ્વર સાથે જે રીતે સમવેત કરે છે તેના પરથી પ્રતીતિ થાય છે કે સત્ય અને ઇશ્વરની તેમજ અહિંસાની ભાવના તેમને વૈષ્ણવ સંસ્કાર વારસો અને ઉપરાંત ગીતા, મહાભારત, રામાયણ અને ઉપનિષદો પાસેથી મળ્યાં છે આપણે એમ જરૂર કહી શકીએ કે ગાંધીજીએ હિંદુ ધર્મ, જૈન ધર્મ અને બૌદ્ધ ધર્મની અહિંસાની ભાવનામાંથી પોતાનો અહિંસાનો સિદ્ધાન્ત તારવ્યો છે, તે છતાં હિંદુ ધર્મમાં જે શ્રેષ્ઠ અને ધન્યતમ છે તેમાં જ તેની મુખ્ય પ્રેરણા પડેલી છે. ટી. કે. મહાદેવન આથી સાચું જ કહે છે કે: "...The Gandhian teaching belongs strictly within this main stream (of ancient Indian tradition) and any superficial resemblance it may have to western christian tradition can only be accidental." [૬] ગાંધીજી પોતે પણ સ્પષ્ટ કહે છે કે: "હિંદુધર્મનું એ સદ્‌ભાગ્ય કે દુર્ભાગ્ય છે કે તેની પાસે નિશ્ચિત અધિકૃત એક પંથ નથી. આથી ગેરસમજૂતિ નિવારવા માટે હું કહું છું કે સત્ય અને અહિંસા એ મારો પંથ છે. હિંદુધર્મની વ્યાખ્યા કરવાનું મને કહેવામાં આવે તો હું એટલું જ કહું કે હિન્દુધર્મ એટલે અહિંસક માર્ગે સત્યની શોધ માનવ નિરીશ્વરવાદી હોવા છતાં હિન્દુ હોઈ શકે. હિંદુધર્મ એટલે સત્યની સતત શોધ." અને "હિન્દુધર્મના પાયાના સિદ્ધાન્તો છે સત્ય અને અહિંસામાં પૂર્ણ આસ્થા. આથી સત્યને એરણ તરીકે વાપરો અને અહિંસાને તમારો હથોડો માનો; અને નક્કી કરી લો કે અહિંસા સાથે અસંબદ્ધ બધું જ અહિન્દુ છે."

સર્વ પ્રથમ આપણે ગાંધીજીની અહિંસામાંની આસ્થા અને આચરણના આગ્રહને વાચા આપીએ તો તે આ રીતે તેમના શબ્દોમા વ્યક્ત કરી શકાય: "જગતમાં હું કોઇનાથી નહીં ડરું. ગમે તે સ્થળે અન્યાય હોય તેને વશ નહીં વર્તુ. અસત્યને હું સત્યથી જીતીશ અને અસત્યને સત્યથી, ધિક્કારને પ્રેમથી,

અન્યાયને ન્યાયથી વશમાં લેતાં મારે જે કાંઈ સહન કરવું પડે તે આનંદથી અને સર્વ પ્રત્યે સદ્‌ભાવ સાથે હું સહીશ" આ થઇ કાર્યશીલ અહિંસા, તેના અર્થો આ પ્રમાણે થશે:

(૧) અહિંસા એ નિષેધાત્મક નહી પરન્તુ વિધેયાત્મક સિદ્ધાન્ત છે. અને તેનો ઉદ્દેશ છે વિરોધીના હૃદયમાં સુપ્ત પડેલી માનવતા જગાડવાનો.

(૨) અહિંસા સત્યની અતિ નિકટવર્તી છે અને સત્ય એટલે જ ઇશ્વર

(૩) અહિંસાનો પાયો છે વિશ્વવ્યાપી પ્રેમ

(૪) અહિંસા એટલે મનની પૂર્ણ સમતા, જે કેવળ પરિપૂર્ણ આત્મ-સંયમનું પરિણામ હોઈ શકે.

(૫) અહિંસા એટલે પ્રેમથી તથા ધૈર્યપૂર્વકની સહનશીલતા. આનો વિશેષ અર્થ થાય પૂર્ણ નિર્ભીકતા અને તે વીરનું શસ્ત્ર હોઈ શકે

(૬) અહિંસાના આ આદર્શના પાયામાં છે સમગ્ર માનવતાના કલ્યાણની કામના.

(૭) અહિંસાનો પાયો છે ઇશ્વરમાંની માણસના અ ગ્ય શ્રદ્ધામાં, માનવની માનવતાના સારાપણામાં અને માનવના અંતરાત્માની સજ્જનતામાં.

જીવનના જુદા જુદા પ્રસગે જુદાં જુદાં વિધાનોમાં ગાંધીજીએ પોતાનો અહિસાનો આ સિદ્ધાન્ત વિસ્તાર્યો છે. સિદ્ધાન્ત કેવો સર્વવ્યાપી અને વિશાળ છે તે ઉપરના મુદ્દાઓ પરથી સ્પષ્ટ થઈ જ જાય છે. આ સિદ્ધાન્ત તેમના જીવન પ્રસંગોની સાથે સાથે વિકસ્યો, વધુને વધુ સ્પષ્ટ થતો ગયો તે વાત સાચી છે. પરન્તુ તેના અંતિમ વિકાસમાં અહિસાનો સિદ્ધાન્ત આ કક્ષાએ પહોંચ્યો. આ સિદ્ધાન્તનો સ્પષ્ટ અર્થ થાય છે શારીરિક, માનસિક, ભાવાત્મક અને આધ્યાત્મિક કોઇપણ પ્રકારની ઇજાનો અભાવ, જે માત્ર માનવ પૂરતો સીમિત નથી પરન્તુ સર્વ જીવોને વ્યાપી વળે છે. આનો વિશિષ્ટ અર્થ થાય સર્વ પ્રકારના હુમલા સામે વળતો હુમલો ન કરવો તે, અથવા, વિશેષ સ્પષ્ટતા કરતાં એનો અર્થ થાય છે અહિંસક પ્રકારનો એટલે કે પ્રેમપ્રપૂર્ણ સામનો. તેમણે આદર્શ તો પોતે એ સ્થિતિએ પહોંચવાનો રાખ્યો હતો કે સર્પોના હલ્લાનો પણ સામનો ન કરવો. આ સ્થિતિની પ્રાપ્તિ કેટલી દુસાધ્ય છે તે સ્પષ્ટ જ છે અને તેમણે સ્વીકાર્યું પણ હતું કે તેઓ એ કક્ષાએ પહોંચ્યા નહોતા. આપણે એ પણ જોયું કે અહિંસા એટલે જુલમના માનસિક સામનાનો પણ અભાવ.

આનો અર્થ થાવ પાપીનું પણ ભૂરું મનથી પણ ન ઇચ્છવું તે, અને પોતાના તમામ દુશ્મનો તથા જુલ્મગારો પર પ્રેમ રાખવો અને કદી તેમનું ભૂરું ન ઇચ્છવું તે. આ ભાવનાનો અર્થ એવો થશે કે સાચી રીતે અહિંસક વીર અન્ય કોઈના પ્રત્યે પણ દુશ્મનાવટ નહીં રાખે, એટલું જ નહીં પરન્તુ બધા પર સાચો પ્રેમ રાખશે. અહિંસા એટલે જુલમ કરનાર પ્રત્યે માનસિક ઉશ્કેરાટનો પૂર્ણ અભાવ. આના મૂળમાં જુલ્મગારને મિત્ર કે આપ્તજન માની તેનું ભલું ઇચ્છવાની ભાવના સાથે એ ભાવના પણ રહેલી છે કે અંતે માનવ તરીકે તેને પણ ઇશ્વર સન્માર્ગે વાળશે. માનવની માનવતાને આ કેવડી મોટી હાકલ છે, કેવું ભારે આવાહન છે તે સ્પષ્ટ સમજાય તેવું છે. સાથે અગત્યની વાત એ છે કે આ હાકલ માનવની માનવતાની પાયાની અને અંતિમ સજ્જનતામાં વિશ્વાસમાંથી પરિણમે છે. આધ્યાત્મિક રીતે અહિંસા એટલે જીવનના એકત્વ તથા તેના ઇશ્વર સાથેના તાદાત્મ્યનો સ્વીકાર. આ માર્ગે જ પ્રગતિ સાધતાં ક્રમશઃ આધ્યાત્મિક ઉન્નતિને અંતે માનવ આત્મસાક્ષાત્કાર સુધી પહોંચશે. અંતે અહિંસા એટલે એ બાબતનો સ્વીકાર કે માનવ પ્રત્યે માનવ ગમે તે રીતે વર્તે પણ તે તેના પ્રતિ પ્રેમાળ છે, કરુણાનો સાગર છે અને તેણે વિશ્વ તથા તેમાંના ચેતનામય જીવોનું સર્જન કલ્યાણ માટે કર્યું છે. શાશ્વત વિશ્વશાંતિ અને વિશ્વવ્યાપી ભ્રાતૃભાવ પણ આમાં અંતર્ગત છે.

આ આદર્શ આચરણમાં મૂકાય છે ત્યારે ખરેખર તેને પાર વિનાની મુશ્કેલીઓ અને સમસ્યાઓનો સામનો કરવો પડે છે. અહિંસાનું પાલન સર્વ માનવો માટે શક્ય છે એમ ઘણાં વર્ષો લગી માન્યા બાદ અને તેના અનેક પ્રયોગો બાદ તેમને પ્રતીતિ થઇ કે માનવમાં પાર વિનાની ખામીઓ ભરી પડી છે એને દેહમાં રહેલ આત્મા માટે સંપૂર્ણ અહિંસાનું પાલન અસંભવ છે. અહિંસાના પાલનની ઉત્તમોત્તમ કક્ષાએ પહોંચ્યાનો દાવો તેમણે કદી પણ કર્યો નથી, તે છતાં સમય જતાં અને વધુને વધુ આકરી કસોટીઓ તથા અગ્નિપરીક્ષામાંથી પસાર થતાં તેઓ આ સિદ્ધાન્તને જ વધુને વધુ દૃઢપણે વળગી રહ્યા છે. અહિંસાના સિદ્ધાન્તને તેની અપેક્ષિત કાર્યસિદ્ધિમાં નિષ્ફળ જતો પણ તેમણે જોયો છે. પરન્તુ તે જોતાં તેઓ સમજ્યા છે કે દોષ સિદ્ધાન્તનો નથી પણ માનવ સ્વભાવનો છે. માનવ સ્વભાવગત રીતે જ હિંસક છે અને તે પોતાની આ હિંસાવૃત્તિને વશમાં લે તે અનિવાર્ય રીતે જરૂરી છે. આ માટે જ તેમણે પોતાના આ અહિંસાનો આદર્શ માનવ જીવનમાં સિદ્ધ કરવો લગભગ અશક્ય એવો રાખ્યો. તેમણે વારંવાર માનવદેહની ભારે મર્યાદાઓને ઉલ્લેખી દેહ હોય ત્યાં

લગી પૂર્ણ અહિંસાનું પાલન અશક્ય છે તે સ્વીકાર્યું છે. આની પાછળ આડકતરી રીતે એ બાબતનો જ સ્વીકાર છે કે અહિંસાના આદર્શની સિદ્ધિ જીવન્મુક્ત માનવ માટે જ શક્ય છે. પાર્થિવ અને નૈતિક કક્ષાએ અહિંસાના આદર્શનું પાલન કરતાં કરાવતાં તેમને આ આદર્શના પૂર્ણ અનુસરણની અશક્યતાની પ્રતીતિ થતી જ ગઈ છે. દોષ સિદ્ધાન્તનો નથી પરન્તુ માનવસ્વભાવનો છે. અને માનવના સ્વભાવ માટે તો કહેવાયું છે કે : प्रकृतिं यान्ति भूतानि निग्रहः किं करिष्यति।[7] પરંતુ ગાંધીજી કહે છે કે: "જીવન્મુક્ત સર્વ પાપ પુણ્યથી અતીત છે, સર્વ દ્વૈતોથી પર છે. તે જ માત્ર પૂરેપૂરી રીતે અહિંસક છે." હિન્દુધર્મે બંને મુદ્દા વિસ્તાર્યા છે. હિન્દુ ધર્મ એમ પણ કહે છે કે: जीवो जीवस्य जीवनम् અને સાથે એમ પણ ઉમેરે છે કે અહિંસાના ઉચ્ચતમ આદર્શને તો મુક્તાત્મા જ સિદ્ધ કરી શકે ગાંધીજીને જીવનની ઉત્તરાવસ્થામાં આ બાબતની વધુ ને વધુ પ્રતીતિ થતી ગઈ અને પરિણામે તેઓ વધુ ને વધુ દૃઢતાપૂર્વક આ સિદ્ધાન્તને વળગી રહ્યા; ઘણીવાર 'અહિંસા'ને બદલે 'મારી અહિંસા' એવું તેમનાથી કહેવાઈ ગયું. અહિંસાના વ્યક્તિગત સર્વક્ષેત્રીય પ્રયોગો અને આચરણ તથા સમૂહગત રીતે તેને અમલમાં મૂકવાના તેમણે પ્રયોગો કર્યા, તેમાં અલ્પ એવી સફળતા પણ તેમને મળી અને તે સાથે અંતે એ પ્રતીતિ જ તેમને લાધી કે હિન્દુધર્મ, જૈનધર્મ અને બૌદ્ધધર્મ સ્વીકારે છે તે મુજબ સંપૂર્ણ અહિંસક આચરણ તો મુક્તાત્મા એવા સંન્યાસી માટે જ શક્ય છે.

## સમૂહગત રીતે અહિંસાના પ્રયોગ

ગાંધીજીએ સમૂહગત રીતે અહિંસાના એકથી વધુ પ્રયોગ સત્યાગ્રહ ચળવળો દ્વારા કર્યા તેમાં અલ્પ સફળતા મળી તે પણ ઓછું મૂલ્ય આંકવા જેવી વાત નથી નીચેનાં બે કારણોસર તેમણે સમૂહગત અહિંસાના પ્રયોગો દર્શાવ્યા:

(૧) ભારતના જનસામાન્યને સદીઓની તંદ્રામાંથી જગાડવા માટે.

(૨) જનસામાન્યને તેના વ્યક્તિગત જીવન બાબત જાગૃત કરી બલિદાન તથા સ્વસમર્પણના સ્વમાની માર્ગે ભારતની આઝાદીની પ્રાપ્તિના પ્રયત્નો.

તેમણે પોતાની ચળવળોને 'સત્યાગ્રહ' એવું નામ આપ્યું. 'સત્યાગ્રહ' શબ્દ માટે અંગ્રેજીમાં સમાનાર્થ શબ્દ મેળવવો એ મુશ્કેલ કામ છે. તેને civil Disobedience તો ન જ કહેવાય, પરન્તુ passive resistance પણ ન કહેવાય, કારણ, "Passive resistance, as commonly understood in the west in its historical meaning and as

understood by us now, is a weapon of the weak, of the unarmed and helpless. It does not eschew violence as a matter of principle but only because of lack of means of violence or out of sheer expediency. It would use arms if and when they are available or when there is a reasonable chance of success."[૮] સત્યાગ્રહના પાયામાં તો પૂર્ણ અહિંસા પડેલી છે, અને સત્યાગ્રહ એટલે સત્યનો દૃઢ આગ્રહ અને તેને ખાતર આત્મવિલોપનની પૂર્ણ તૈયારી અને તત્પરતા. એ એક એવું આત્મબળ છે જેને માટે પાયાની આવશ્યકતા છે ઈશ્વરમાંની પૂર્ણ શ્રદ્ધા. ગાંધીજીના જ શબ્દોમાં કહીએ તો: "દરેક વ્યક્તિને અહિંસામાં સજીવ શ્રદ્ધા હોવી જોઈએ. ઈશ્વરમાંથી પૂર્ણ શ્રદ્ધા વિના આ શકય નથી. ઈશ્વરનાં શક્તિ અને કૃપા વિના અહિંસક માનવી કંઈ જ કરી શકતો નથી એ શ્રદ્ધા વિના ક્રોધ, ભય અને સામનાની વૃત્તિ વિના મરી ફીટવાની હિંમત તેનામાં ન જ આવે.' આ અહિંસા, સત્ય અને સત્યાગ્રહનો સાચો અર્થ તેમના ભક્તો અને સત્યાગ્રહીઓ પૈકી ઘણા થોડા જ સમજ્યા હતા. છતાં સેંકડોની સંખ્યામાં સત્યાગ્રહીઓ ચળવળોમાં જોડાયા, અને તેમાં હિંમતપૂર્વક તથા સામનો કર્યા વિના મરી ફીટયા. કેટલીકવાર હિંસક સામનો પણ થયો અને કોમી હુલ્લડો તથા ભારતના ભાગલા બાદ જનસમૂહોની શ્રદ્ધા ડગી ગઈ, તૂટી પડી છતાં અહિંસાના આ શસ્ત્રે સારું એવું કામ આપ્યું. એક બાજુ જનસમૂહો જાગૃત થયા, સ્વમાની તેમજ અપ્રમાદી બન્યા અને બીજી બાજુ બ્રિટીશ સત્તા ભારત છોડી ચાલી પણ ગઈ. પાર્થિવ તથા કેટલેક અંશે નૈતિક ક્ષેત્રે અહિંસાના પ્રયોગોએ ઠીક ઠીક કામ આપ્યું છતાં ગાંધીજીનો અહિંસાનો મહાન આદર્શ તો મુક્તાત્માનો જ અનુસરણાર્હ આદર્શ રહ્યો. જનસામાન્યનું શસ્ત્ર બનાવવાનો પ્રયોગ ખાસ સફળ ન થયો તે છતા આ પ્રયોગ તેની પોતાની રીતે મહાન હતો તે વાતની કોણ ના પાડી શકે?

### અહિંસા અને ગીતા

ગીતામાં અહિંસાનો આ આદર્શ ગાંધીજી ફરી ફરી વાંચવાનો આગ્રહ રાખે છે ત્યારે ગીતા ખરેખર અહિંસાની આ ઉત્કૃષ્ટ ભાવના કેટલા પ્રમાણમાં સ્વીકારે છે તે આપણે જોઈએ. તેઓ અલબત્ત માન્ય કરે છે કે "પણ અહિંસાનું પ્રતિપાદન ગીતાનો વિષય નથી. કેમકે ગીતાકાળની પૂર્વે પણ અહિંસા પરમધર્મ રૂપે મનાતી હતી. ગીતાને તો અનાસક્તિનો સિદ્ધાન્ત બનાવવો હતો."[૯] ગાંધીજી આ રીતે

માન્ય કરે છે કે અનાસક્તિયોગનો બોધ એ ગીતાનો મુખ્ય ઉદ્દેશ છે. અને તેમણે વ્યાખ્યા કરી છે તે મુજબ આ અનાસક્તિનો પરમ ઉદ્દેશ આત્મદર્શન અથવા મોક્ષ છે. પરન્તુ, અહિંસા બાબત, આપણે જોયું તે મુજબ, તેમનો અભિપ્રાય એવો છે કે ગીતા અહિંસાના સિદ્ધાન્તને પાયાના સિદ્ધાંત તરીકે સ્વીકારી અપનાવીને જ આગળ ચાલે છે તેઓ વધારામા કહે છે કે માનવ જ્ઞાની હોય કે ભક્ત, પરન્તુ તેને સ્થિતપ્રજ્ઞ કે ત્રિગુણાતીત બનવુ હોય તો તેને અહિંસાના સિદ્ધાન્તને પાયાના આદર્શ તરીકે સ્વીકારી અપનાવીને જ ચાલતુ રહ્યું; ખાસ તો એટલા માટે કે અનાસક્તિની મનોવૃત્તિ તેની ઉચ્ચ દશાએ સપૂર્ણ સમત્વની હોય છે, સંન્યાસની હોય છે. સમત્વ અને સંન્યાસ પૂર્ણરૂપની અહિંસાના માર્ગે જીવનના આચરણ વિના સિદ્ધ કરવાં એ શકય નથી પોતાના 'અનાસક્તિયોગ'મા તેઓ સ્પષ્ટ કહે છે કે: "આ વિચાર શ્રેણીને અનુસરતા મને લાગ્યુ છે કે ગીતાજીના શિક્ષણને અમલમાં મૂકનારને સહેજે સત્ય અને અહિંસાનું પાલન કરવુ પડે છે." આમ, ગાંધીજી સ્વીકારે છે કે ગીતા સીધી રીતે અહિંસાના સિદ્ધાન્તની મીમાંસા કરતી નથી, પરન્તુ કોઈપણ જાતની દલીલ વિના એક પાયાના પ્રાચીન સિદ્ધાન્ત તરીકે ગીતાએ તેનો સ્વીકાર કરી લીધો છે.

આ દલીલના પાયા પર ગીતામાંના અહિંસાના સિદ્ધાન્તનો વિસ્તાર તેમણે વિવિધ રીતે અને વિવિધ વિધાનો દ્વારા કર્યો છે. એમનાં અનેક વિધાનોમાંથી આ બાબત તેમની વ્યવસ્થિત વિચારધારા તારવવા પ્રયત્ન કરીએ તો ગીતામાં અહિંસા બાબત ગાંધીજીનો મત આ પ્રમાણે પ્રતિપાદિત કરી શકાય :

(૧) પહેલી દલીલ ગીતાના ગાયક શ્રીકૃષ્ણને લગતી તેમણે આપી છે. ગીતાના ગાયક છે શ્રી ભગવાન એટલે પરમાત્મા, કૃષ્ણ રૂપે, અને કૃષ્ણ પૂર્ણાવતાર મનાયા છે, યોગેશ્વર કહેવાયા છે. કૃષ્ણ યોગેશ્વર, પૂર્ણાવતાર, અથવા તો સ્વયં બ્રહ્મ હોય તો અર્જુન સમક્ષ અને તેના દ્વારા સમગ્ર માનવતાને જીવનનાં ધર્મ, નીતિ અને તત્ત્વજ્ઞાનનો બોધ આપતી વખતે તેઓ અહિંસા સિવાય બીજું શું પ્રબોધે? અર્જુનને તેઓ નિષ્કામ કર્માચરણના ભાવે એટલે કે પૂર્ણ અનાસક્તિના ભાવે જીવનનુ કર્તવ્ય આચરવાનો બોધ આપે ત્યારે, એટલે કે અંતે સંન્યાસ તથા મોક્ષના માર્ગે આગળ વધારનાર કર્તવ્યમાર્ગ દાખવે ત્યારે તે અહિંસા જ હોય. ગાંધીજી સ્પષ્ટ શબ્દોમાં કહે છે કે ગીતા અહિંસા જ માત્ર શીખવી શકે. તેમના જ શબ્દોમાં : "પરન્તુ જો આપણે આખી ગીતાનો પૂરો અભ્યાસ કરીએ અને તેમાં આપેલાં સ્થિતપ્રજ્ઞ, બ્રહ્મભૂત, ભક્ત અને યોગીનાં લક્ષણો તપાસીએ તો આપણે એ જ નિર્ણય પર આવીશું કે ગીતાના



વ્યવસ્થાપક સમિતિ

કૃષ્ણ અહિંસાની સાક્ષાત્ પ્રતિમા રૂપ જ હતા. અને તેથી તેમણે અર્જુનને યુદ્ધ કરવાનો બોધ આપ્યો તેથી કંઇ તેમની મહત્તાને ઝાંખપ નથી લાગી. બીજી બાજુ, તેમણે જો તેને જુદી જ સલાહ આપી હોય તો તેમનું જ્ઞાન અધૂરું ગણાત અને તેઓ યોગેશ્વર અને પૂર્ણાવતાર તરીકે ઓળખાવાના અધિકારી રહેત નહીં.'

(૨) બીજી દલીલનો આધાર બીજો અધ્યાય છે, જેમાં કૃષ્ણ પહેલાં જ્ઞાનદષ્ટ્યા અને તે પછી કર્મયોગદષ્ટ્યા તેને બોધ આપે છે અને તેમાં સ્થિતપ્રજ્ઞનાં લક્ષણો ચર્ચે છે. સ્થિતપ્રજ્ઞની આખી વ્યાખ્યા ગાંધીજીને પૂર્ણપણે અનુકૂળ બની અને તેમાં તેમને કેવળ અહિંસાનું જ આચરણ દેખાયું. આથી તેમનો એ મત થયો કે બીજો અધ્યાય સીધી અને સ્પષ્ટ રીતે અહિંસાનું સમર્થન કરે છે, અને બાકીના અધ્યાયો તેને જ અનુસરે છે. તેઓ કહે છે: "પહેલા અધ્યાયને પૂરો કરી આપણે ગીતાના બીજા અધ્યાય પર આવીએ ત્યારે જોઇ શકાય છે કે શુદ્ધ અને સ્પષ્ટ રીતે તે અહિંસાનો જ બોધ આપે છે." અને "અઢારમા અધ્યાયના સમાપન શ્લોકો પરથી પણ સ્પષ્ટપણે તારવી શકાય તેમ છે કે ગીતાનો મુખ્ય બોધ હિંસાનો નહીં પરન્તુ અહિંસાનો જ છે. બીજા અધ્યાયમાંનું નિરૂપણ પણ આ જ હકીકતને ટેકો આપે છે." વળી ગીતાનો બીજો અધ્યાય યુદ્ધના નિયમોનો બોધ કરવાને બદલે સ્થિતપ્રજ્ઞને કઈ રીતે જાણવો તે દાખવે છે. સ્થિતપ્રજ્ઞનાં ગીતાએ આપેલાં લક્ષણોમાં શારીરિક યુદ્ધને પોષે તેવું કંઇપણ મને જોવા મળતું નથી"

(૩) વળી અર્જુનને પોતાના વ્યક્તિત્વનો ક્રમશ: ઉત્કર્ષ સાધવાનો ઉપદેશ આપીને ગીતા તેને કર્મયોગી બનવાનું, યોગી બનવાનું કહે છે–तस्माद्योगी भवार्जुन (૬–૪૬); તેને પ્રભુના હાથમાં સાધન માત્ર બની જવાનું કહે છે–निमित्तमात्र भव सव्यसाचिन् (૧૧–૩૩); તેને યોગયુક્ત બનવાની સલાહ આપે છે: तस्मात् योगाय युज्यस्व (૨–૫૦). અર્જુન આ રીતે સામાન્યમાંથી અસામાન્ય બને, પોતાના સમગ્ર વ્યક્તિત્વને પરમાત્માનાં ચરણોમાં ધરી દે (૧૨–૮), પોતે બ્રહ્મમય બની જાય (૪–૨૪) ત્યારે આ આત્મસંયમની ઉચ્ચતમ કક્ષાએ તેને માટે હિંસા શક્ય જ રહેતી નથી તેઓ કહે છે: "ક્રોધ, આસક્તિ અને મત્સર વિના હિંસા શક્ય નથી. અને ગીતા સત્વ, રજસ્ અને તમસથી અતીત એક એવી કક્ષાએ આપણને લઇ જવા પ્રયત્ન કરે છે કે જ્યાં ક્રોધ વગેરે સંભવે જ નહીં." યુદ્ધને માત્ર પ્રતીકાત્મક ગણીએ, માનવ હૃદયમાં સતત ચાલ્યા કરતા ધર્મ અને અધર્મ, સત્ય અને અસત્ય આદિ વચ્ચેના યુદ્ધ તરીકે ઘટાવીએ તો આ

વાત તથ્યભરી લાગશે. અને અર્જુને યુદ્ધ કર્યું હોય તો પણ ગાંધીજી તો એમજ કહેશે કે અર્જુન હજી સ્થિતપ્રજ્ઞની પરમ ધન્ય દશાને પામ્યો નહોતો તેથી તેણે યુદ્ધ કર્યું.

(૪) ગાંધીજીની ચોથી દલીલ છે મહાભારતની રચયિતાની સમગ્ર વાતના ધ્વનિ પર આધાર રાખનારી વ્યાસ મુનિ છે અને તેણે આકૃતિમાં માનવજીવનની ઘોર કરુણતા અને ભયાનકતા વર્ણવી છે તેમાં કૌરવો મરાયા અને પાંડવો જીત્યા, છતાં પાંડવોને વિજય તો લોહીથી ખરડાયેલો મળ્યો જેમાં વેદના અને આંસુ જ શેષ રહ્યાં હતાં. વ્યાસ આ રીતે યુદ્ધની વ્યર્થતા સૂચવી તેના દ્વારા અહિંસક માર્ગે પ્રાપ્ય શાંતિનો જ બોધ આપે છે. મહાભારત સમગ્રનો આ બોધ હોય તો ગીતાનો પણ આવો જ બોધ હોય. ગાંધીજી કહે છે: " ગીતાના ગાયકે યુદ્ધની આવશ્યકતાને બદલે ખરેખર તો તેની વ્યર્થતા જ સ્થાપી છે. વિજયને પણ તેણે વેદના અને પશ્ચાત્તાપના આંસુ પાડતો કર્યો છે અને દુઃખનો જ વારસો તેને માટે શેષ રાખ્યો છે. "

(૫) વળી અર્જુનને તેના આખા જીવનપ્રતિ યજ્ઞની ભાવનાથી જોવાનો બોધ આપવામાં આવ્યો છે. ગાંધીજી યજ્ઞનો વિશિષ્ટ અર્થ કરે છે, તે આ પ્રમાણે: " યજ્ઞ એટલે સાંસારિક કે આધ્યાત્મિક રીતે કરવામાં આવતું ફલ નિરપેક્ષ અન્યનું કલ્યાણ કરનારું કાર્ય. અને ગીતાએ શીખવ્યું છે તથા અનુભવે માન્ય કર્યું છે કે યજ્ઞની કક્ષામાં ન આવતાં તમામ કર્મો બંધનાત્મક છે. આમ યજ્ઞ એટલે અન્ય જનોની સેવા, જેને માટે જરૂર પડયે માણસ સ્વસમર્પણ પણ કરી દે. આ યજ્ઞ અહિંસામાર્ગીનો જ હોઈ શકે, કારણ, આવી સેવા પ્રેમમાંથી જ પરિણમે અને પ્રેમની જ પોષક બને જ્યાં પ્રેમ હોય ત્યાં હિંસા ન થઇ શકે.

ગાંધીજીએ ગીતામાં અહિંસાનો બોધ વાંચતાં પોતાનું સમગ્ર દૃષ્ટિ બિન્દુ અત્યંત વ્યવસ્થિત રીતે અને તર્કબદ્ધ રીતે પણ નિરૂપ્યું છે હિન્દુધર્મમાં તેમણે સત્ય અને અહિંસા એ બે સિદ્ધાન્તો જ વાંચ્યા છે તેથી હિંદુધર્મના શ્રેષ્ઠ આકર ગ્રન્થ ગીતામાં તેઓ એ જ બોધ વાંચે તે સ્વાભાવિક પણ છે.

## ગીતામાં અહિંસા-મીમાંસા

ગાંધીજી સ્થાપવા પ્રયત્ન કરે છે તે પ્રમાણે ગીતામાં ખરેખર અહિંસા વાંચવી શકય છે કે નહીં તે તપાસતા સર્વપ્રથમ નીચેના મુદ્દા સ્પષ્ટ સમજી લેવા જરૂરી છે.

(૧) સત્ય પાંડવોના પક્ષે છે અને આ યુદ્ધ તો ખરેખર તેમના પર ડોકી બેસાડ્યું છે તે સમજ સાથે, સગાંવહાલાં સામે યુદ્ધ ખેડી લેવાની તૈયારી સાથે અર્જુન યુદ્ધ ભૂમિ પર આવ્યો છે. ત્યારે તેના હૃદયમાં કૌરવો તથા ધૃતરાષ્ટ્ર પ્રતિ ભારે અણગમો ભર્યો છે, જેને લીધે જ તે કહે છે કે:

धार्तराष्ट्रस्यदुर्बुद्धेः युद्धे प्रियचिकीर्षवः । (૧-૨૩)

(૨) યુદ્ધ શરૂ થવાની અને શસ્ત્રપાત થવાની લગભગ તૈયારી છે (૧–૨૦) ત્યારે તે પોતાની સામે પોતાનાં સગાં, ખાસ વડીલોને જુએ છે. અને જીવનમાં તેણે કદીપણ ન અનુભવેલ ઇન્દ્રિયોને પણ શોષી લેતા (૨–૮) શોકમાં તે ડૂબી જાય છે. આમાં આસક્તિ તો છે જ, પરન્તુ તેની સાથે તેને દેખાય છે બંને સૈન્યોનો નાશ અને તેની પાછળ સર્વ આર્ય મૂલ્યો, સંસ્કૃતિ અને ખુદ આર્યત્વનો નાશ દેખાય છે. આ ભાવ બરાબર સમજાયા બાદ જ કૃષ્ણ તેને બોધ આપતા જાય છે અને ક્રમશઃ તેને દાર્શનિક રીતે ઉચ્ચતર અને ઉચ્ચતમ કક્ષાએ લઈ જાય છે. ઉદ્દેશ તેમનો એ છે કે તે આખરે નિષ્કામ-કર્મયોગી બની યુદ્ધ ખેડે.

(૩) તેને સમગ્ર ચર્ચાની સાથે ફરી ફરીને કૃષ્ણ કહે છે કે 'તેથી હે અર્જુન, યુદ્ધ કર.' પરિણામે તેને કહેવામાં આવ્યું છે કે 'તેથી હે અર્જુન, યોગી બન' ત્યારે તેનો પણ અર્થ તો એવો જ થાય છે કે 'યોગી બનીને યુદ્ધ કર.' યુદ્ધની હકીકત કદીપણ નજર બહાર ન જઈ શકે એવાં ગીતાનાં ભૂમિકા અને વાતાવરણ છે. તેને પ્રતીક ગણી ચાલીએ તો પણ તેમાંયે વાત તો યુદ્ધની જ આવે છે અને વળી આ રૂપક વાસ્તવિકતાની ભૂમિકા વિના તો સંભવે જ નહીં. અને આ ભૂમિકા તો યુદ્ધની જ છે.

(૪) स्वधर्ममपि चावेक्ष्य न विकम्पितुमर्हसि (૨–૩૧) થી શરૂ કરી सुखदुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ । (૨–૩૮) એ શ્લોક પર્યંત થનારા યુદ્ધનો અને એ યુદ્ધ માટે લડવાની સલાહ અર્જુનને આપતો સ્પષ્ટ ઉલ્લેખ મળે છે. ગાંધીજીએ અને બીજા ઘણાએ ગીતામાથી તારવેલા રૂપકાર્થને કોઈપણ શ્લોક અહીં ટેકો નહીં આપે. ક્ષત્રિય તરીકે અર્જુનને જે યુદ્ધ ખેડવાનું છે તેની જ અત્યંત સ્પષ્ટ વાત અહીં કૃષ્ણ કરે છે અને તેની स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः । (૧૮–૪૭) એ શ્લોક સાથે સંવાદિતા છે, કારણ અહીં વર્ણ-વિશિષ્ટ ધર્મોનો જ સ્પષ્ટ નિર્દેશ છે અને ક્ષત્રિયનું કર્તવ્ય છે, તેનો ધર્મ છે સત્ય, ધર્મ અને ન્યાયનું રક્ષણ કરવાનો.

(૫) અગિયારમા અધ્યાયમાં અર્જુનને વિધિના કે ઈશ્વરના હાથમાં નિમિત્ત માત્ર બનીને દુસ્મનોને હણી નાખવાનો આદેશ આપવામાં આવે છે, ત્યારે સ્પષ્ટ રીતે જ યુદ્ધનો ઉલ્લેખ થાય છે, અને તે અહિંસક યુદ્ધ ગાંધીજી કહે છે તે અર્થમાં નથી જ. ૧૧-૩૪ અને ૩૫મા દ્રોણ, ભીષ્માદિને હણવાનો, દુસ્મનોનો અંત આણવાનો અર્જુનને સ્પષ્ટ આદેશ ગીતાકાર આપે છે તે યુદ્ધની જ વાત છે. અહીં રૂપકાત્મક અર્થ શક્ય જ નથી

(૬) શ્લોક ૧૮-૭૨માં સમગ્ર ઉપદેશને અંતે કૃષ્ણ અર્જુનને પૂછે છે:

कच्चिदेतच्छ्रुतं पार्थ त्वयैकाग्रेण चेतसा ।
कच्चिदज्ञानसंमोहः प्रणष्टस्ते धनंजय ॥

આ શ્લોકમાં અર્જુનનું અજ્ઞાન યુદ્ધના અને આસક્તિના સત્ય બાબતનું હતું, તેનો સંમોહ યુદ્ધ કરવાની ના પાડવામાં પરિણમ્યો હતો. આ સંમોહ દૂર થયો કે નહીં એમ કૃષ્ણ તેને પૂછે છે ત્યારે ખરેખરો પ્રશ્ન એ જ છે કે તે યુદ્ધ કરવા તૈયાર છે કે નહીં.

(૭) આના જવાબમાં અર્જુન કહે છે:

नष्टो मोहः स्मृतिर्लब्धा त्वत्प्रसादान्मयाच्युत ।
स्थितोऽस्मि गतसंदेहः करिष्ये वचनं तव ॥ (૧૮-૭૩)

અર્જુનનો મોહ દૂર થયો એનો અર્થ એ જ કે આસક્તિ તથા મહાનાશના ભયભીત બનીને યુદ્ધ કરવાની તે ના પાડી બેઠો હતો તે વ્યામોહ દૂર થયો. તેને સ્મૃતિ પ્રાપ્ત થઈ છે તે તેના ક્ષાત્રધર્મની, તેના કર્તવ્યની "તમારા કહેવા પ્રમાણે કરીશ" એ તેના વચનોનો અર્થ સ્પષ્ટ રીતે એ જ છે કે યુદ્ધ કરવા માટે કૃતનિશ્ચય બન્યો છે.

(૮) આ બધના સંદર્ભમાં, ગીતામાં ફરી ફરી तस्माद्युध्यस्व भारत એમ ગીતાકાર અર્જુનને કહે છે તેનો અર્થ યુદ્ધ કરવાની વાતનો જ સંભવે, બીજો નહીં.

ગાંધીજી અને બીજા ઘણા ગીતામાં જે રૂપકાર્થ વાંચે છે તે સાચો છે, પરન્તુ તેટલી જ સાચી અને વાસ્તવિક હકીકત છે યુદ્ધની. વાસ્તવિક યુદ્ધની વાત કોઈપણ રીતે નજર બહાર જઈ શકે તેમ નથી. કૃષ્ણ અર્જુનને યુદ્ધ કરવા, ભીષ્માદિને હણવા પ્રેરે છે, કર્તવ્યનિષ્ઠાની ઉચ્ચતમ ભૂમિકાએ પહોંચીને नैव किंचित् करोतिसः એ ભાવ સાથે, નિમિત્ત માત્ર બનવાની તૈયારી સાથે પણ તે

યુદ્ધ ખેડે છે, અને આ યુદ્ધ ગાંધીજી કહે છે તેવું માત્ર અહિંસક યુદ્ધ નથી. રૂપકાત્મક અર્થ જ સાચો અને બીજો ખોટો એમ કહી શકાય તેમ નથી. અને ગાંધીજીએ કહ્યું છે જ કે ઈશ્વર અહિંસા અને હિંસા બંનેથી અતીત છે. વળી તેઓ કહે છે. "હું કૃષ્ણમાં માનું છું. પરન્તુ મારો કૃષ્ણ વિશ્વનો અધિષ્ઠાતા છે, આપણુ સહુનો સર્જક, પોષક અને નાશક છે. તે સર્જે છે તેનો નાશ પણ કરે." સાથે ગાંધીજીની એ પણ અપેક્ષા છે કે માનવ ઈશ્વર પાસે શૂન્યવત્ બની જાય, અને "જે પોતે જાતે શૂન્યવત્ બની જાય તે હંમેશાં ઇશ્વરનું કાર્ય કરશે." અહીં અર્જુન માટે પ્રભુનું કાર્ય આપ્તજનોના નાશ રૂપે, યુદ્ધ રૂપે ઉપસ્થિત થાય છે.

આ આંતરિક પ્રમાણો પરથી સિદ્ધ થાય છે કે રૂપકની વાત સ્વીકારીએ તે છતાં પણ યુદ્ધની વાસ્તવિકતા ભૂલી શકાય તેમ નથી અને રૂપકના પક્ષે યુદ્ધને અવગણવું તે તર્કબદ્ધ કે સયુક્તિક નહીં બને. જીવનમાં માનવને કિંકર્તવ્યવિમૂઢ બનાવી દે એવી કટોકટીઓ પણ આવે છે અને ત્યારે કઇ રીતે વર્તવું તે કૃષ્ણ આપણને બતાવે છે તે સ્વીકારવા છતાં યુદ્ધની વાસ્તવિકતા આમ સ્વીકારવી જ પડે. આ સંજોગોમાં કેવળ રૂપકાર્થ વાંચનો કે ગીતામાંથી ગાંધીજીએ કલ્પેલી અહિંસા તારવવી તે શકય નથી.

દલીલ ખાતર કહી શકાય કે અર્જુનના મનની તમામ શંકાઓ દૂર થઇ તે પછી પણ અર્જુન જગતનો માનવી, યુદ્ધવીર રહે જ છે. યુદ્ધ બાબત તેના મનમાં જાગેલી શંકાઓ દૂર થઈ છે અને તે માનસિક વિકાસના અનેકગણા ઉચ્ચતર સ્થાને પહોંચ્યો છે. ત્યાંથી તે જુએ છે કે:

(૧) યુદ્ધ હોય તો પણ તે ક્ષત્રિય તરીકે કેવળ કર્તવ્યની ભાવનાથી, ફલનિરપેક્ષ બનીને અને પોતે કંઇ કરતો જ નથી તે ભાવનાથી તેણે ખેલવાનું છે. (૨) અંતે તો તે માત્ર નિયતિના કે ઈશ્વરના હાથમાં નિમિત્ત બનીને વર્તે છે.

(૩) માનવ તરીકે સંસારચક્ર ચાલતું રાખવામાં તે પોતાની સેવા આપે છે. આથી તે હિંસાની ભાવનાથી હિંસા કરતો નથી અને હિંસાનું બંધન તેને લાગતું નથી આમ કહીએ તો પણ ગીતાની આ અહિંસા ગાંધીજીની અહિંસા બનતી નથી. આ રીતે પણ ગીતા અહિંસાનો બોધ આપે છે તેમ કહેવું એ શકય નથી.

### વાસ્તવિક પરિસ્થિતિ

ખરેખર તો હિંસા કે અહિંસા એ ગીતાનો પ્રશ્ન જ નથી. પ્રશ્ન તો એ

છે કે સંસારી તરીકે માનવ જીવનમાં ધર્મ, નીતિ અને આધ્યાત્મના આદર્શોને અમલમાં મૂકવા તત્પર બને ત્યારે કઇ રીતે વર્તે. ગીતા શ્રેષ્ઠ પુરુષાર્થનો પ્રબોધક ગ્રંથ છે અને ક્ષત્રિયનો પુરુષાર્થ ધર્મયુદ્ધમાં છે—धर्म्याद्धि युद्धाच्छ्रेयोऽन्यत्क्षत्रियस्य न विद्यते। યુદ્ધ કરવાની અર્જુન ના પાડે છે તેના મૂળમાં સ્વજનો પ્રત્યેની આસક્તિ તો છે જ. પરન્તુ તેને તે સાથે યુદ્ધનાશમાં આર્યત્વના ધ્વંસનું બીહામણું ચિત્ર દેખાયું તે પણ ઊર્મિના આવેગ અને રજોગુણનું પરિણામ છે, ચિંતન અને પુખ્ત જ્ઞાનનું નહિ.

આથી કહી શકાય કે, કૃષ્ણ સમક્ષનો સર્વ પ્રથમ પ્રશ્ન એ છે કે એક ક્ષત્રિય નરવીર ધર્મયુદ્ધ લડવાની ના પાડે છે અને એ રીતે કર્તવ્યચ્યુત બની જવા પર છે. આથી તેને તેઓ ઉપદેશ આપે છે. આ ઉપદેશ સમગ્ર માનવતા માટે છે જ. તે છતા, એટલે કે જીવનની તમામ સ્થિતિમા જુદાં જુદાં સ્થાને રહેલા સર્વ લોકો માટે આ ઉપદેશ છે જ, તે છતાં પ્રસ્તુત વાતાવરણમાં હકીકત તો રહે જ છે કે યુદ્ધની સ્પષ્ટ વાત કરવામાં આવી છે.

એ જમાનામાં એ વાત સ્વીકારાઈ હતી કે જીવનમાં અહિંસા એ ઉત્તમ નીતિ છે અને સર્વ જીવો પ્રત્યે અહિંસાનો ભાવ એ એક વ્રત છે. (ગીતા ૧૬–૧ થી ૪). પરન્તુ જીવનમાં વ્રતો ઉપરાંત બીજું ગીતાને ઘણું શીખવવાનું છે. તેમાં આવે છે સમાજવ્યવસ્થાની સ્થિરતા અને સતત પ્રગતિ, વ્યક્તિ અને સમાજની નીતિની સ્થિરતા અને ઉચ્ચતા, માનવના અંતરાત્મામાં રહેલ ઊર્ધ્વીકરણની ભાવનાને अहं ब्रह्मास्मिનો અનુભવ કરવા પર્યન્ત ઉત્કર્ષ સાધવાનો અવકાશ, વગેરે. ધર્મનું સન્માન અને તેનું રક્ષણ એ પણ ગીતાની એક સમસ્યા છે. કૃષ્ણ આ બધી જ સમસ્યાઓને એક સાથે હલ કરે છે અને તમામ વિભિન્ન દૃષ્ટિબિન્દુઓથી અર્જુનને યુદ્ધની જરૂરિયાતનો ખ્યાલ આપે છે. મનુસ્મૃતિ તો એટલે સુધી કહે છે. કે :

शस्त्रं द्विजातिभिर्ग्राह्यं धर्मो यत्रोपरूध्यते ॥

જો આ વાત બ્રાહ્મણો માટે સાચી હોય તો પછી ક્ષત્રિયો માટે તો સવિશેષ સાચી છે. આથી જ ધર્મયુદ્ધ કરવાની અર્જુન ના પાડે તો તે તેને ન જ શોભે. આથી યુદ્ધની હકીકત કોઇપણ દૃષ્ટિએ નિવારી શકાય તેમ નથી અને એનો ગીતામાં ગાંધીજીની અહિંસા સાથે મેળ બેસતો નથી.

મૂળ વાત એ છે કે ગાંધીજી હિંસાના નિતાન્ત વિરોધી છે, અને ગીતા પણ સકામ હિંસાની વિરોધી છે. અર્જુનને ત્રિગુણાતીત બનીને, સત્સ્વરૂપ ઈશ્વરનો

આશ્રય લઈને, યોગક્ષેમની ચિંતા છોડીને યુદ્ધ કરવાનું કહેવામાં આવ્યું છે. (ગીતા ૨-૪૫). તેને ઈશ્વરના કાર્યમાં નિમિત્ત માત્ર બનવાનું કહેવામાં આવ્યું છે, (૧૧-૩૪). તે આ કક્ષાએ પહોંચે અને રાગદ્વેષ છોડી, કેવળ માનવકર્તવ્યની ભાવનાથી જ યુદ્ધ કરે એવી ગીતાકારની અપેક્ષા છે છતાં, મુશ્કેલી ત્યાં જ છે કે અર્જુનને યુદ્ધ કરવાનો બોધ આપવામાં આવે છે એ નિષ્કામ હિંસા છે, પરન્તુ ગાંધીજીને નિષ્કામ હિંસા માન્ય નથી, એટલે કે હિંસા નિષ્કામ હોઈ શકે તે વાત તેઓ સ્વીકારતા નથી. અને એમ તો ગાંધીજીના જીવનનો જ એક પ્રસંગ છે, જ્યારે એક વાછડાને અત્યંત પીડાતું જોઇ તેમણે તેના જીવનનો અંત આણ્યો અને એ બાબત પર તેમના શબ્દો છે "A calf was lame and had developed terrible sores; he could not eat and breathed with, difficulty. After three days' arguments with myself and my co-workers, I put an end *to its life.* Now That *action was non-violent* because it was wholly unselfish, in as much as the sole purpose was to achieve the calf's relief from pain." અને આના પર જ તેઓ ઉમેરે છે : "some people have Called this an act of violence I have called it a surg·ical operation I should do exactly the some thing with, my child, if he were in the same predicament."[૧૦] છતાં અર્જુન મનોવિકાસની ઉચ્ચતમ ભૂમિકા પર જઇ યુદ્ધ કરે તેને નિષ્કામ હિંસા તરીકે સ્વીકારવાની તેમની તૈયારી નથી ! એ તો જાણીતી વાત છે કે યુદ્ધ કરતાં પહેલાં તેને નિવારવાના બધા જ પ્રમાણિક પ્રયત્નો પાડવો કરી ચૂકયા હતા, યુદ્ધ તેમના પર કૌરવોએ ઠોકી બેસાડયુ હતું. અને આ યુદ્ધ બાબત અર્જુનને તો સ્પષ્ટ પ્રતીતિ આપવામાં આવી છે કે તદ્દન નિષ્કામ અને ફલનિરપેક્ષ ભાવે, આ કામ ઈશ્વરે તેને સોંપેલું છે એ ભાવે તેણે કરવાનું છે. આને અહિંસા ન કહેવાય ? ગાંધીજી આને અહિંસા કહેવાની ના પાડે છે અને આપણે આને નિષ્કામ હિંસા કહીએ છીએ, જે આ માનવજીવનમાં બહુજનહિતાય ઘણીયે વખત જરૂરી બની જાય છે

આ સ્થળે જ ગાધીજી અને ગીતાના મતા જુદા પડે છે.

પાદટીપ

૧. 'અનાસક્તિયોગ'

૨. 'Gandhian Ethics' B. G. Ray P. 25
૩. 'What I Believe' Ch. 2.
૪. 'Gandhian Ethics' B. G. Ray P. 25
૫. मनुस्मृति ४-२
૬. 'Approach to the study of Gandhiji' એક લેખ
૭. गीता ३-३३
૮. 'Satyagraha-Its Technique and History' P. 2-3
૯. 'અનાસક્તિયોગ'
૧૦. 'Harijan' 20-9-1937

(નોંધ: હાલ છપાતા મારા પુસ્તક 'Gita and Gandhiji' માંથી અનુવાદ)

*

# ગાંધીજીની શિક્ષણવિષયક વિચારણા

ડૉ. ઈશ્વરલાલ ર. દવે એમ. એ., પીએચ. ડી.

૧. ગાંધી-દર્શન સમગ્ર જીવનને સ્પર્શે છે. ધાર્મિક, સામાજિક, રાજકીય, આર્થિક વગેરે વિવિધ પાસાંઓ તેમાં છે. પરંતુ એ બધાં પાસાં આંતરિક સંબંધ ધરાવે છે. સત્ય અને અહિંસા એમાં પાયા રૂપ મૂલ્યો છે. ગાંધીદર્શનની સારી યે ઇમારત તેના પર નિર્ભર છે. એનાં બધાં અંગો પરસ્પર સંવાદ ધરાવે છે. એવી રીતે ગાંધીજીની કેળવણી વિશેની વિચારસરણી સમગ્ર ગાંધીદર્શન સાથે સુસંગત છે. સત્ય, અહિંસા, બ્રહ્મચર્ય, સર્વોદય વગેરે સિદ્ધાન્તો સાથે એમની કેળવણી-વિષયક વિચારણાને મૂળગત સંબંધ છે. શિક્ષણ વિશેના એમના વિચારો એમણે ઘણા મોડેથી રજૂ કર્યા તો પણ એના પ્રયોગો તેઓ સતત કરતા રહ્યા હતા. એમણે પોતાની કેળવણી વિશેની વિચારણાને "રાષ્ટ્રને આપેલી શ્રેષ્ઠ અને છેલ્લી ભેટ" તરીકે વર્ણવી છે. તે પરથી ખ્યાલ આવશે કે કેળવણીના ક્ષેત્રને તેમ તેમની આ નવીન વિચારણાને તેઓ કેટલું મહત્ત્વ આપવા માગે છે. એમનું દર્શન જીવન સમગ્રને આવરી લે છે. તેમ એની કેળવણી પણ વ્યાપકરૂપની છે. જેમ અસહકારની બાબતમાં તેમ કેળવણીમાં આ તેમનું મૌલિક દર્શન છે. એક પ્રકારનું મંત્રદર્શન છે. ગાંધીજીએ કહ્યું છે કે: "મેં તો કેવળ મંત્ર આપ્યો છે. એક વણિક પુત્ર જો કરી શકતો હોય તો મેં એક ઋષિનું કામ કર્યું છે!" ('કેળવણીનો કોયડો'–પૃ. ૫૬) પાંડિત્ય નહીં પણ આંતરિક સૂઝ આમાં પ્રેરણાસ્થાને રહી છે. કેળવણીનો એમનો ખ્યાલ સર્વાંગી વિકાસનો છે. તેઓ કહે છે. "કેળવણી એટલે બાળક કે મનુષ્યનાં શરીર, મન અને આત્મામાં જે ઉત્તમ અંશો હોય તેનો સર્વાંગી વિકાસ સાધીને તેને બહાર આણવા." (હરિજન બંધુ તા. ૧–૮–૩૭.) ખરી કેળવણી કોને કહેવાય તે વિશેનો હકસ્લીનો ખ્યાલ એમને સ્વીકાર્ય છે. "તે માણસને ખરી કેળવણી મળી છે કે જે માણસનું શરીર એવું કેળવાયું છે કે તે તેના અંકુશમાં

રહી શકે. તે શરીર ચેનથી અને સરળતાથી તેને સોંપેલું કામ કરે. તે માણસને ખરી કેળવણી મળી છે કે જેની બુદ્ધિ શુદ્ધ છે, અને ન્યાયદર્શી છે. તે માણસે ખરી કેળવણી લીધી છે કે જેનું મન કુદરતના કાયદાઓથી ભરેલુ છે ને ઇન્દ્રિયો તેને વશ છે, તેની અંતર્વૃત્તિ વિશુદ્ધ છે, અને જે માણસ નીચ આચરણને ધિક્કારે છે, તથા પોતાના સરખા બીજાઓને ગણે છે આવો માણસ ખરો કેળવાયેલો ગણાય, કેમ કે તે કુદરતના નિયમ પ્રમાણે ચાલે છે કુદરત તેનો સારો ઉપયોગ કરશે, અને કુદરતનો તે સારો ઉપયોગ કરશે." હકસ્લીના વિચાર પરથી ગાંધીજીને કેળવણીના વિચારો સ્ફુર્યા નથી, પોતાની વિચારણાનું સમર્થન એમને હકસ્લીમાંથી મળી રહ્યુ છે. ગાંધીજીની સર્વ વિચારણા વિકાસશીલ રહી છે, તેથી એમાં ક્વચિત્ વિરોધાભાસ કે અસંગતિ જણાય છે. આવા પ્રસંગોમા એમણે છેલ્લે જે વિચાર દર્શાવ્યા હોય તે પ્રમાણભૂત ગણવા, એવું એમનું સૂચન છે.

૨. ગાંધીજીની કેળવણી વિશેની વિચારણા પૂરેપૂરી મૌલિક હોવા છતાં તે આશ્ચર્યકારક રીતે આધુનિક પાશ્ચાત્ય કેળવણીકારોના કેટલાક વિચારો સાથે મળતી આવે છે. ઉદ્યોગ દ્વારા કેળવણીના એમના વિચારને કેટલાક પાશ્ચાત્ય વિચારોનું સમર્થન મળી રહે છે. રુસોએ કહ્યુ હતું. "બાળકને પુસ્તકો સાથે ચોંટાડી રાખવાને બદલે હું તો તેને ઉદ્યોગશાળામાં કામ કરતું કરી દઉં ને તેના હાથ કામકાજ કરવા લાગે અને તેની સાથે જ તેનું મન પણ વિકસિત થાય. તે પોતાની જાતને માત્ર કારીગર માનતું રહે એ દરમિયાન જ તે એક ફિલસૂફ પણ બની જાય." રુસો પછી પેસ્ટોલોજી, હર્બર્ટ, ફ્રોબેલ, જોન ડયુઈ અને કેટલાક સામ્યવાદી વિચારકોએ પણ શાળામાં પ્રત્યક્ષ કાર્ય દ્વારા જ બાળકને કેળવણી તેમજ પુસ્તક-જ્ઞાન આપવાની હિમાયત કરી છે. કેળવણીકાર લેએ કહ્યું છે. "બહારનું પ્રત્યક્ષ જ્ઞાન ગ્રહણ કરવું, મન વડે તેને આત્મસાત્ કરવું, અને પછી બાહ્ય કાર્ય કરવું, એ ત્રણે ક્રિયાઓ સળંગ એકજ પ્રક્રિયા છે" ગાંધીજીની વિચારણાને આ રીતે આધુનિક કેળવણીકારોનું સમર્થન મળી રહે છે, પણ ગાંધીજીએ કેળવણીનું શાસ્ત્ર વાંચીને આ વિચારણા આપી નથી. એમને તો પોતાના અનુભવ અને પ્રયોગોમાંથી આપમેળે જે સૂઝ્યું તે આપ્યું છે એમણે જે તારવ્યું છે તે બીજા કેળવણીકારોની વિચારણા સાથે આકસ્મિક રીતે મળતું આવે છે. રસ્કિનના 'અન્ટુ ધિસ લાસ્ટ'ની પ્રસ્તાવનામા કેળવણીમાંના સ્વાવલંબનનો અછડતો ઉલ્લેખ છે. પણ આ વિચારબીજ ગાંધીજીનું પોતાનું છે.

૩. ગાંધીજીની કેળવણી વિશેની વિચારણા ત્રણ ભૂમિકામાંથી પસાર થઈ છે. દક્ષિણ આફ્રિકામાં ટૉલ્સ્ટૉય ફાર્મમાં કરેલા પ્રયોગો એ પહેલી

ભૂમિકા છે. પોતાનાં બાળકો અને જેલવાસી સાથીઓનાં બાળકોને શિક્ષણ આપવાનો પ્રથમ પ્રયોગ એમણે દક્ષિણ આફ્રિકામાં કર્યો. સાબરમતી આશ્રમ અને ગુજરાત વિદ્યાપીઠમાં કરેલા પ્રયોગો એ બીજી ભૂમિકા છે. રાષ્ટ્રીય કેળવણીને એમાં વ્યાપક રૂપ મળ્યું. વર્ધાના આશ્રમમાં જે પ્રયોગો થયા તેને પરિણામે વર્ધા યોજના (જેને નઇ તાલીમ કે સર્વોદયની કેળવણી કહેવામાં આવે છે.) આકારબદ્ધ થઇ તે ત્રીજી ભૂમિકા છે અને કેળવણી વિષયક વિચારણાએ આખરી રૂપ આ વર્ધા યોજનામાં લીધું.

૪. સર્વોદયના સિદ્ધાન્ત પર રચાયેલા નવા સમાજની કલ્પનાને અનુરૂપ એમની કેળવણી-વિચારણા છે. નવા સર્વોદય-સમાજના નિર્માણનું એક સાધન કેળવણી છે. ગાંધીજીને જે ક્રાન્તિ સમાજમાં કરવી હતી-તેનું એક સાધન એમણે કેળવણીને બનાવ્યું છે. ખરો સુધારો નવી પેઢીથી જ થાય જેથી નવી પેઢીમાં નવા વિચારનાં બીજ પહેલેથી રોપવા, એવો એમનો આશય છે. શોષણ-વિહીન સમાજરચના કરવી હોય તો પહેલેથી જ બાળકોને નવા વાતાવરણમાં ઉછેરવા જોઇએ. શોષક વર્ગના બાળકોને પણ પહેલેથી જ શ્રમ અને સ્વાશ્રયનું મહત્ત્વ સમજાય તેવા વાતાવરણમાં ઉછેરવાં. શોષક સમાજના સંસ્કારો બાળકમાં ન પેસી જાય તેની તકેદારી નવી તાલીમમાં રાખવી. સામાજિક અને રાજકીય ક્રાન્તિ કરીને તેનાં પરિણામો કાયમી બનાવવાં હોય તો તે નવી પેઢીને નવી કેળવણીમાં ઉછેરવાથી જ થઇ શકશે. આમ કેળવણી એ ક્રાન્તિનું સાધન બને છે.

૫. કેળવણીનો ઉદ્દેશ શું છે? ગાંધીજીની દૃષ્ટિએ, કેળવણીનો મુખ્ય ઉદ્દેશ ચારિત્ર્ય-ઘડતરનો છે. તેઓ કહે છે. "મેં હૃદયની કેળવણીને એટલે ચારિત્ર ખીલવવાને હંમેશા પ્રથમ પદ આપ્યું છે." (આત્મકથા-પૃ. ૩૦૬) અક્ષરજ્ઞાન, સાહિત્યજ્ઞાન, કે શાસ્ત્રજ્ઞાન કરતાં ચારિત્ર્યઘડતર સવિશેષ મહત્ત્વનું છે. અક્ષરજ્ઞાન, સાહિત્યજ્ઞાન, શાસ્ત્રજ્ઞાન અગત્યનાં છે, પણ ચારિત્ર્યઘડતર પ્રથમ અને મુખ્ય છે. બુદ્ધ ભગવાને પણ બ્રાહ્મણના પ્રથમ અને મુખ્ય ગુણમાં શીલને સ્થાન આપ્યું છે. ચારિત્ર્ય ઘડતર સમગ્ર વાતાવરણમાંથી શક્ય છે. શિક્ષકના આચાર પરથી ખરી કેળવણી શિષ્ય પામે છે. 'આચાર્ય' શબ્દ સૂચવે છે કે જેના આચારનું અનુકરણ શિષ્ય કરે છે તે આચાર્ય ગણાય છે. શિક્ષકના આચાર ખરું શિક્ષણ આપે છે. આથી શિક્ષકે આચાર પર બહુ ધ્યાન આપવાની જરુર છે. શિક્ષકમાં કદાચ પાંડિત્ય કે જ્ઞાન ઓછું હોય તો ચાલે, પણ આચારની શિથિલતા ન ચાલે. આચાર્ય કે શિક્ષકના આચારમાંથી તેમ શાળા કે આશ્રમના સમગ્ર વાતાવરણમાંથી

બાળક આચારનું શિક્ષણ પામે છે. માનવજીવનમાં ખરું મહત્ત્વ સદાચારનું છે. ગાંધીજીએ કહ્યું છે : "શાળાઓ તથા કૉલેજો ચારિત્ર્યનું ઘડતર કરવા માટેનાં કારખાનાઓ છે. પોતાનાં છોકરા–છોકરીઓ સારાં પુરુષો અને સ્ત્રીઓ બને એટલા માટે માબાપો એમને ત્યાં આગળ મોકલે છે."

૬. પૂર્વ–પ્રાથમિક, પ્રાથમિક, માધ્યમિક અને ઉચ્ચતર કેળવણી (યુનિવર્સિટી શિક્ષણ) એ ચારેયમાં ગાંધીજીએ મુખ્ય વિચાર પ્રાથમિક કેળવણીનો કર્યો છે. પ્રાથમિક કેળવણી પાયા રૂપ છે, તેથી સવિશેષ મહત્ત્વ તેનું છે. કેળવણીની બીજી ભૂમિકાઓ વિશે એમણે ઓછું વિચાર્યું છે, કારણ કે પાયો સદ્ધર કરવા તરફ એમની દૃષ્ટિ છે. આ પાયાની કેળવણી ફરજિયાત હોવી જોઇએ, એવી તેમની માન્યતા છે. એમણે જે પ્રયોગો કર્યા છે, તે મુખ્યત્વે પ્રાથમિક કેળવણીના છે. જો કે એમના સિદ્ધાન્તો કેળવણીની બધી ભૂમિકાઓને લાગુ પડે તેવા રૂપના છે.

૭. પૂર્વ–પ્રાથમિક અથવા પૂર્વ–બુનિયાદી શિક્ષણ સાત વર્ષની અંદરના બાળકો માટે છે. પૂર્વ–પ્રાથમિક કેળવણી માબાપ વધારે સારી રીતે આપી શકે. ગર્ભાવસ્થામાં રહેલાં શિશુમાં માબાપના સંસ્કારો ઉતરે છે. બાળકનું ઘડતર ત્યારથી શરુ થાય છે. માબાપના સંસ્કારો અને કુટુંબનું વાતાવરણ બાળકને ઘડે છે. પૂર્વ–પ્રાથમિક કેળવણીમાં મમતા બાળકને મળવી જોઇએ–શાળામાં તેમજ ઘર જેવી શાળા, ઘરશાળામાં. શાળા અને ઘરનું અનુસંધાન હોવું જોઇએ.

૮. પ્રાથમિક અને માધ્યમિક કેળવણીનો ગાંધીજીએ વિચાર કર્યો છે, તેમાં પ્રાથમિક કે પાયાની કેળવણીમાં બંનેનો સમાવેશ થઇ જાય છે. ગાંધીજી માધ્યમિકને જુદી ભૂમિકા ગણતા નથી. પાયાની કેળવણીથી માણસ સમાજમાં પોતાનું કામ બરાબર ચલાવી શકે, એવી તેમની માન્યતા છે. ચારથી ચૌદ કે પંદર વર્ષ સુધીમાં આ કેળવણી તેમને મળવી જોઈએ. આ કેળવણી ફરજિયાત જોઇએ. પ્રાથમિક–માધ્યમિક કેળવણીનો પાયાની કેળવણીમા સમાવેશ કરીને ગાંધીજી તેને સાત વર્ષમાં જ સમાવિષ્ટ કરવા માગે છે તે વિચારવા જેવુ છે. હાલ આપણે સાત વત્તા ચાર એટલે અગિયાર વર્ષની જોગવાઈ કરી છે. તેને બદલે કુલ સાત વર્ષમાં જ ગાંધીજી તેને સમાવે છે. આમાં માધ્યમિક કેળવણીની ભૂમિકાનો લોપ નથી, પણ પ્રાથમિકમાં જ તેનો સમાવેશ થાય છે. પાયાની કેળવણીની ગાંધીજીની યોજનાના ( જેને વર્ધા યોજના કે નઇ તાલીમ પણ કહેવામાં આવે છે ) મુખ્ય દશ મુદ્દાઓ નીચે પ્રમાણે છે.

(૧) બધા નાગરિકોને અમુક ઓછામાં ઓછી હદ સુધીની કેળવણી સાર્વત્રિક મળવી જોઇએ. શરુઆતમાં તે ભલે ફરજિયાત ન હોય,

પણ જેમ જેમ સગવડો મળતી જાય, તેમ તેમ તેને ફરજિયાત કરવી. આ સાર્વત્રિક તથા ઓછામાં ઓછી કેળવણી તે પાયાની કેળવણી છે.

(૨) પાયાની કેળવણી હાલ તુરત શાળાની શરુઆત પહેલાંની કે પાયાની કેળવણી પુરી થયા પછીની કેળવણીની ચિંતા નહી કરે.

(૩) એ કેળવણી સાતથી ચૌદ વર્ષ દરમિયાન અપાય.

(૪) પાયાની રાષ્ટ્રીય કેળવણીનું શિક્ષણ માતૃભાષા દ્વારા આપવું જોઇએ.

(૫) પદ્ધતિની બાબતમાં કોઈ હુન્નર ઉદ્યોગની આસપાસ જ તે વણાવી જોઈએ. બધું બૌદ્ધિક શિક્ષણ પસંદ કરવામાં આવેલા ઉદ્યોગ દ્વારા જ અપાવું જોઇએ.

(૬) પસંદ કરવામાં આવેલો ઉદ્યોગ વ્યવસ્થિત રીતે વૈજ્ઞાનિક રીતે શીખવવો જોઈએ, જેથી તેનું કામકાજ કુશળતાપૂર્વક ચાલે અને તેનાં વ્યવહારુ પરિણામો આવે. તેને બૌદ્ધિક શિક્ષણ માટેના એક સાધન તરીકે જેમ નથી શીખવાનો, તેમ તેની આવકથી શાળા પગભર થઈ રહે એ રીતે પણ નથી શીખવાનો. તેને સાધન તેમજ સાધ્ય એમ બંને ગણીને શીખવાનો છે.

(૭) એ ઉદ્યોગમાંથી નીપજતી વસ્તુઓ આર્થિક દષ્ટિએ લાભદાયક હોવી જોઇએ.

(૮) શાળામાં થતા કામનું આર્થિક વળતર એટલું હોય કે જેથી શિક્ષકનો પગાર તેમાંથી નીકળી રહે. એ જોવાનો પૂરતો પ્રયત્ન થવો જોઇએ.

(૯) બાકીનું બધું ખર્ચ, જેમકે શાળાનું મકાન, અંદરનો સરસામાન, ચોપડીઓ, નકશા અને શીખવાના ઉદ્યોગોનાં બધાં ઓજારો વગેરે સાધન, એ બધાનું ખર્ચ રાજ્યે આપવું જોઈએ.

(૧૦) શાળામાં થતાં ઉદ્યોગકામથી તૈયાર થતા માલને પોતાની જરૂરીઆતો માટે કે શાળા જ્યાં ચાલતી હોય ત્યાંની સ્થાનિક સંસ્થાઓની જરુરિયાતો માટે ઉપયોગમાં લઈ લેવાનું રાજ્યે માથે લેવું જોઇએ. તેમ કરતાં વધતો માલ વેચવાની બધી સગવડો રાજ્યે પુરી પાડવી જોઈએ.

૯. ગાંધીજી પાયાની કેળવણી તેમજ સમગ્ર પ્રકારની કેળવણીમાં એક નવો સિદ્ધાન્ત રજૂ કરવા માગે છે. એ સિદ્ધાન્ત ક્રાંતિકારી છે. ગાંધીજીના ખ્યાલ મુજબ, કેળવણી સ્વાવલંબી હોવી જોઇએ. આ સ્વાવલંબન બે પ્રકારનુ છે વિદ્યાર્થીઓ શાળામાં શિક્ષણ લે તે દરમિયાન તે શ્રમ કે ઉદ્યોગ કરે તેમાંથી શાળાનું ખર્ચ નીકળવું જોઇએ. કેળવણી આ રીતે સ્વાશ્રયી હોય તો શાળાને રાજ્યના આશ્રયની કે સમાજના આશ્રયની જરુર રહેતી નથી. સ્વાશ્રય હોય તો સ્વતંત્રતાનું તત્ત્વ કેળવણીમાં સ્થાયી બને છે. કેળવણીકાર કોઇનો ઓશિયાળો રહેતો નથી. શાળા કે કોલેજ ચલાવવા માટે રાજ્યની મદદ મળે કે સમાજના દાતાવર્ગની સહાય મળે ત્યારે આર્થિક સહાયની સાથે કેટલીક શરતો જાણ્યે-અજાણ્યે સંલગ્ન હોય છે આચાર્ય કે શિક્ષકને આવા દબાણ નીચે કામ કરવું પડે છે. તેને બદલે શાળા કે સંસ્થા સ્વાવલંબી હોય તો સ્વતંત્રતાના મુક્તવાતાવરણમાં શિક્ષણ વધારે સારી રીતે આપી શકાય છે, અને તેમાં પ્રયોગોને પણ સારો અવકાશ રહે છે.

કેળવણીનું સ્વાવલંબનનું ધ્યેય બીજી રીતે પણ નિષ્પન્ન થાય છે. વિદ્યાર્થી જ્યારે શાળામાં ભણી રહે ત્યારે તેને કોઈ એક ઉદ્યોગનું એવું સારુ જ્ઞાન મળી રહે છે કે તેને જીવનનિર્વાહ માટે એ ઉદ્યોગનું શિક્ષણ કામ લાગે છે. આવો વિદ્યાર્થી બેકારીનો ભોગ બનતો નથી આ પ્રકારનું શિક્ષણ બેકારી સામેના વીમાની ગરજ સારે છે. કારણ કે કોઇ પાયારૂપ ઉદ્યોગનું જ્ઞાન મળ્યું હોય છે. આમ સ્વાવલંબન શાળાનું સધાય છે તેમ વિદ્યાર્થીનું પણ સધાય છે. પાયાની કેળવણીમાં ઉદ્યોગ દાખલ કરીને ગાંધીજી એક કાંકરે બે પક્ષી મારે છે. શાળાનુ સ્વાવલબન તથા વિદ્યાર્થીનું સ્વાવલંબન. વિદ્યાર્થી ભવિષ્યની કારકિર્દીમા સ્વાવલંબી બની શકે છે. વળી શિક્ષણ દરમ્યાન ઉદ્યોગમાથી ખર્ચ નીકળતું હોવાથી વિદ્યાર્થીને કોઈ ફી ભરવાની રહેતી નથી. બધાને જ મફત શિક્ષણ મળતું હોવાથી, પાયાની કેળવણી સમાજના બધા વર્ગોનાં બાળકો લઇ શકે છે. પૈસાદાર અને ગરીબના ભેદભાવ વિના બધાં જ બાળકો શાળામાં મફત ભણી શકે છે કોઇ વર્ગ પાયાની કેળવણીથી વંચિત રહે નહીં.

શાળામાં ઉદ્યોગનું સ્થાન મહત્ત્વનુ છે તેમાં એક બીજો સિદ્ધાન્ત પણ રહેલો છે. ચેતન ઉભરાય છે વાંચવા-લખવાની વૃત્તિ કરતા એના હાથપગ વધારે ઉછાળા મારે છે. કાકાસાહેબ કાલેલકર કહે છે "અનુભવે હવે આપણને શિખવ્યુ છે કે વિદ્યાર્થીના સમગ્ર વ્યક્તિત્વનો વિકાસ સાધવા માટે શરીરશ્રમ દ્વારા કેળવણી

આપવાની જરૂર છે. મન અને હૃદયનો વિકાસ સાધવા માટે અત્યાર સુધી આપણે જીભ અને કાનનો ઉપયોગ કર્યો છે. આંખનો પણ ઉપયોગ કર્યો છે પણ તે અવલોકન કરવા કરતાં વિશેષે કરીને ગોખણપટ્ટી કરવા માટે. પરન્તુ હવે આપણે સમજવું જોઇએ કે મન અને હૃદયનો સાચો વિકાસ કેવળ શરીરશ્રમ દ્વારા જ થઈ શકે." ('Reconstruction of Education' પૃ. ૭૮) આથી કેળવણીમાં શારીરિક કામ સાથે કોઇ ઉત્પાદક કામ મૂકવામાં આવે તો બાળકની સર્જકતાને મુક્ત અવકાશ મળે છે. પાશ્ચાત્ય કેળવણીકારો પણ સ્વીકારે છે કે બાળકના હાથપગ કામે લગાડવા જોઇએ. એને કક્કા–બારખડી કે પલાખામાં ગોંધી રખાય નહીં. એની આંગળીઓ સર્જકતા માટે થનગને છે. તેથી ભલે રમત ખાતર પણ એને કાંઈક ઉદ્યોગ આપવો જોઇએ. પાશ્ચાત્ય કેળવણીકારો અને ગાંધીજી વચ્ચે તફાવત એટલો છે કે પાશ્ચાત્ય કેળવણીકારો રમત ખાતર ઉદ્યોગની હિમાયત કરે છે. ગાંધીજીમાં વણિક–બુદ્ધિ જાગ્રત છે તેથી આ ઉદ્યોગ રમત ખાતર નહિ પણ રમત હોય તો યે તેમાંથી આર્થિક વળતર મળે તેવી રીતે હોવો જોઇએ એવી ગાંધીજીની માન્યતા છે. બાળકની સર્જકતા માટે થનગનતી વૃત્તિઓને મોકળાશ આપવી જોઇએ એમ બંને સ્વીકારે છે. એ ઉદ્યોગમાંથી વળતર મળે અને શાળાનું ખર્ચ નીકળે એવી ગાંધીજીની વિશિષ્ટ માન્યતા છે. ઉદ્યોગ બાળકના થનગનતા ચેતનના વિકાસ માટે છે. ગાંધીજી કહે છે: "મહાવિદ્યાલયના વણકરમાં કબીરની, મોચીમાંથી ભોજાભગતની અને મોચીમાંથી અખાની, ખેડુતમાંથી ગુરુગોવિંદની હું આશા રાખું છું. આ ચારેને હું બૌદ્ધિક કેળવણી પામેલા ગણું છું." ('કેળવણીનો કોયડો' પૃ,૨૮૪.) આમ શિક્ષણમાં ઉદ્યોગ મહત્ત્વનું સ્થાન ધરાવે છે. શ્રી વિનોબા ભાવે કહે છે. "ઉદ્યોગ–શિક્ષણ એ દ્વૈતી ભાષા મને ગમતી જ નથી હું તો ઉદ્યોગશિક્ષણ એવા અદ્વૈતી સમીકરણમાં માનું છું."

૧૧. પાયાની કેળવણીમાં ઉદ્યોગની પ્રસંદગી કઇ રીતે કરવી તે દેશકાળ પર આધારિત છે. ગાંધીજી ખેતી અને ખાદીને મુખ્ય ગણે છે. ખેતી માટે શહેરોમાં અવકાશ નથી. તેથી ખાદીનો ઉદ્યોગ તેમને સ્વીકાર્ય જણાયો છે. જો કોઇ બીજો અનુરૂપ ઉદ્યોગ એવો મળી આવે કે બધી શાળાઓમાં તે સ્વીકાર્ય બને, અથવા ગામડા કે શહેર બધાને અનુકૂળ આવે, અને જેનું આર્થિક વળતર આવે તો ખાદીને બદલે આવો બીજો ઉદ્યોગ પસંદ કરવામાં હરકત નથી. પણ હાલ તો ખાદી જ એવો ઉદ્યોગ જણાય છે કે જે શાળાના ઉદ્યોગ તરીકેની બધી જ યોગ્યતા પૂરી પાડે છે. યંત્રોદ્યોગ શાળા માટે યોગ્ય નથી. ગ્રામોદ્યોગ કે નાના ઉદ્યોગને જ શાળામાં સ્થાન આપી શકાય. ઉદ્યોગમાં

જે ઉત્પન્ન થાય તેનું વળતર મળવું જોઇએ. કાં તો રાજ્ય એ ખરીદી લે અથવા સમાજમાં એની વ્યવસ્થા કરી શકાય. શાળાઓમાં જે માલ ઉત્પન્ન થાય તે કદાચ વેપારી હરીફાઇમાં ટકી ન શકે તો પણ રાજ્યે તેને રક્ષણ આપવું જોઈએ. રાજ્ય કે સમાજ પરથી કેળવણીનો બોજો ઓછો થઇ જતો હોય તો આટલી જવાબદારી લેવામાં રાજ્ય કે સમાજને હરકત ન હોવી જોઇએ. આવા ઉદ્યોગની પસંદગીમાં વળતર એ જ મુખ્ય ગણના નથી બાળકની પ્રકૃતિને માફક આવે એવો ઉદ્યોગ જોઇએ કારખાનામાં મજૂરો કામ કરે છે અને શાળામાં બાળ-મજૂરો કામ કરે છે, તેવું આ નથી. આમા બાળક રમતાં રમતાં ઉદ્યોગ કરે છે. વધુ ઉત્પન્ન થાય એવી શોષક દૃષ્ટિ નથી શાળાનુ બધુ ખર્ચ ન નીકળે અને શિક્ષકના પગાર વગેરેનો ખર્ચ નીકળે તો પણ પર્યાપ્ત ગણાય. રાજ્ય કે સમાજ શાળાના મકાન વગેરેનો ખર્ચ આપે શાળાનો ઉદ્યોગ એ બાળ–મજૂરોની વ્યવસ્થા નથી શિક્ષકોના પગાર એમાંથી નીકળે એટલા માટે બાળકો વધુ ઔદ્યોગિક ઉત્પાદન કરે તેવી દૃષ્ટિ ન હોવી જોઇએ.

૧૨. ગાંધીજીનો કેળવણીનો ખ્યાલ 'ઔદ્યોગિક કેળવણી' નથી કે 'ઉદ્યોગ અને કેળવણી' નથી, પણ ઉદ્યોગ દ્વારા કેળવણી છે. આમાં ચતુર્વિધ ઉદ્દેશ છે. એક તો બાળકની સર્જકતાને એથી ઉત્તેજન મળે છે. બીજું શાળા સ્વાવલંબી બને છે. ત્રીજું, વિદ્યાર્થી શાળાનું શિક્ષણ પૂરું કરે ત્યારે ભવિષ્યની કારકિર્દી માટે સ્વાવલંબી બને છે. અને ચોથુ, આમાં ઉદ્યોગ દ્વારા કેળવણી મળે છે, એટલે ઉદ્યોગ આમ કેળવણીનુ માધ્યમ બને છે. બાળકને જે કાંઇ શીખવવામાં આવે છે તે ઉદ્યોગ દ્વારા શીખવવામાં આવે છે. ઉદ્યોગને કેન્દ્રમાં રાખી, એની ક્રિયાના અનુબંધમા અન્ય વિષયો શીખવાય છે. દા. ત. ખાદીના ઉદ્યોગ દ્વારા ગણિત, ભૂગોળ, ઈતિહાસ, સમાજશાસ્ત્ર, વિજ્ઞાન વગેરે વિષયો શીખવી શકાય છે. આ અનુબંધ કેવી રીતે સાધવો તે શિક્ષક પર આધાર રાખે છે. ઉદ્યોગની ક્રિયા સાથે જુદા જુદા વિષયના જ્ઞાનને સાંકળવું જોઇએ. તો બાળક તેમાં રસ લઇ શકે. બધું શાસ્ત્રજ્ઞાન આ પ્રકારના અનુબંધથી આપી શકાય કે કેમ, તેમાં કૃત્રિમતા વધી જાય કે કેમ, એ એક પ્રશ્ન છે પણ દરેક પ્રકારની કેળવણીમાં કોઇ અનુબંધ તો અપેક્ષિત છે જ. પરિચિતમાંથી અપરિચિત, જ્ઞાતમાંથી અજ્ઞાત તરફ જવાનુ હોય છે. બે વચ્ચે કોઇક સંબંધ સ્થાપવો જોઇએ ગાંધીજીની દૃષ્ટિએ ખાદી તથા ઉદ્યોગને કેન્દ્રમાં રાખી, તેના અનુબંધમાં બધા વિષયો શીખવી શકાય છે આમ ઉદ્યોગ દ્વારા કેળવણી મળે છે શ્રી બબલભાઇ મહેતા કહે છે "જીવન સાથે જેનુ અનુસંધાન હોય તેવું પ્રયોગાત્મક અને ઉદ્યોગમય શિક્ષણ એ આ



સ્વયંસેવકો

ઉદ્યોગ દ્વારા શિક્ષણનો અર્થ છે. ભણતરનો જીવતર સાથે મેળ મેળવવો એનું નામ વર્ધા યોજના એમ હું સમજ્યો છું." ('વર્ધા કેળવણી પ્રયોગ'–પૃ. ૮૫ અને ૯૦.)

૧૩. કેળવણીની પહેલી ભૂમિકામાં ગાંધીજી અક્ષરજ્ઞાનને બહુ મહત્ત્વ આપતા નથી. અક્ષરજ્ઞાન કરતા સંસ્કાર ઘડતર વધુ મહત્ત્વનું છે. વળી અક્ષરજ્ઞાન પણ ધીમે ધીમે અપાય. બાળક ઉદ્યોગ કરતાં શીખે અને પછી એને વાંચવા-લખવાનું શીખવાય. પહેલાં ચિત્ર દોરતાં શીખે, પછી અક્ષરજ્ઞાન આવે. અક્ષરજ્ઞાન પર આજ સુધી બહુ ભાર મૂકાતો આવ્યો છે. ગાંધીજી એનું મહત્ત્વ ઓછું કરવા પર ખાસ ભાર મૂકે છે. ગાંધીજી કહે છે " અક્ષરજ્ઞાન એ કેળવણીનું અંતિમ ધ્યેય નથી. તેમ તેનો આરંભ પણ નથી. એ તો સ્ત્રી અને પુરુષને કેળવણી આપવાના અનેકમાંનું એક સાધન માત્ર છે. અક્ષરજ્ઞાન એ સ્વતંત્રપણે કંઈ કેળવણી નથી. ('હરિજનબંધુ' તા : ૧–૮–૩૭.)

૧૪. પાયાની કેળવણીના ગાંધીજીના ખ્યાલમાં પ્રાથમિક તથા માધ્યમિક કેળવણી આવી જાય છે. પાયાની કેળવણી એટલે મેટ્રિક સુધીનું માતૃભાષામાં શિક્ષણ (વત્તા ઉદ્યોગ અને બાદ અંગ્રેજી). વિદ્યાર્થી પાયાની કેળવણી પુરી કરે એટલે સમાજમાં સ્વાવલંબી જીવન જીવી શકે એટલું સામર્થ્ય એનામાં હોય જ. પછી એને ઉચ્ચતર શિક્ષણ લેવું હોય તો ભલે લે. પાયાની કેળવણી ફરજિયાત છે, ઉચ્ચતર શિક્ષણ મરજિયાત છે પાયાની કેળવણી સ્વાવલંબી હોવાથી એને ફરજિયાત કરવામાં રાજ્ય કે સમાજને મુસ્કેલી લાગવાનો સંભવ નથી. ઉચ્ચતર કેળવણી રાજ્યની જવાબદારી નથી, પાયાની કેળવણી રાજ્યની જવાબદારી છે. સ્વાવલંબી શાળામાં બધાં જ વિદ્યાર્થીઓ સરખા છે. પૈસાદાર–ગરીબના ભેદ તેમાં રહેતાં નથી. પૈસાદારના બાળકને પણ એજ ઉદ્યોગ દ્વારા કેળવણી મેળવવાની છે. પરસેવો પડયા વગર, શ્રમ કર્યા વિના કોઈને અન્નનો અધિકાર નથી, એ જીવનસિદ્ધાંત પૈસાદારના બાળકને પણ શાળામાથી જ મળે છે. બધાને સરખું જ શિક્ષણ મળે છે. ઉચ્ચનીચના ભેદ રહેતા નથી

સમાજવાદની ભૂમિકા શાળામાંથી બાળકને સહજ રીતે પ્રાપ્ત થાય છે.

૧૫ પ્રાથમિક અને માધ્યમિક કેળવણીનાં હાલ જે ૭+૪=૧૧ વર્ષ છે તેને ગાંધીજી સાત વર્ષમાં જ સમાવી દેવા માગે છે. એક રીતે આ વિચારવા જેવું છે આપણે જેને માધ્યમિક કેળવણી કહીએ છીએ તે ખરું જોતા અંગ્રેજીના માધ્યમને લીધે સવિશેષ મહત્ત્વ પામી હતી. ગાધીજીના ખ્યાલ પ્રમાણે બધું જ શિક્ષણ બાળકને માતૃભાષામાં જ આપવું જોઈએ. તેથી કદાચ

માધ્યમિકને પ્રાથમિક સાથે જોડીને ઓછાં વર્ષ કરીએ તો તે શક્ય છે. અગાઉ માધ્યમિક કેળવણીમાં ખરો બોજો અંગ્રેજી ભાષાનો હતો. જ્ઞાનના બીજા વિષયો પણ અંગ્રેજીમાં જ શીખવાતા. હવે માતૃભાષા દ્વારા જ બધું શીખવાય છે. ત્યારે ૭+૪=૧૧ને બદલે તેમાંથી અમુક વર્ષ ઘટાડી શકાય તેમ છે. શિક્ષણનું વાહન કેળવણીની બધી જ ભૂમિકાઓમાં માતૃભાષા જ હોય, એ સિદ્ધાંતમાં ગાંધીજી ઘણા દૃઢ છે. આ માત્ર રાજકીય સ્વાતંત્ર્યનો પ્રશ્ન નથી. શૈક્ષણિક સિદ્ધાંત તરીકે પણ આ જ સિદ્ધાંત અવિચળ છે. માતૃભાષામાં બધા વિષયો ન શીખવી શકાય, એવી દલીલ ગાંધીજીને સ્વીકાર્ય નથી. બળ ભાષાનું નથી; ભાષકનું છે. અપૂર્ણતા ભાષાની નથી; ભાષકની છે, એમ ગાંધીજી માને છે. આધુનિક શિક્ષણશાસ્ત્ર પણ આ સિદ્ધાંત સ્વીકારે છે. કેળવણી માતૃભાષામાં અપાય તે જ કુદરતી છે. નહીં તો જ્ઞાનનો વિષય નહિ પણ જ્ઞાનના વિષય દ્વારા કે નિમિત્તે અંગ્રેજી ભાષા શિખવાય છે, તેવું થાય છે. જ્ઞાનને આત્મસાત્ કરવું હોય, સમાજમાં વ્યાપક બનાવવું હોય તો માતૃભાષા દ્વારા કેળવણી એ સિદ્ધાંત અપનાવ્યા વિના છૂટકો નથી. રાજકીય સ્વાતંત્ર્યના ખ્યાલથી જ આ કહેવાયું નથી; શૈક્ષણિક સિદ્ધાન્ત પણ એમ જ કહે છે.

૧૬. ઉચ્ચતર કેળવણી કે યુનિવર્સિટી કેળવણી વિશે ગાંધીજીએ બહુ વિચાર્યું જણાતું નથી. એમણે જે પ્રયોગો કર્યા છે તે મુખ્યત્વે પાયાની કેળવણીના કર્યા છે. ઉત્તર-બુનિયાદી કેળવણી એ પાયાની કેળવણીની ઉત્તર ભૂમિકા રૂપે કલ્પવામાં આવી છે પણ એમાં સિદ્ધાન્તો પાયાની કેળવણીના જ ચાલુ રહે છે. ઉચ્ચતર કેળવણીમાં રાજ્ય બહુ જવાબદારી ન લે એ સ્થિતિ એમને સ્વીકાર્ય છે બધાને માટે ઉચ્ચતર કેળવણી નથી, એવો એમનો ખ્યાલ છે. ઉચ્ચતર કેળવણી ખાનગી સાહસ પર છોડવી જોઈએ અને ઉદ્યોગ કે કળાનાં જુદાં જુદાં ક્ષેત્રોમાં જરુરિયાતોને પહોંચી વળવા તે પ્રયોજવી જોઈએ. રાજ્યની યુનિવર્સિટી માત્ર પરીક્ષા લેનારી યુનિવર્સિટી હોય, અને પરીક્ષાની ફીમાંથી એનું ખર્ચ નીકળતું હોય. યુનિવર્સિટી શિક્ષણનાં જુદાં જુદાં ક્ષેત્રો માટે અભ્યાસક્રમો ઘડે. યુનિવર્સિટીની મંજરી વિના કોઈ પણ શાળા ચાલી ન શકે. પાત્રતા અને નિષ્ઠા ધરાવતી જણાય તેવી સંસ્થાઓને રાજ્યે યુનિવર્સિટી તરીકે માન્ય કરવી જોઈએ.

૧૭. સહશિક્ષણ પરત્વે ગાંધીજી આખરી નિર્ણય પર આવ્યા હોય તેમ જણાતું નથી અગાઉ એમણે કહ્યું હતું : " છોકરા-છોકરીને ભેગું શિક્ષણ આપવાનો પ્રયોગ મેં કરી જોયેલ છે. અત્યંત જોખમભર્યો છે. અલગ શિક્ષણ

આપવું એ જ સર્વ સાધારણ નિયમ થઈ શકશે." ('ખરી કેળવણી'-પૃ. ૧૮૯) પરંતુ તે પછી 'હરિજન'માં ૧૯૩૮માં નોંધ્યું છે. "સહ-શિક્ષણના પ્રશ્ન પરત્વે હું ખુલ્લું માનસ ધરાવું છું. સહશિક્ષણ વિરુદ્ધમાં તેટલા જ તરફેણમાં મજબૂત કારણો છે. જ્યાં સહશિક્ષણનો પ્રયોગ થાય ત્યાં હું તેનો વિરોધ નહીં કરું." ('બેઝીક એજ્યુકેશન' પૃ.૮૬.) સહશિક્ષણ સબંધમાં આવો અભિપ્રાય અન્યત્ર ગાંધીજીએ આપ્યો છે: "આઠ વરસની ઉંમર સુધી સહશિક્ષણ હોય, બની શકે ત્યાં સુધી સોળ વર્ષની ઉમર સુધી છોકરાઓને અને છોકરીઓને સાથે શિક્ષણ આપવું. અને સોળ વર્ષની ઉંમરે પહોંચ્યા પછી તરુણ સ્ત્રી તથા પુરુષોએ પોતે જ નક્કી કરી લેવું કે તેમણે એક સાથે શિક્ષણ લેવું છે કે અલગ અલગ સંસ્થાઓમાં શિક્ષણ લેવું છે." ('સીલેકશન ફ્રોમ ગાંધી' પૃ.૨૪૮.) આમ પૂર્વ-બુનિયાદીમાં સહશિક્ષણ તેમને માન્ય છે. પાયાની કેળવણીમાં પણ શકય હોય ત્યાં સુધી સહશિક્ષણ સ્વીકાર્ય છે; અને તે પછી ઉત્તર-બુનિયાદી કે ઉચ્ચતર કેળવણીમાં વિદ્યાર્થી પર જ છોડયું છે. જો વિદ્યાર્થી પર જ છોડવાનું હોય તો તેઓ સહશિક્ષણ પસંદ કરે તેવો સંભવ વિશેષ છે. આમ પરોક્ષ રીતે, સહશિક્ષણ સ્વીકાર્ય બને છે.

૧૮. સ્ત્રીશિક્ષણના તેઓ પ્રખર હિમાયતી છે. સ્ત્રીના શિક્ષણ માટે બધી જોગવાઈઓ રાજ્ય અને સમાજ તરફથી થવી જોઈએ. સ્ત્રીઓને પુરુષો જેવું જ શિક્ષણ આપવું કે તેથી જુદું શિક્ષણ આપવું? પુરુષો જેવું શિક્ષણ સ્ત્રીને આપી શકાય. પણ સ્ત્રીને કંઈક વિશિષ્ટ પ્રકારનું શિક્ષણ આપવાની જરુર છે. એમણે કહ્યું છે: "સ્ત્રી અને પુરૂપ એક જ દરજ્જાના છે, એક જ નથી, એ અપૂર્વ જોડી છે. એક બીજાની પૂરણી છે. અને બંને અરસપરસ ટેકા રૂપ છે તે એટલે સુધા કે એકને અભાવે બીજાને સંભવ નથી. દંપતીની બાહ્ય પ્રવૃત્તિમાં પુરુષ સર્વોપરી છે. તેથી બાહ્ય પ્રવૃત્તિનું વિશેષ જ્ઞાન તેને આવશ્યક છે. આંતર પ્રવૃત્તિમાં સ્ત્રીનું પ્રાધાન્ય છે તેથી ગૃહવ્યવસ્થા, બાળકોની માવજત, તેઓની કેળવણી વિગેરે વિષયમાં સ્ત્રીને વિશેષ જ્ઞાન જોઇએ. કંઇ પણ જ્ઞાન લેવાની કોઇને બંધી કરવાની અહીં કલ્પના નથી પણ કેળવણીનો ક્રમ આ વિચારોને ઉદ્દેશીને ઘડાયેલો ન હોય તો બન્ને વર્ગને પોતાના ક્ષેત્રમાં પૂર્ણતા મેળવવાની તક ન મળે." ('ખરી કેળવણી'-પૃ. ૧૮૬.)

૧૯. ગાંધીજીનો શિક્ષકનો આદર્શ ચારિત્ર્યશીલ પુરુષનો છે. એ ભાવનાશાળી તો જોઇએ જ. એના જીવનનિર્વાહની યોગ્ય જોગવાઈ સમાજે

કરવી જોઈએ. વિદ્યાર્થીનું ખરું પાઠયપુસ્તક શિક્ષક જ છે. ગાંધીજીએ કહ્યું છે: "એ (શિક્ષણ આપ્યાનો) યત્ન કર્યા વિના જે શિક્ષક જમે તે ચોર ગણાવો જોઈએ." ('કેળવણીનો કોયડો. પૃ. ૧૪૧.) શિક્ષકમાં સેવાભાવના હોવી જોઈએ. "પ્રાથમિક શિક્ષણ ક્ષેત્રે ગમે તેવા શિક્ષકથી ચલાવી લેવાનો રિવાજ નિંદ્ય છે. શિક્ષકમાત્ર ચારિત્ર્યવાન હોવા જોઈએ." શિક્ષણના ક્ષેત્રમાં શિક્ષકની યોગ્ય પસંદગી કરવી હોય તો બે માર્ગ છે. કાં તો ઊંચા પગારવાળા શિક્ષકો રોકવા, કાં તો શિક્ષણને નોકરી નહીં પણ એક પવિત્ર ફરજ માની એને માટે જીવન સમર્પણ કરનાર વ્યક્તિની પસંગી કરવી. ગરીબ દેશમાં પહેલો વિકલ્પ શક્ય ન હોય, તેથી બીજો વિકલ્પ ગ્રહણ કરવાનો રહે છે.

૨૦. ગાંધીજીની માન્યતા પ્રમાણે શિક્ષણ અને રાજકારણને અમુક અંશે સંબંધ છે ખરો. સ્વરાજ્ય પ્રાપ્તિનું આંદોલન દેશમાં ચાલતું હોય તો શિક્ષણ ક્ષેત્રમાં તે આવવું જોઈએ. "આપણી વિદ્યાપીઠ અને શાળાઓની હસ્તી સ્વરાજ્યને અંગે છે. કેળવણી ખાતર કેળવણીનો વિચાર સ્વરાજ મેળવ્યા પછી જ કરીશું" ('કેળવણીનો કોયડો.' પૃ. ૧૨૫.) સ્વરાજ્ય-પ્રાપ્તિ માટેનું આંદોલન હોય ત્યારે વિદ્યાર્થીઓ એમાં ભાગ લે પરંતુ સામાન્ય રોજબરોજની ઘટનાઓમાં રાજકીય ક્ષેત્રે વિદ્યાર્થીઓને સંડોવવાની જરૂર નથી. હવે સ્વરાજ મળ્યા પછી કેળવણીનો વિચાર કરવો જોઈએ. ગાંધીજીએ અપનાવેલ ધ્યાનમંત્ર 'સા વિદ્યા યા વિમુક્તયે' મૂળ તો ધર્મસૂત્ર છે એમા મુક્તિ એટલે મોક્ષનો આદર્શ છે. આમ મૂળ તો આધ્યાત્મિક મુક્તિ અભિપ્રેત છે. આ મોટી મુક્તિમાં નાની મુક્તિઓ પણ આવી જાય છે એટલે કે રાજકીય મુક્તિ, રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય અને ભૌતિક મુક્તિ પણ તેમાં સમાવિષ્ટ થાય છે.

૨૧. રાષ્ટ્રીય કેળવણી આપણે ઇષ્ટ ગણવી જોઈએ. યુરોપ અમેરિકાના અનુભવનું જ્ઞાન આપણે જરૂર ઉપયોગમાં લઈ શકીએ પણ આપણી પરિસ્થિતિ અને આવશ્યકતા અનુસાર આપણે માર્ગ શોધવો જોઈએ. પરદેશની કેળવણી પ્રથા યથાવત્ અહીં સ્વીકારી શકાય નહીં. ગાંધીજીએ કહ્યું છે: "મારા ઘરની આસપાસ દેશદેશાંતરની સંસ્કૃતિનો પવન સૂસવતો રહે એમ જ હું વાંછું છું. પણ એ પવનથી મારી ધરતી ઉપરથી મારા પગ ફગી જાય અને હું ઉથલી પડું એ હું નથી ઇચ્છતો" ('કેળવણીનો કોયડો.' પૃ. ૫૦)

૨૨. ગાંધીજીની કેળવણી વિચારણામાં ગ્રામ-પ્રધાન દૃષ્ટિ રહેલી છે. ખરું હિંદ ગામડાઓમાં છે. આથી કેળવણીમાં પણ એમની દૃષ્ટિ ગ્રામાભિમુખ

છે. સાહિત્યકારોને અને શિક્ષકોને ગામડા તરફ નજર નાખવા ગાંધીજીએ કહ્યું છે: "જેનું મગજ તાજું છે તેમને ગામડામાં નવું નવું જોવા જાણવા મળશે. ગામડામાં જતા બુદ્ધિ રુંધાઈ જાય એમ નથી. જે એવું કહે તેને હું કહીશ કે તે રુંધાયેલી બુદ્ધિ લઈને ત્યાં ગયા હશે. ખરી રીતે બુદ્ધિના વિકાસ માટે ક્ષેત્ર જ ગામડું છે, નગર નથી." ('ખરી કેળવણી.' પૃ. ૨૧૭.)

૨૩. શાળા અને કોલેજમાં ધાર્મિક શિક્ષણ આપવું જોઈએ, એવી ગાંધીજીની માન્યતા છે. આપણા દેશમાં સંપ્રદાયો ઘણા છે. તેથી કોઈ અમુક ધર્મસંપ્રદાયનું શિક્ષણ શાળામાં ન આપવુ. જે ધાર્મિક સંપ્રદાયો પહેલાના સંપ્રદાય પ્રમાણે શિક્ષણ આપવા માગતા હોય તે ખાનગી રીતે એ શિક્ષણ આપે, પણ એવા શિક્ષણનો ખર્ચ રાજ્ય ન ઉઠાવે, એ સંપ્રદાય ભલે પોતાના ખર્ચે તેની વ્યવસ્થા કરે. કેળવણીની સંસ્થાઓમાં, બધા ધર્મોમાં સામાન્ય છે તેવી નીતિ અથવા સદાચારના મૂળભૂત સિદ્ધાંતોનું શિક્ષણ જરુર આપવું. આટલું ધાર્મિક શિક્ષણ પર્યાપ્ત ગણાવું જોઈએ. ગાંધીજી કહે છે: "સારી ધાર્મિક ભાવનાનો ઉદય થતાં ધાર્મિક શિક્ષણનાં અનિષ્ટો દૂર થશે. ધાર્મિક શિક્ષણ છોડી દેવું એ તો ખેડૂતના જમીનના યોગ્ય ઉપયોગ અંગેના જ્ઞાનના અભાવને કારણે ખેતરને પડતર રહેવા દઇ તેમાં ઘાસ ઉગવા દેવા જેવું છે." ('યંગ ઈન્ડીયા' તા: ૧૪–૧૦–૨૬.)

૨૪. કેળવણી વિશેની ગાંધીજીની વિચારણા એમણે દર્શાવેલા રચનાત્મક કાર્યક્રમ સાથે સુસંગત છે, તેમ એના એક ભાગરૂપ પણ છે. રચનાત્મક કાર્યક્રમ અંગેની તાલીમ પણ તેને ગણી શકાય.

૨૫. વ્યક્તિત્વનો વિકાસ એ કેળવણીનો ઉદ્દેશ છે અને ગાંધીજીની કેળવણીની યોજનામાં પણ તે અભિપ્રેત છે. ગાંધીજી કહે છે: "મનુષ્ય માત્ર બુદ્ધિ નથી, માત્ર શરીર નથી, માત્ર હૃદય કે આત્મા નથી. ત્રણેના એક સરખા વિકાસમાં મનુષ્યનું મનુષ્યત્વ સધાય." ('ખરી કેળવણી' પૃ. ૬૭.) આજ સુધી કેળવણીમાં ત્રણ 'આર'નું મહત્ત્વ ગણાતું: રીડીંગ, રાઈટીંગ એન્ડ એરિથમેટીક. ગાંધીજીની શિક્ષણ યોજનામાં ત્રણ 'એચ'નું મહત્ત્વ છે: હાર્ટ, હેડ એન્ડ હેન્ડ. હૃદય અથવા આત્મા, બુદ્ધિ અને ઉદ્યોગ અથવા કર્મ: હૃદય, મસ્તિષ્ક અને હાથ, ત્રણેના સમકાલિક સદ્વિકાસની અપેક્ષા છે. વ્યક્તિત્વના વિકાસમાં અભયનો ગુણ છે. અભય વિનાની વિદ્યા નિરર્થક છે. ગાંધીજીએ કહ્યું છે: "હિંમત વિનાની વિદ્યા તો મીણના પૂતળી જેવી છે. દેખાવમાં એ

સુંદર હોવા છતાં કોઈ ગરમ પદાર્થના ઓછામાં ઓછા સ્પર્શ માત્રથી પણ એ પીગળી જવાનું." ('ખરી કેળવણી' પૃ. ૨૯૭)

## નિબંધના મુદ્દાઓ

૧. સમગ્ર જીવનને સ્પર્શતા ગાંધી દર્શનને અનુરુપ ગાંધીજીની કેળવણી-વિચારણા; ખરી કેળવણીનો આદર્શ.

૨. વિચારણાની મૌલિકતા છતાં આધુનિક કેળવણીકારોના વિચારો સાથે સામ્ય.

૩. ત્રણ ભૂમિકા: ટૉલ્સટૉય ફાર્મ, સાબરમતી અને વર્ધા.

૪. ક્રાન્તિનું અને નવા સમાજની રચનાનું સાધન-કેળવણી.

૫ કેળવણીનો ઉદ્દેશ-ચરિત્ર ઘડતર.

૬. પૂર્વ-પ્રાથમિક, પ્રાથમિક, માધ્યમિક અને ઉચ્ચતર કેળવણી: પ્રાથમિક પર ભાર.

૭. પૂર્વ-પ્રાથમિક.

૮. પાયાની કેળવણી-પ્રાથમિક અને માધ્યમિકનું જોડાણ : પાયાની કેળવણી-દશ મુદ્દાઓ.

૯. કેળવણીમાં સ્વાવલંબન. : ઉદ્યોગનું શિક્ષણ.

૧૦. ઉદ્યોગમાં બાળકની સર્જકતાને અવકાશ.

૧૧. ઉદ્યોગની પસંદગી : ખાદી અને ખેતી.

૧૨. ઉદ્યોગ દ્વારા કેળવણી : અનુબંધ.

૧૩. અક્ષરજ્ઞાનનું સ્થાન.

૧૪. પાયાની કેળવણી મફત અને ફરજિયાત : પાયાની કેળવણી એટલે મેટ્રિક સુધીનું માતૃભાષામાં શિક્ષણ, વત્તા ઉદ્યોગ અને બાદ અંગ્રેજી.

૧૫. શિક્ષણનું માધ્યમ માતૃભાષા.

૧૬. ઉચ્ચતર કેળવણી.

૧૭. સહશિક્ષણ.

૧૮. સ્ત્રીશિક્ષણ.

૧૯. શિક્ષકનો આદર્શ.

૨૦. શિક્ષણ અને રાજકારણ : 'સા વિદ્યા યા વિમુક્તયે.'

૨૧. રાષ્ટ્રીય કેળવણી.

૨૨. ગ્રામપ્રધાન દૃષ્ટિ.

૨૩. ધાર્મિક શિક્ષણ

૨૪. રચનાત્મક કાર્યક્રમ સાથે સુસંગત.

૨૫. વ્યકિતત્વનો વિકાસ : હાર્ટ, હેડ એન્ડ હેન્ડ : વિદ્યા સાથે નિર્ભયતા

# ગુજરાતી કાવ્ય સાહિત્યમાં ગાંધી – વંદના

## શાંતિલાલ કે. મહેતા

આ માતા ગુર્જરીની કૂખેથી અનેક નરરત્નો ઉત્પન્ન થયાં છે. તેમાં બે અવતારી જેવી વ્યક્તિઓએ માત્ર ગુજરાતને જ નહિ પણ વિશ્વને ઉપકારક થઇ શકે એવું જીવનનું પરમ સત્ય પ્રગટ કરી માનવજાતિને મહાસન્દેશ આપ્યો છે. એક તો શ્રી કૃષ્ણે ભારતના પરમધામ દ્વારિકામાં, પોતે કાળબળના પ્રેર્યા પધારી, સૌરાષ્ટ્રને પોતાનું વતન બનાવી, કુરુક્ષેત્રના રણક્ષેત્રમાં ગીતા રૂપી ગંગા વહાવી ભારતને પરમ કૃતાર્થ કર્યું. સમય જતાં ગીતાની વાણી વિશ્વસન્દેશ બની ગઈ ! એવું જ, શ્રી કૃષ્ણ પછી પાંચ હજાર વર્ષ બાદ ગાંધીજીએ ગુજરાતમાં જન્મ ધારણ કરી સત્ય, અહિંસા, પરમતસહિષ્ણુતા અને પ્રેમ દ્વારા વિશ્વશાંતિના મંત્રનું જગતભરને પ્રદાન કર્યું. તેમનું કાર્યક્ષેત્ર ભારત પૂરતું મર્યાદિત રહેલ, પણ તેમનો સન્દેશ સમસ્ત માનવજાતિ માટે પ્રગટ થયો હતો. તેનું પરિણામ આજે પૂરું નહિ દેખાતું હોય તે આવતી કાલે દેખાશે એવી જગતના વિચારવંત પુરુષોને શ્રદ્ધા છે.

એવા ગુજરાતના સપુત ગુણવંતા ગાંધીજીનાં ગુણગાન ગુજરાતના લગભગ તમામ કવિઓએ તેઓશ્રીની હયાતીમાં પ્રશસ્તિ રૂપે અને હયાતી બાદ અંજલિ રૂપે મનભર રીતે ગાયાં છે અને હજી ગાના રહ્યા છે ગાંધીજીના ગુણગાનમાં ગુજરાતનો કવિ ભારતભરમાં અગ્રણી હશે કે નહિ તે તો દરેક પ્રાદેશિક ભાષામાં ગાંધીજી વિષે પ્રગટ થયેલી કવિતાની તુલના કર્યા પછી કહી શકાય. છતાં ગુજરાતની પ્રજા ગૌરવ તથા આત્મસંતોષ લઇ શકે તેવી અને તેટલી કાવ્ય સંપત્તિ આપણી ભાષામાં પ્રગટ થઈ છે તેમ કહેવામાં અતિશયોક્તિ થવાનો સંભવ ઓછો છે.

કવિનું મન ખૂબ સંવેદનશીલ હોય છે. જ્યાં જ્યાં માનવતાની સામે પડકાર થયો છે ત્યાં ત્યાં કવિ, કવિતાની ધારદાર તલવાર લઇ રણમેદાને ઝૂઝયો છે. તેવી

રીતે માનવતાનાં પરિબળોનો તેણે જ્યાં જ્યાં વિજય ભાળ્યો છે ત્યાં ત્યાં તેણે તેની બંને હથેળીના સંપુટમાં કાવ્ય-પુષ્પો ધરી શ્રદ્ધાંજલિ અર્પણ કરી છે. કવિઓએ અવતારી પુરુષો, પયગંબરો અને મહામાનવોના ચરણોમાં ખોબે અને ધોબે કાવ્ય-મૌક્તિકો ધર્યાં છે. ઉષાને તેણે પૂજી છે અને આથમતી સંધ્યાને અંજલિ રૂપે અર્ધ્ય આપેલ છે. વાવાઝોડાને વધાવ્યાં છે અને શાંત સમીરની શીતળ લહરીનો આનંદાનુભવ કરી જગતને તેમાં ભાગીદાર બનાવી પોતાનાં કાવ્યોની રસસમાધિમાં લીન કર્યું છે. તો પછી ગાંધીજી જેવા લોકોત્તર પુરુષોત્તમને પ્રેમાશ્રુ વડે અંજલિ આપવામાં કવિ કેમ પાછો પડે ! સૂર્યને અર્ધ્ય આપવો એ કવિનો પરમ ધર્મ છે.

ગુજરાતી ભાષાની સેવા તેના જે જે સુપુત્રોએ કરી છે તેમાં ગાંધીજીનું સ્થાન અનન્ય રહ્યું છે. 'શું શાં પૈસા ચાર'માં જેની ગણતરી થતી હતી તે ગુજરાતી ભાષાનો પુનરુદ્ધાર પ્રેમાનંદ પછી ગાંધીજીએ કર્યો અને ભારતના ચોકમાં તેની પ્રાણપ્રતિષ્ઠા કરી વિશ્વમાનવ ગાંધીજીએ સૌ પ્રથમ પોતાની માતૃભાષા ગુજરાતીમાં લખવાનો આગ્રહ રાખી ગુજરાતીને માનભર્યું સ્થાન જગતભરમાં અપાવ્યું. આપણી ભાષાના ગદ્યની લઢણને પાંડિત્યના ભારથી મુક્ત કરી લોકભાષામાં અપનાવવાની મહાક્રાંતિ કરી બતાવી સાક્ષરયુગનો છેડો જ્યાંથી પૂરો થતો હતો ત્યાંથી ગાંધીજીએ ભાષાનો દોર પોતાના બળવાન હાથમાં લઈ ગુજરાતીને નવસ્વરૂપે ઘડી આમ ગુજરાતી ભાષામાં ગાંધીયુગનો ઉદય થયો. ગાંધીયુગમાં કંઈક ગદ્યલેખકો અને કવિઓ પાકયા. તેની મહાપ્રચંડ ભરતી આવી. ગાંધીજીની પ્રેરણાથી લોકચૈતન્યનો ઉદય થઇ ચૂકયો હતો. વિશ્વશાંતિના ઉદ્‌ગાતા કવિશ્રી ઉમાશંકર અને 'બુદ્ધનાં ચક્ષુ'નું પ્રદાન કરનાર મેધાવી કવિશ્રી સુંદરમનો નવજન્મ ગાંધીયુગમાં થયો. બીજી રીતે કહીએ તો ગદ્ય અને પદ્ય સાહિત્યમાં મહાન યુગપલટો શરૂ થયો. 'દાંડીકૂચ'નો સુચારૂ રચનાકાર શ્રી તનસુખ ભટ્ટ ગાંધીયુગનું બાળક છે 'કલ્યાણયાત્રા'ના કવનકાર શ્રી કરસનદાસ માણેક ગાંધીયુગની ખાણના દટાયેલા રત્ન તરીકે બહાર આવ્યા. આમ ગાંધીયુગની ફલશ્રુતિ તરીકે ગુર્જરગિરિની વસંતઋતુ પુરબહારમાં ખીલી ઊઠી અને ગુજરાતની વાડીમાં કંઇ કંઈ કવિપુષ્પો પાગર્યાં !

ગાંધીજી જ્યારે દક્ષિણ આફ્રિકામાં ભાવિ ભારતના અરૂણોદયના વધામણાનું મંગલાચરણ કરી રહ્યા હતા ત્યારે તેમને સૌ પ્રથમ ઓળખ્યા ગુજરાતના ગેયકવિશ્રી લલિતજીએ. ઇ. સ. ૧૯૧૩ ની સાલમાં 'મનમોહન ગાંધીજીને' સૌ પ્રથમ બિરદાવવાનું માન લલિતજી ખાટી જાય છે. આ જ કવિ તેમના 'ગરવા

'ગુર્જરે ગાંધીજી' કાવ્યમાં ગાંધીજીને સૌ પ્રથમ 'લોકર્ષિ'ની પદવી આપે છે. રાજર્ષિ અને બ્રહ્મર્ષિની પદવીઓ વેદ અને પુરાણકાળમાં અપાતી આપણે જોઇ છે. કવિવર ન્હાનાલાલ શ્રીકૃષ્ણને 'રસર્ષિ' સંબોધનથી ઉદ્દબોધે છે. પણ ભાવિદર્શનનું ત્રીજું લોચન ધરાવતા આપણા આ કવિ, હવે પછી પ્રગટ થનાર લોકપુરુષ ગાંધીજીને 'લોકર્ષિ'ની લોકોત્તર પદવી કેવી સ્વપ્નદ્રષ્ટાની નજરથી અર્પણ કરે છે!

નવા યુગના કવિઓએ ગાંધીજીનાં ગુણગાન ગાયાં છે અને જૂની પેઢીના હયાત કવિઓએ તેમને પ્રીછ્યા નથી એમ બન્યુ નથી. ઉલટું જૂની પેઢીના કવિઓએ ખૂબ ઉમળકાભેર ગાંધીજીના આગમનને વધાવ્યું છે. તેમાં સર્વ પ્રથમ અંજલિ અર્પનાર કવિવર ન્હાનાલાલ છે એ ભૂલવા જેવું નથી. કવિવર ગાંધીજીમાં આવતા યુગનાં એંધાણ જૂએ છે. ગાંધીજી હજી તેમની ઉમરના માત્ર પચાસ વર્ષ પૂરાં કરે છે, અને તેમનું પૂર્ણસ્વરૂપ હજી હવે પ્રગટ થવાનું છે ત્યારે કવિવર તેમના 'ગુજરાતનો તપસ્વી' કાવ્યમા ગાંધીજીનું કેવું સુરેખ અને યથાર્થ ચિત્ર આંકે છે!

એ માનવ સળેખડું છે શું?
સળેખડાથી યે રેખાપાતળું
એ કિરણ છે મહાસૂર્યનું—
અડગ અને અવ્યય,
અખંડ અને અપ્રમેય.

* * *

વેળુકણીના તે મણિ રચે છે,
પથરના એ દેવ પ્રગટે છે,
શલ્યાની તે અહલ્યાઓ કરે છે,
અહંકારીના તે સ્વાર્પણી બનાવે છે—
ભારતનો વર્તમાન મહાગુરુ
એ તો ગુજરાતનો તપસ્વી
મહાત્મા મોહનદાસ ગાંધી

પાશ્ચાત્ય સંસ્કૃતિનાં ધસમસતા પૂર વચ્ચે, પાર્થિવ શક્તિનેજ પૂજતા લોકો વચ્ચે, આત્મતત્ત્વપૂજક મહામાનવને પોતાના આદર્શો જગતમાં સ્થાપિત કરવા છે, તેને આ યુગના લોકો કઇ રીતે સમજી શકશે એવો કવિને થોડો વસવસો રહે

છે. પરંતુ છેવટે આત્મતત્ત્વનો-માનવચૈતન્યનો વિજય હોવાની કવિને શ્રદ્ધા હોવાથી આત્મશ્રદ્ધાથી લલકારે છે :

જય હો ! જય હો !
ચૈતન્યપૂજક ત્હારો
સ્થૂલપૂજકોના સંઘમાં
જય હો ! જય હો !
આ ત્મ વં તા નો તુ જ
દેહબલિષ્ઠ લોકપરિવારમાં

આ છે કવિવરની ભવિષ્યવાણી. અને ગાંધીજી માટે તે અક્ષરશઃ સાચી પડે છે. હજી પણ કવિવરે તેમના ઉપરોક્ત કાવ્યમાં આલેખેલ પ્રાયશ્ચિત્ત યુગ બબ્બે વિશ્વયુદ્ધ થયા છતાં ભારત તેમજ જગત માટે પૂરો થયો નથી. પરંતુ ગાંધીજીએ વાવેલા વિશ્વશાંતિનાં બીજ નિષ્ફળ ગયાં નથી

એવા જ જૂની પેઢીના બીજા અગ્રણી કવિશ્રી નરસિંહરાવે, તેમની સમસ્ત જિંદગીમાં કોઈ માનવવ્યક્તિની પ્રશસ્તિ ગાઇ નથી તેમણે ગાંધીજીમાં પરમમાનવનાં દર્શન કર્યાં અને ગીતા ભાખી શ્રદ્ધાભરી મંગલવાણી સંજયદષ્ટિથી ઉચ્ચારી :

જ્યાં યોગેશ્વર ગાંધી છે, ને ધુરંધર વલ્લભ,
ત્યાં શ્રી વિજય ને કીર્તિ, નક્કી મારી મતિ કહે.

કવિઓમાં દુર્ધર્ષ શ્રી બ. ક. ઠાકોર માટે આપણે થોડી વાર થોભી જઇ પછી તેમનો ઉલ્લેખ કરીશું. ત્યાં સુધી કાલ-પ્રવાહમાં ગુજરાતી કવિતા ગાંધીજી અંગે કેવી ગતિ પકડે છે તે તરફ નજર કરીએ.

ગાંધીજીની પ્રબળ ચેતનાનો સંચાર ભારતભરમાં ફરી વળે છે. અનેક નવ-યુવાનો બલિદાનની આહૂતિ થવા બહાર પડે છે. લોકપ્રાણ જાગ્રત થાય છે. દેશ આળસ મરડી બેઠો થાય છે. અંગ્રેજ સરકાર સામે ગાંધીજીની સરદારી નીચે અહિંસક શસ્ત્રો હાથમાં લઇ દેશ યુદ્ધ કરવા તત્પર થાય છે. ગાંધીજી આર્યસંસ્કૃતિના મૂળને બાઝે છે. દેશના નવયૌવનની ઉભરાતી શક્તિને નાથવા, સંસ્કારવા અને ભારતના પ્રાણ તથા બુદ્ધિશક્તિને જાગ્રત કરવા તેઓશ્રી ગૂજરાત વિદ્યાપીઠની સ્થાપના કરે છે. ગાંધીજી જેટલા આદર્શવાદી હતા તેટલા જ સંપૂર્ણ વ્યવહાર-નિપુણ હતા. માત્ર વેદિયા ન હતા. તેમણે વિદ્યાપીઠને માત્ર રેંટિયાપીઠ નહિ

બનાવતાં સાચી સરસ્વતીપીઠ બનાવવા ભારત તથા ગુજરાતના સર્વોત્તમ બુદ્ધિધનને કામે લગાડયું. આચાર્યશ્રી ગિડવાની, કૃપાલાની, મલકાની, ભણસાળી, સવાઇ ગુજ-રાતી કાકાસાહેબ કાલેલકર, કિશોરલાલ મશરૂવાલા અને સાક્ષરરત્ન રામનારાયણ પાઠક જેવા વિદ્વાન્ પુરુષોને વિદ્યાપીઠમાં જોતર્યા. તેનું શ્રેષ્ઠ પરિણામ એ આવ્યું કે ગુજરાતને ઉત્તમ પંક્તિના ગદ્ય અને પદ્ય લેખકો પ્રાપ્ત થયા શ્રી ઉમાશંકર અને સુંદરમ્ જેવા શ્રેષ્ઠ કવિઓ વિદ્યાપીડમાંથી પ્રગટ થયા. કવિતાનો ફાલ–ઉત્તમ કવિતાનો ફાલ વિપુલ પ્રમાણમાં ઊતરવા લાગ્યો આ કવિઓએ દલપતરામ, નર્મદાશંકર, કલાપી, કાન્ત અને નરસિંહરાવની ઊર્મિપ્રધાન કાવ્યશૈલિને બદલે શ્રી બ ક. ઠાકોરની વિચાર તથા ચિંતનપ્રધાન કાવ્યરચનાનુ અનુશીનન કરવા માંડયું પ્રણય અને આદર્શની કલ્પનામા માનવતા અને દેશભક્તિની ભાવના પૂરક થઇ વહેવા લાગી આ નવતર કવિઓ ગાંધીયુગના સંતાનો હોવાથી ગાધીજીનાં ગુણ-ગાન પૂરા ભક્તિભાવથી ગાય તે સ્વાભાવિક હતુ સત્ય, અહિંસા અને વિશ્વશાંતિની ઉપાસના કવિઓએ કરવા માંડી. શ્રી ઉમાશંકરે 'વિશ્વશાંતિ' કાવ્યના પ્રથમ પાદ મૂકી તેનું મંગલાચરણ કર્યું. એમાંથી થોડો રસાસ્વાદ લઇએ.

સુધાનું–શાંત વારિનું તમ હસ્તે કમંડલું
સ્નેહના સિંચને સાપો ! રક્ષો પશ્ચિમ પાંગળું !

આજે જગે એ કરપીણ યંત્રણા !
કરો, કરો, મંગલ પ્રેમઘોષણા !

ઉદ્ધાર કાજે ઉરની અનૂઠી
આપો ગુરો ! મંગલ પ્રેમબુટ્ટી !

ભાવિએ મીટ માંડીને જોઈતી તમ વાટડી,
આજે એને મુખે ફેરી રેખા આનંદની ઢળી !

એજ કવિ તેમના 'યુગદષ્ટા' કાવ્યમાં યુગકવિને અવતરવા આહ્વાન કરે છે :

એને વાણી ભરીને જગનવ વદવા, વિશ્વમાંગલ્ય ગાવા,
જ્યા હો ત્યાંથી ધરાપે અવતર કવિ ! આ ! મુક્તિભાનુ વધાવા !

કવિનું આહ્વાન હજી ઊભું છે કોઈ વ્યાસ કાળના ગર્ભમાં ધ્રંદ્ર-રૂપે સેવાતા હશે !

કવિ સુંદરમ્, ગાંધીજી અંગે જગતના ઉત્ક્રાંતિક્રમ તરફ નજર દોડાવે છે: કાલભગવાન એક પછી એક મહામાનવો ઉત્પન્ન કર્યે જાય છે. પ્રથમ બુદ્ધ, પછી ઇશુ અને ત્યાર પછી યોગાનુયોગ ગાંધીજી જગતના પરિવર્તનમાં નિમિત્ત થવા, જગતની વિકાસકૂચને આગળ ધપાવવા અવતરતા રહે છે. દરેક મહામાનવોનું કાર્ય તત્ત્વત: એક પ્રકારનું હોય છે, પરંતુ યુગાનુસાર તેનું સ્વરૂપ બદલાતું રહે છે. શ્રી સુંદરમ્ તેમના ત્રિમૂર્તિ કાવ્યમાં, આ ઉત્ક્રાંતિક્રમ ઉત્તરોત્તર કેવો ચરમ કોટિએ પહોંચે છે તેનુ પ્રગલ્ભ રીતે દર્શન કરાવે છે.

બુદ્ધ

પ્રભુ ! તારા મંત્રો પ્રગટ બનતા જે યુગયુગે
અહિંસા કેરો આ પ્રથમ પ્રગટયો મંત્ર જગતે.

ઈશુ

તહીં તેં હોમાઈ જગતદુઃખનો હોમ કરિયો
સરી ત્યાં જે શાંતિસરિત બલિદાને ઉભરતી,
કૃપાસ્નાને એના જગત ધખતું શીતલ થયું.

ગાંધી

ધરાત્રારી, છાઈ મલિન દુ:ખછાયા જગ પરે,
બન્યા ગાંધી રૂપે પ્રગટ ધરતીનાં રુદન સૌ.

વહેતી એ ધારા ખડક રણના કાતિલ પથે,
પ્રગલ્ભા અંતે થૈ મુદિત સરલા વાચ પ્રગટી.
"હણો ના પાપીને, દ્વિગુણ બનશે પાપ જગનાં,
લડો પાપો સામે અડગ દિલના ગુપ્ત બલથી."

*   *   *

પ્રભો ! તેં બી વાવ્યાં જગપ્રણયનાં ભૂમિ ઉપરે,
ફળ્યાં આજે વૃક્ષો, મરણપથ શું પાપ પળતું !

ગાંધીસૂર્યનો ભારતમાં ઉદય ૧૯૧૪–૧૬ની આસપાસ થયો. ૧૯૨૦માં ટિળક મહારાજ દેવ થયા. ભારતે સ્વરાજ્ય કૂચની કુલમુખત્યારીવાળી જવાબદારી ગાંધીજીના શિરે નાખી. ઇ. સ ૧૯૨૧ થી ૧૯૩૦ સુધીના દશકામાં તેમણે

સુપ્ત તોતીંગ દેશને ઢંઢોળી જગાડ્યો અને બાવડે ઝાલીને બેઠો કર્યો. ૧૯૩૦ની સાલમાં ગાંધીજીએ જગવિખ્યાત 'દાંડીયાત્રા' આરંભી. જગતના દેશો, એ સુકલકડી દેહધારીએ દાંડીયાત્રા દ્વારા ભારતમાં સર્જેલો ચમત્કાર જોઇ આશ્ચર્યચકિત થઈ ગયા. દાંડીયાત્રા માટે ગાંધીજીએ સહેતુક ગુજરાતની ભૂમિ પસંદ કરી. બલિદાન થવા ઇચ્છતા એંશી અહિંસક વીર સૈનિકોની ટુકડી સાથે ગુજરાતના હૃદયપ્રદેશને વીંધતી યાત્રાનો આરંભ થયો. ગુજરાતના કવિજનો કલમરૂપ તલવારને પ્રેરણાના પાણીની ધાર ચડાવી, મડદાને પણ બેઠા કરે એવી વીરવાણીનો ધોધ કાવ્યો દ્વારા વહાવી રહ્યા. દાંડીયાત્રાના પોરસમાં કંઇક કવિઓના કેડિયાની કસો તૂટવા માંડી. ૧૯૩૦–૩૨ના સમયગાળામાં કવિઓની કવિતાની મોસમ પુરબહારમાં ખીલી ઊઠી. બીજી રીતે કહીએ તો કવિઓની વસંત અને ફૂલ-ગુલાબી હોળી દાંડીયાત્રાના સુઅવસરે મહોરી રહી.

દાંડીયાત્રાની ટુકડીના એક યાત્રી શ્રી તનસુખ ભટ્ટે કવિકુલગુરુ કાલિદાસની રસયુક્ત અને પ્રગલ્ભ શૈલિનું અવલંબન લઇ દાંડીયાત્રા પર સુંદર ખંડકાવ્યની રચના કરી. મેઘદૂતના અનુકરણ જેવો ભાસ ઉત્પન્ન કરતી છતાં તદ્દન સ્વતંત્ર અને મૌલિક તથા તળપદી શુદ્ધ ગુજરાતી રચના ધરાવતી આ અમૂલ્ય કાવ્યરચના કવિએ કૃતાર્થભાવથી ગુર્જર-ગિરાને ચરણે ધરી છે. દાંડિયાત્રા પર આવી સુદીર્ઘ અને સુચારુ રચના હજી સુધી ગુજરાતી ભાષામાં થઈ નથી એ નિ:શંક છે, તેમજ ભારતની બીજી ભગિની ભાષાઓમાં દાંડીયાત્રા પર આવી રચના થઈ હશે કે નહિ તે એક પ્રશ્ન છે.

ઉપર જણાવ્યું તેમ 'દાંડીયાત્રા' ખંડકાવ્ય છે. મંદાક્રાન્તા છંદમાં તેના ૧૨૫ શ્લોક છે. [ ગાંધીજીએ કલ્પેલ ૧૨૫ વર્ષનો પોતાની આયુષ્યમર્યાદાને આની સાથે સબંધ હશે તેવું અનુમાન બાંધવુ પ્રિયકર લાગે છે ] મેઘદૂતમાં મેઘના પ્રવાસ દ્વારા ભારતભૂમિના દર્શનનું મનોરમ ચિત્ર છે, તેમ 'દાંડીયાત્રા'માં ગુજરાતની તળભૂમિ તથા લોકજીવનને સુરેખ અને સાંગોપાંગ વર્ણવવામાં આવ્યું છે.

કાવ્યની શરૂઆતમાં ગાંધીજી દક્ષિણ આફ્રિકામાં રંગભેદની વિરુદ્ધ સત્યાગ્રહ કરી વિજયવંત થઇ હિન્દમાં પધારે છે તેનું કવિ ગૌરવયુક્ત મિતાક્ષરી વર્ણન કેવી આસાનીથી કરે છે !

રાષ્ટ્રોત્કર્ષે નિજ વપુ ધમી દૂર-અંધાર ખંડે
રંકો કેરા સ્વજન બનીને એકદા કો મહાત્મા

ગૌરાંગોનો ગરવ હરીને દિવ્ય શસ્ત્રો અમોઘે
આર્યાવર્તે નિજ જનમની ભોમકામાં પધાર્યા.

ગાંધીજીના ગુણોત્કર્ષનું વર્ણન ઉપમા–અલંકારો વડે ખૂબ હૃદયગમ બને છે.

મુત્સદ્દીમાં પરમ મતિમાન્ કૃષ્ણ, ચાણાક્ય જેવા,
યોદ્ધાઓમાં પરમ દ્યુતિમાન્ રામ કે વિક્રમાંક,
ભક્તોમાં યે પરમ રતિમાન્ ભક્ત પ્રહ્‍લાદ જેવા
ગાંધીજીએ સરિતતટમાં આશ્રમ સ્થાપિયો ત્યાં.

ગાંધીજીના આશ્રમનું વર્ણન, સાબરમતી અને ચંદ્રભાગાના નયનરમ્ય સંગમનું ચિત્ર, દધિચી ઋષિના બલિદાનની ગાથા, આશ્રમની વૃક્ષરાજિ તથા આશ્રમમાં થતી પ્રાર્થનાનુ શબ્દચિત્ર, પક્ષીઓ અને શિશુઓનો કિલકિલાટ, પુષ્પ-સૃષ્ટિ, ધેનુવૃંદ, સાબ્રમતીના નીરમાં ક્રીડા કરતી માછલીઓ વિગેરેના રમ્ય વર્ણનોથી કાવ્યની શરૂઆત કરી, ગાંધીજીની ભીષ્મપ્રતિજ્ઞાનું કવિ રોમાંચક ઉચ્ચારણ ગાંધીજીના શ્રીમુખે કરાવે છે:

"ત્રીજે માસે પ્રથમ પ્રહરે દ્વાદશાહ્‌ને પ્રભાતે
યાત્રા છેલ્લી મુજ વતનની કાલ માંડું અવશ્ય;
કાં લાવું છું ઉદધિજલથી મુક્ત સ્વાતંત્ર્ય, કિંવા
વાસાર્થે આશ્રમ નહિ રહું, આજ છેલ્લા જુહાર."

આ કાવ્યમાં ગુજરાતની ભૂમિનું આગવુ સૌંદર્ય, લોકજીવનની લાક્ષણિક-તાઓ, લોકોનો ગાંધીજી ઉપરનો અપારપ્રેમ અને ગુજરાતની ભૌગોલિક વિશેષ-તાઓ તથા પ્રાકૃતિક સૌંદર્યની સમૃદ્ધિનાં શબ્દચિત્રો એવાં તો ઊડીને આંખે વળગે એવા ચિતરાયાં છે કે, જેમ જેમ કાવ્યના રસપ્રવાહમા આપણે સરતા જઇએ છીએ તેમ તેમ ગુજરાતનું કોઈ અભિનવ દર્શન કરતા હોઇએ એવી લાગણી ચિત્તમાં ઉત્પન્ન થતી જાય છે ધ્યાનમાં રાખવાનું છે કે, આ કાવ્ય મેઘદૂતની ધાટી ઉપર લખાયા છતાં તેની છાયા કે પ્રતિકૃતિ કવિએ લેશ પણ આવવા દીધી નથી. પરંતુ ભારતમાં ચાલી રહેલી અસહકાર અને શાંત પ્રતિકારની મહાન લડતને મધ્યબિંદુમાં રાખી, ગાંધીજીની અલૌકિક ઐતિહાસિક અમરયાત્રાને ગુજરાતના જીવન સાથે વણી લેવાનો અભિનવ પ્રયોગ કવિએ ખૂબ કૌશલપૂર્વક કર્યો છે. આ કાવ્યનું ઐતિહાસિક દૃષ્ટિએ ઘણું મૂલ્ય છે. ગાંધીજીનાં પગલે પગલાં ગણીને ચાલતા હોય તેમ કવિએ આ કાવ્યમાં સૌંદર્યદર્શનની ઓથ લઇને ગાંધીજીને

ક્યાંય રેઢા મૂક્યા નથી; તેમજ ગાંધીજીની ઓથ લઇને કાવ્યનો આત્મા સૌંદર્ય-દર્શન કરાવવાનો છે તેને કવિ તલમાત્ર વિસર્યા નથી. કુશળ નટની અદાથી તેમની દષ્ટિ કાવ્યદોર પર બરાબર સ્થિર રહી છે. આ દષ્ટિએ જોતાં, ગાંધીજીના જીવન પર કેટલાક કવિઓએ બેશક ઉત્તમ કાવ્યો રચ્યાં છે પરંતુ આ કાવ્યોનું સ્થાન અને મૂલ્ય તેની રચના જોતાં ખૂબ ઊંચું છે. દુઃખદાયક બીના એ છે કે, આ કાવ્યની ગુજરાતે પૂરતી કદર કરી નથી. તેના પરિણામ રૂપ હો કે ગમે તે હો, આપણા આ ખૂબ આશાસ્પદ કવિ ત્યાર પછી આવી સર્વાંગ સુંદર બીજી કાવ્યકૃતિ આપી શક્યા નથી.

દાંડીયાત્રા પર બીજા કવિઓએ મુગ્ધભાવે યથાશક્તિ હાથ અજમાવ્યો છે. શ્રી કૃષ્ણલાલ શ્રીધરાણી યાત્રાઓમાંના એક હતા તેમણે તે વખતની ગાંધીજીની આંતરવેદનાનું જુસ્સાભરી વીરવાણીમાં આ પ્રમાણે વર્ણન કર્યું છે.

"આવવું ન આશ્રમે–મળે નહિ સ્વતંત્રતા !
જંપવું નથી લગીર–જો નહિ સ્વતંત્રતા !
સ્નેહ સૌ હરામ–ના મળે સ્વતંત્રતા !
જીવવું મર્યા સમાન–ના યદિ સ્વતંત્રતા !
પુત્ર–નાર
જન્મ – મૃત્યુના જુહાર !
જંપવુ ન, જાલિમો ય જંપશે ન, સૌ ખુવાર !
મૃત્યુ કે સ્વતંત્રતા, લખી ન આ લલાટહાર !"

આમ દાંડીયાત્રા પૂરી થાય છે. દેશમાં બ્રિટિશ સરકાર વિરુદ્ધ લડતનું પ્રચંડ આંદોલન દાંડીયાત્રાના ફલસ્વરૂપે શરૂ થાય છે. લોકજાગૃતિના જબ્બર પૂર આવે છે–જાણે સાગરે માઝા મૂકી. હજારો ભારતવાસીઓ બ્રિટનના જુલ્મનો પ્રતિકાર કરી જેલો છલકાવી દે છે. આ આંદોલનથી સરકારનાં ગાત્રો શિથિલ થઇ જાય છે. લોકલડતને સ્થગિત કરવા, વારવા, સમાધાન કરવાનો ડોળ કરી ગાંધીજીને તેની માયાજાળમાં સપડાવવા ગોળમેજી પરિષદ્ ભરવાની ચાલબાજી રચે છે. ગોળમેજી પરિષદ્‌માં મોટા ભાગે દેશના સ્વાર્થસાધુ તથા તકસાધુ ધૂર્તોનો સહકાર મેળવી ગાંધીજીને–કોંગ્રેસને એકલાઅટૂલા પાડી દેવાના પેંતરા રચાય છે. ૧૯૩૦–૩૧ની લડત એવી સમર્થ રીતે લડવામાં આવી હતી કે વિનીતો, રાજાઓ અને મુસ્લિમ લીગે ગોળમેજીમાં દગો ન દીધો હોત તો તે વખતના ભારતના ઇતિહાસનું ચિત્ર જુદું હોત. પરંતુ અગાઉ કવિવર ન્હાનાલાલે ભાખ્યું હતું તેમ

હિન્દનો પ્રાયશ્ચિત્તયુગ અને ગાંધીજીનાં તપ પૂરાં થયાં ન હતાં. ગાંધીજી ગોળમેજીની જાળમાં ફસાયા નહિ અને આપણા જ ભાઇઓના હાથે ધરાએલું હળાહળ ઝેર તેઓશ્રી નીલકંઠની પેઠે પી ગયા. તે વખતે જેમને રાષ્ટ્રીયશાયર તરીકે ખુદ ગાંધીજીએ બિરદાવેલા તે આપણા લોકકવિ અને લોકગાયક શ્રી મેઘાણીએ તેમની બુલંદ વાણીમાં ' છેલ્લો કટોરો ' કાવ્ય લલકાર્યું.

> છેલ્લો કટોરો ઝેરનો આ પી જજો બાપુ !
> સાગર પીનારા! અંજલિ ના ઢોળશો બાપુ !
> અણખૂટ વિશ્વાસે વહ્યું જીવન તમારું,
> ધૂર્તો, દગલબાજો થકી પડિયું પનારું,
> શત્રુ તણે ખોળે ઢળી સુખથી સુનારું,
> આ આખરી ઓશિકડે શિર સોંપવું બાપુ !
> કાપે ભલે ગર્દન : રિપુ મન માપવું બાપુ !

શ્રી મેઘાણીએ આ સિવાય ' માતા તારો બેટડો આવે ' જેવાં ઊર્મિકાવ્યો દ્વારા ગાંધીજીને ભક્તિભાવ ભરી અંજલિઓ આપી છે.

ગાંધીજીને તે વખતે દેશના અતિ ડાહ્યા ગણાતા પુરુષો કરતાં દેશની આમ જનતા અને તેના પ્રતિનિધિઓનો પૂરો સાથ મળ્યો હતો. આપણા લોકકવિઓએ ગાંધીજીને દેશના તારણહાર માનેલા તેથી કવિ દુલા કાગ " મો સો વાણુંનો જાણનારો " કાવ્યમાં વેગવતી ચારણીશૈલિમાં અંજલિ આપે છે.

> કાળ જેવો મહાકાળ લાગે છે
> આભને બાથ ભીડના રો;
> સૂરજ આંટા ફરે એવડો ડુંગરો
> ડું ગ રા ને ડો લા વ ના રો.

આગળ જતાં એ જ કવિ ગાંધીજીની યુદ્ધપદ્ધતિનું સબળ લોકવાણીમાં ખૂબ ઊઠાવદાર ચિત્ર " વાણિયો ખેડે વેર " કાવ્યમાં કરે છે

> એક જોદ્ધો એવો જાગિયો રે
> એણે સૂતો જગાડયો કાળ:
> પગ પાતાળે ને શિશ આકાશે
> હાથ પોગ્યા દિગપાળ......

વળી સાચી ક્ષાત્રવટનું – ગાંધી ક્ષાત્રવટનું ચિત્ર આ કવિ તેમની આગવી શૈલિમાં હૃદયભેદક રીતે દોરે છે !

> માથડાં માગે માવડી ત્યાં સૌ
> બે ટ કા ભે ળા થા ય;
> રીડ પડી રણહાકની રે
> આજ ક્ષતરી કાં સંતાય ?
> રાંક ગોતી રજપૂત કર્યાં
> આ તો વાણિયે આડો આંક.

ગાંધીયુગની ખરી ખૂબી જનતાના નીચામાં નીચા ગણાતા દીન–દલિત-થર સુધી પહોંચી જવામાં હતી. ભીલો, દૂબળા, રાનીપરજ, કાળીપરજ, અસ્પૃશ્યો, આદિવાસીઓ વિગેરે હલકી ગણાતી કોમોમાં ગાંધીજી આવ્યા પછી નવજાગૃતિ આવી અને તેમનામાં આશાની ઉષા પ્રગટી. દીન–દુઃખિયાઓએ જેમ ઈશુ ભણી નજર માંડી હતી તેમ ભારતના આ પીડાએલા–કચડાએલા સંતાનોએ ગાંધીજી ભણી નજર નોંધી હતી. આવા ભીલ કોમના એક સેવક અને ભીલોના વૈદ તરીકે જાણીતા શ્રી ઇશ્વરલાલ વૈદ્યે 'ભીલોનું ગીત' આદિવાસી ભીલોની તળપદી લોકવાણીમાં ઉતાર્યું છે, તેમાં ભીલોની ગાંધીભક્તિ અને દેશભક્તિની ખુમારી-ને પ્રથમ વખત કાવ્યરૂપે વાચા પ્રાપ્ત થઈ છે.

> ટોપીવાળાને સલામ કેવી ? જેણે દુનિયા બાંધી,
> એક બડો બાબો રામ છે સાહેબ, બીજા ઠક્કર* ને ગાંધી.

કવિશ્રી ખબરદાર ગાંધીજી ઊપર વારી ગયા છે. તેમના ઉપર આશક થઇ ગયા છે એમ કહેવામાં હરકત નથી. બાપુજીના ગુણાનુવાદ તેમણે વીરરસ-યુક્ત વાણીમાં પેટ ભરીને ગાયાં છે. બાપુની ખુમારી તેમના "બાપુની શહેન-શાહી" કાવ્યમાં મરતીભરી બાનીમાં પ્રગટ થઇ છે.

> ના તખ્ત, તાજ, છત્ર, ચામર કાંઈ ન ત્યાં હતું:
> તો યે બુલંદ બાદશાહી જોઇ શી અમે !
> કોણે કહ્યા ફકીર ? શહેનશાહ છો તમે !
> સાચી અમીરી બાપુ મહીં જોઇ શી અમે !

---

* ઠક્કર – ઠક્કર બાપા અમૃતલાલ

બીજા પારસી નવયુવાન કવિ શ્રી મીનુભાઈ દેસાઈ તેમના સોનેટ કાવ્ય 'રાષ્ટ્રપિતાને'માં ગાંધીજીને આ રીતે ઉપહાર આપે છે :

અહો ! ગાંધી બાપુ ! વધુ નહિ કશું માગું બસ કે,
મહા તારી જ્યોતિ તણું કિરણુ એકાદ દઈ દે.

તેમના 'બાપુ' કાવ્યમાં ખબરદારી શૈલિમાં

વિશ્વપ્રેમનું ગીત વહાવી
વિરાટને અજવાળી ગયો;
ધરતી પર એક વધુ ફિરસ્તો
બુદ્ધ, ઇશુ અવતાર થયો.

વર્ણવી પોતાની અંજલિ અર્પણુ કરે છે.

ગાંધીજી મુસ્લિમોના પ્યારા દોસ્ત હતા. ગમે તેવી આપત્તિમાં તેઓ આ કોમની ઢાલ રૂપ હતા. એટલે મુસ્લિમ કવિ બિરાદરોએ તેમને યથાશક્તિ અંજલિ આપી છે.

તેનું ઉત્તમ ઉદાહરણુ લતીફ નામના એક કચ્છી મુસ્લિમ નવયુવાને પૂરું પાડ્યું છે. ઇ. સ. ૧૯૨૩ની સાલમાં માત્ર વીસ વરસની ઉંમરે તેમણે "મહાત્મા ગાંધીજીને પુષ્પાંજલિ" નામનું સળંગ કાવ્ય રચી તેની સ્વતંત્ર પુસ્તિકા પ્રગટ કરેલી. આ કાવ્ય કવિવર ન્હાનાલાલની અપદ્યાગદ્ય-ડોલનશૈલિમાં રચાયું છે તે તેની ખાસ વિશેષતા છે. ભાઇશ્રી લતીફની બાનીમાં તેમની ખુમારી ભરી છટા દેખાય છે.

ઇશુ યે પૂર્વમાં ઊગ્યો હતો,
ને મહંમદ પણુ પૂર્વમાં જ.
તે બધા પૂર્વમાં જ ઊગ્યા છે.
ઘનઘોર કાળા વાદળાંમાંથી
સ્વયંપ્રકાશિત તેજનો ગોળો

ધીમો ધીમો ઝીણો ઝીણો પ્રકાશ
દુઃખી દુનિયાને આપી રહ્યો છે.
તેથી દુઃખ પીડિત દુનિયા
શ્વાસનો નિઃશ્વાસ નાખી

શાંતિને સુખનાં સ્વપ્ન જોઇ રહી છે,
તે સ્વપ્નાં હવે સાચાં પડશે,
દુનિયા પાછી શાશ્વતસુખ
અને સનાતન શાંતિ ઉપભોગશે.

આ કાવ્યમાં ક્યાંય કચ્ચી બરછટપણાની છાંટ દેખાતી નથી. કોઇ ઉત્તમ કવિતાનાં બીજ તેમાં જોઇ શકાય છે પ્રોત્સાહનના વારિસિંચનના અભાવે આવાં કેટલાંય સુગંધિત પુષ્પો ચિમળાઇ ખરી પડ્યા હશે !

ગાંધીજી ઉપર સળંગ કાવ્યરચનાઓમાં જેમ 'દાંડીયાત્રા' છે, તેમ ગીતાજીના અઢાર અધ્યાયોની ગોઠવણી પ્રમાણે શ્રી ચંદુલાલ બહેચરલાલ પટેલે 'ગાંધીગીતા' રચી છે. શ્રી વલભદાસ ગણાત્રાએ મેઘદૂતની શૈલિ પર 'મેઘ-સન્દેશ'ના સળગ કાવ્યમાં, મહાત્મા ગાંધીજીના વચનથી કોઈ તરુણ વયનો વિદ્યાર્થી કોલેજનો ત્યાગ કરી સત્યાગ્રહની છાવણીમાં દાખલ થઇ જેલમાં બિરાજતા ગાંધીજીને મેઘ દ્વારા યરોડા જેલમાં સંદેશો મોકલતો કલ્પ્યો છે. કવિશ્રી ખબરદારે એક સળંગ કાવ્ય ગાંધીજી ઉપર છૂટા છૂટા ટુકડાઓને એકત્ર કરી બનાવ્યું છે. કરસનદાસ માણેકનું 'કલ્યાણયાત્રા', શ્રી ઉમાશંકરનું 'વિશ્વશાંતિ', 'બાણપથારી' તથા 'જીવનનો કલાધર', શ્રી બ. ક. ઠાકોરનું 'સૌરાષ્ટ્રને' વિગેરે દીર્ઘકાવ્યો ગાંધીજીને અનુલક્ષીને લખાયાં છે.

આજથી ચાલીસ વરસ પહેલાં જૈનમુનિ કવિશ્રી નાનચંદ્રજી મહારાજે ગાંધીજી વિષે બે કાવ્યો રચ્યાં છે.

બાપુ પર થોડા બાલકાવ્યો શ્રી ગિજુભાઈ, શ્રી જુગતરામ દવે, શ્રી વિશ્વરથ, શ્રી સુંદરમ્ તથા શ્રી સોમાભાઇ ભાવસારે બનાવ્યાં છે. તેમાં શ્રી ગિજુભાઇનું 'વાંદરાં, વાંદરાં, વાંદરાં રે અમે ગાંધીબાપુનાં વાંદરાં' તથા શ્રી સુંદરમનું 'તકલી અને મોરલી' કાવ્યો ગણનાપાત્ર છે.

રાસ ગુજરાતની આગવી કલા છે. શ્રી કેશવ હ શેઠ રચિત પ્રસિદ્ધ રાસ 'જોયા જગત્ ઘૂમી એક જોગીરાજને' રાસસાહિત્યમાં હજી અનેરું સ્થાન ધરાવે છે. કવિ તેમની સબળ અને લયવતી બાનીમાં

દીઠા સખી ! મીઠા એવા એક જોગીરાજને
બુદ્ધ શા વિશુદ્ધ દયા–રે'મ અલબેલડી ! જોયા૦

રસના અખંડ રહે એક જોગીરાજને
નીતિમાં રામના નિવાસ: અલબેલડી ! જોયા૦

મર્ત્યપુરી અમર એક જોગીરાજએ
સત્યે હરિશ્ચંદ્ર હીર : અલબેડી ! જોયા૦

શ્રી નાથાલાલ દવેનો ‘તપસીનો બોલ’ તથા શ્રી બાલમુકુંદ દવે રચિત ‘મુક્તિ મંજરી’, શ્રી મંજુલાલ મજમુદારનો ‘આજે ઉત્સવ રાષ્ટ્રદેવનો’, અંધકવિ હંસરાજનો ‘યુગરેખા’, દેશળજી પરમારનો ‘દાંડીકૂચ’, જુગનરામ દવેનો ‘બાપુનો સંઘ’ તથા શ્રી જયંતીલાલ આચાર્યનો ‘યુગાવતાર’ એ સૌ રાસોમાં ગાંધીજી પ્રત્યેનાં પ્રેમ–ભક્તિ પ્રગટ થયાં છે

કવિશ્રી બાદરાયણે ગાંધીજીની ‘મહાત્મ-પ્રશસ્તિ’ જો કે સંસ્કૃત ગિરામાં રચી છે, છતાં ગુજરાતી કવિની કૃતિ હોવાથી તેની અહીં નોંધ લેવામાં આવે છે.

પરભોમમાં વસી ઠરી ઠામ થયેલા પણ માતૃભૂમિ તથા માતૃભાષા તરફ પૂરો ભક્તિભાવ ધરાવતા ગુજરાતીઓનાં બે નામો આગળ તરી આવે છે. આફ્રિકાવાસી કવિઓમાં શ્રી કાલાભાઇ બેરીસ્ટરે પૂ. બાપુના સત્યની મીમાંસા કાવ્યરૂપે પ્રગટ કરી છે. બીજા શ્રી ઉછંગરાય ઓઝાએ ‘તેજસળી’ કાવ્યમાં ગાંધીજીને તેજની ચિનગારી રૂપે ઉદ્‌બોધ્યા છે.

કેટલાક કવિઓએ તેમના કાવ્યસંગ્રહો કવિતા રૂપે ગાંધીજીને અર્પણ કર્યા છે. કવિશ્રી બોટાદકર તેમનો કાવ્યસંગ્રહ ‘સ્રોતસ્વિની’ ઇ. સ. ૧૯૧૮ની સાલમાં અર્પણ કરતા જણાવે છે:

> દૈવી કલ્લોલ કોટિ પ્રણયરસ ભર્યા ઊછળ્યા જ્યાં રહે છે,
> ને ઘેરી ગર્જનાથી સકલ જગતને સાન્ત્વના સદ્ય દે છે,
> વેરે છે વિશ્વ માટે સુરસદન તણાં રાજતાં રત્ન મોંઘાં,
> અર્પું તે દિવ્ય ગાંધી હૃદય–ઉદધિને સ્નેહ–સ્રોતસ્વિની આ.

એવી જ રીતે તે જ સાલમાં ગુજરાતના સૌ પ્રથમ લોકપ્રિય ગઝલકાર શ્રી ‘મણિકાન્ત’ તેમની ‘મણિકાન્ત કાવ્યમાલા’નું અર્પણ નીચેના સોરઠામાં કરે છે:

> તન મન ધન તેં ભ્રાત ! ભારતને અપર્ણ કર્યું;
> પુસ્તકની ન વિસાત, છતાં સમર્પણ હું કરું !

કવિ ડોલક તેનું કાવ્ય–પુસ્તક અર્થગંભીર પ્રથ્વીછંદમાં અર્પણ કરતાં કહે છે:

પ્રબુદ્ધ તમ આત્મના તપ ચિરંજીવી ઝૂલશે
મનુષ્યના ઇતિહાસમાં, યુગ પ્રવર્તી રહેશે હવે,
નિરંતર અનંત કાળ ધુપની રહેશે, અને
સમૌન પૃથિવી નમી નમન કોટિ દેશે તને.

લોકજાગૃતિ અને સાહિત્યભરતીનો સુવર્ણકાળ ૧૯૩૦–૩૨ અને તેની આસપાસનો છે તેમ આપણે જોઇ ગયા. ઉપલા થરથી માંડી નીચલા થર સુધી ઊભરેલા પૂરમાં ગાંધીજી વિષે અનેક કાવ્યો રચાયા. ત્યાર પછી ૧૯૩૩ થી ૧૯૪૨ સુધીના દસકામાં લોકજુવાળમાં થોડો ઓટ આવે છે. આ દસકો હિંદની આંતરિક તૈયારીઓનો છે. ૧૯૩૪માં 'સપૂત !' કાવ્ય શ્રીધરાણી તરફથી મળે છે. ૧૯૪૦ શ્રી રામનારાયણ પાઠક 'ગાંધીયુગ' પૌરાણિક શૈલિમાં વર્ણવે છે. કવિશ્રી કુસુમાકર 'વિશ્વમાનવ,' 'ગુરુ–શિષ્ય ગાધી–વિનોબા' અને 'ગાંધીજી સત્યપ્રભુ'ને આરાધે છે. શ્રી દેશળજી પરમાર ૧૯૩૭માં ગાંધીજીને 'વણકર' કાવ્યમાં "જગનો વહેવા ભાર હો વણકર ! રાખ અખંડિત તાર" કહીને વિનવે છે. શ્રી પારાશર્ય ૧૯૪૦માં 'ગાંધીજી' અને 'વિભૂતિ' કાવ્યો દ્વારા ગાંધીજીની આંતરચેતનાનું દર્શન કરાવે છે. આમ કાવ્યસરિતાની મંદમંદ છતાં અતૂટ સરવાણી આ મંથનયુગમાં વહ્યે જાય છે.

૧૯૩૩થી ૧૯૪૨નો મંથન દાયકો પૂરો થતાં, ૧૯૪૨ની 'ક્વીટ-ઇન્ડિયા'ની ક્રાંતિકારી લડત આવીને ઊભી રહે છે. બીજું વિશ્વયુદ્ધ ચાલુ છે, તે ૧૯૪૫માં પૂરું થાય છે. આ સમયમાં બ્રિટિશ કૂટનીતિને લીધે હિન્દુ–મુસલમાનોનાં કોમી હુલ્લડો ભયંકર સ્વરૂપમાં ફાટી નીકળે છે. દેશમાં મહા સંક્ષોભ ઊભો થાય છે. કવિગણો આશ્ચર્ય–મુગ્ધતાથી સ્તબ્ધતાની લાગણી અનુભવે છે. આ સંક્ષોભકાળમાં ગાંધીજી વિષેની કવિતાના આછા આછા સૂરો ક્યાંકથી સંભળાય છે. પૂ. કસ્તુરબાના દેહવિલય વખતે ગાંધીજીના અંતરમાં થતી મનોવેદનાનું ઘેરું ચિત્ર શ્રી ઉમાશંકર તેમના પ્રસીદત રુદ્યતેમાં ઉત્તરરામ ચરિતના રામને લક્ષમાં રાખી દોરે છે. શ્રી કેશવ હ. શેઠ 'જોગ-દરનું જીવનઅષ્ટક' રચે છે ભજનિક કવિ સુધાંશુ 'જળેલી ઝંઝામાં કરજો જાગતો' ભજનમાં શ્રી કસ્તૂરબાના અવસાન વખતની પૂ ગાંધીજીની મનોદશાનો પડઘો પાડે છે.

આ મંદ પ્રવાહમાં બે ઉત્તમ કાવ્યો, ગાંધીજીના 'ભાઈ' અને બાલ-મિત્ર શ્રી બ ક ઠાકોર તરફથી લગભગ પહેલી જ વાર મળે છે 'ભાઈ'ને 'બાપુ' કહી પ્રથમવાર જ સંબોધવામાં આવે છે. શ્રી ઠાકોરને ગાંધીજી પ્રત્યે અંતરની

ઘેરી 'અને ઊંડી લાગણી છતાં તેમની કવિવાણી ગાંધીજી અંગે ૧૯૪૬ સુધીમાં પ્રગટ થયાનું જાણવામાં નથી. પરંતુ સ્વરાજ્ય પ્રાપ્તિની વેળા આવી પહોંચી છે ત્યારે, દેશના ભાગલા પડતાં, બંગાળના નોઆખલી જિલ્લામાં ચાલી રહેલ ભીષણ કોમી હત્યાકાંડથી ગાંધીજીનો આત્મા પ્રજ્વળી ઊઠે છે. માત્ર બે અંતેવાસી [ તેમાં એક તો તેમની લાડકી ભત્રીજા પુત્રી મનુબહેન ગાંધી ]ને લઈને તેઓશ્રી કોમી દાવાનળના હુતાશનમાં એકલા ઝંપલાવે છે. આ દૃશ્ય જોઈ શ્રી ઠાકોરના હૃદય–શ્રીફળ ઉપરનું કોચલું તૂટી જાય છે અને તેની અંદર રહેલું કાવ્યામૃત જોસ કરીને બહાર ધસી આવે છે.

આ હૃદયદ્રાવક ઘટનાને કવિશ્રી તેમની સબળ લેખિની દ્વારા 'ભીખે સક્રિય બંધુતા'માં વહાવે છે.

> કહે કવિ શું 'વીર' ? શું 'શહીદ' શું 'મહાત્મા' વડેરો જ શું ?
> વૃથા જગતવાણીઓ તણી તમામ 'લંકાર સિદ્ધિ ન શું ?
> ચહે ફક્ત બંધુતા, ન વચને, ભીખે સક્રિય બંધુતા,
> લહે અભય સર્વ, શાંતિસુખ સર્વ હૃદ્દયરસસુધા બંધુતા !

આજ કવિએ તેમના 'સૌરાષ્ટ્રને' કાવ્યમાં

> બાપુ ! બાપુ ! અવતર્યા અહિં . ઊછર્યા અહીં:
> કારભારી પૂર્વજો તણી કલા જ રોમરોમમાં,
> હિંદવાણીઓનું શીલ ખુંદખુંદમાં:
> ક્રાન્તિવાયુએ યુગાનુરૂપ શક્તિઓ બધી સહી,
> ક્રાન્તિને યશી મથી શી નાથી હિન્દમાં !
>
> ૦ ૦ ૦
>
> સુરાષ્ટ્ર એટલી વધારજે તું ભક્તિ બાપુમાં,
> કદાપિ ન્હૈં નગુણ, એપજે ગુણજ્ઞના વિશેષમાં.

ગાંધીજીની સ્વરાજ્ય–લડતનો આમ ત્રણ તબક્કા પડે છે. ૧૯૨૦ થી ૧૯૩૦ સુધીનો અસહકારયુગ, ૧૯૩૦ થી ૧૯૪૨ નો સત્યાગ્રહ યુગ અને છેલ્લો ૧૯૪૨ થી ૧૯૪૭ નો લોક લડતો અને વિપ્લવનો યુગ. ૧૯૪૭માં સ્વરાજ્યનો અરુણોદય હિંદના ભાગલાના રાહુગ્રહણના રૂપમાં થાય છે. ભાગલા થતાં કોમી–હુતાશનની જ્વાલા હિંદ–પાકિસ્તાન બંને દેશ ઉપર ફરી વળે છે. ૧૯૪૮ના જાન્યુઆરીની

૩૦મી તારીખે કોમીરાક્ષસ ગાંધીજીના જીવનનું બલિદાન લે છે. આમ ગાંધીજીના જીવન-નાટકનો ત્રીજો અંક કરુણાંત રીતે પૂરો થાય છે.

ગાંધીહત્યાથી ગુજરાત, ભારત અને સમસ્ત વિશ્વનો આત્મા આક્રંદ કરી રહે છે. ગુજરાતનો એકેએક પત્થર અને એકેએક ઝાડવું રુદન કરે છે. ગુજરાતના દરેક કવિઓની કાવ્યવીણામાંથી કરુણગાનના સૂરો ઘૂંટાઇ ઘૂંટાઇને ગળાઇ ગળાઇને સમસ્ત વાતાવરણને ઘેરું કરુણાંત બનાવી દે છે. સ્વરાજ્ય-પ્રાપ્તિનો અંશતઃ આનંદ ગાધીજીના ખૂનથી આંસુના રૂપમાં પલટાઈ જાય છે. આ કરુણગાન હજી સુધી વિરમ્યું નથી તેનો અવિરત સ્રોત વણથંભ્યો વહ્યો જાય છે. ગાધીજીનો વિયોગ પ્રજાહૃદયમાં હજી કોઠે પડયો નથી. તેના ત્રણ શહીદ હુસેનની કુરબાનીની યાદગાર ગાથાની જેમ કવિઓના કાવ્યદ્વારા પ્રગટ થયે જાય છે.

ગુજરાતના કવિઓએ ગાધી-વિરહવ્યથાને કેવી અશ્રુસભર લેખિની વડે ગાઇ છે તેનું થોડું દર્શન કરીએ.

કવિશ્રી ઉમાશંકર તેમના 'ત્રણ અગ્નિની અંગુલિ' કાવ્યમાં ગાંધીજીને વાગેલી ત્રણ ગોળીના સંદર્ભમાં કહે છે:

> ત્રણ અગ્નિની અંગુલિ વડે
> પ્રભુ, ચૂંટી લીધું પ્રાણપુષ્પ તેં.
> વર એવી વિભૂતિ સ્પર્શવા
> ન ઘટે અગ્નિથી ઓછું શુદ્ધ કૈં.

કવિશ્રી સુંદરમ્ તેમના 'સફર સહસા' કાવ્યમાં

> હજી રોતી પૃથ્વી, પ્રગટ ધરતીનાં રુદન શા
> હતા ગાંધી, એને ગત કરી પ્રભો ! તેં રુદનને
> વધાર્યાં, એ કયારે રુદન સ્મિતમાં ના પલટશે ?
> કહે, પૃથ્વી અર્થે પ્રગટ તવ આનંદ ન થશે ?
>
> પૂર્ણશ્રી પૂર્ણ એ તારા સત્ય-આનંદનો ઘટ
> અક્ષુપ્રણ, ધરતી તીરે પ્રગટાવ મહાનટ !

ભગવાનની કરુણાધારા અને આમ રુદન દ્વારા પણ વિશ્વમાં પ્રગટ થાય છે. ગાધીજીના વિશુદ્ધતમ બલિદાનથી ભારતમા કોમી આગની જ્વાલા એકદમ શાંત થઇ જાય છે પરંતુ આ બલિદાન એવું મોંઘું પડી જાય છે કે તેની ખોટ

સેંકડો અને હજારો વર્ષો સુધી પૂરી શકાતી નથી. સૌના અંતરમાં એજ ભાવનાનું ગુંજન ચાલ્યા કરે છે.

શ્રી મનસુખલાલ ઝવેરી તેમના 'આજ નયનો ! રડો !' કાવ્યમાં

આજ નયનો ! રડો !
હૃદય ભાંગી પડો !

○ ○ ○

આજ ગાંધી ગયા !
જેમણે માટીથી મનુજ મ્હેકાવિયા,
જેહણે પંકથી પંકજો ખીલવ્યાં,
જેહણે ત્રસ્ત વિધ્વસ્ત માનવઉરે
સ્નેહ ને સત્યનાં
અભય કારુણ્યનાં અમૃતો સિંચિયાં,
જેહને કર અડયે
દીન, કંગાલ, એદી, અઘોરી અમે જાગિયા
પામિયા મુક્તિની ઝંગળા
તેહ ગાંધી ગયા !

આમ ગાંધીમૃત્યુથી કવિહૃદય ભાંગી પડે છે. તે ઉના ઉના નિશ્વાસ નાખે છે. તેને ગાંધીસ્મૃતિ તાજી થાય છે. માનવસંસ્કૃતિની રક્ષા અને સંવર્ધન અર્થે ગાંધીજીએ કરેલા જીવનભરના પ્રયત્નો કવિનજર સામે પ્રત્યક્ષ થાય છે.

તેહને તેં હણી, આજ ઓ માનવી !
માનવીહૃદયને મૂર્ખ ! નાખ્યું હણી !

કવિ આગળ જતાં કહે છે :

કલેશકાયર, ધવાયેલ, હિણાયલી
માનવીજાતિ રે! કયાં જશે રાંકડી
પામવા પ્રાણુની પુણ્યસ જીવની ?

આમ કહી માનવજાતિની રંકદશાના દુર્ભાગ્ય માટે કવિ ઘેરો વિલાપ કરે છે. પણ તરત જ કવિ થંભી જાય છે. માનવજાતિ રાંકડી નથી એવી તેને

સ્મૃતિ થાય છે. કારણ કે તે રાંકડી હોત તો ગાંધીજી જેવા નરોત્તમને પ્રગટાવી શકત નહિ. તેથી કવિ કહે છે :

'રાંકડી – મેં કહ્યું ?
ગાંધી શા પુરુષને જેહ પ્રગટાવીને
વર્તમાને બની પરમ મહિમામયી
તેહને મેં કહી રાંકડી ?
ના, નહિ; રાંકડી ના.
તું તો મૂર્તિ સૌભાગ્યની.
ગાંધી તો ભવ્ય કો વિજય તારો હતો;
ગાંધીનું મૃત્યુ યે વિજય તારો બનો.

એમ કહી કવિ માનવજાતિ માટે ભાવિની આશા પ્રગટ કરી કહે છે :

નયન ! તો ના રડો !
હૃદય ! ધીરજ ધરો !

○ ○ ○

ગાંધીનું જીવન તે વિજય છે જીવનનો !
ગાંધીનું મૃત્યુ છે વિજય માનવ્યનો !

શ્રી ઉમાશંકર 'રડો ન મુજ મૃત્યુને' કાવ્યમાં, ગાંધીજીએ પોતાના મૃત્યુ વિષે કેવી મંગલકામના કરી હોત તેનું હૃદયવેધક ચિત્ર સાક્ષાત્ ગાંધીજીના શ્રીમુખેની 'વાણી હોય' એવી રીતે પ્રગટ કરે છે.

"રડો ન મુજ મૃત્યુને, હરખ માય આ છાતીમાં
ન રે ! કયમ તમે ય તો હરખનાં ન હૈયાં મહિં ?
વિંધાયું ઉર તેથી કેવળ શું રકતધારા છૂટી ?
અને નહિ શું પ્રેમધાર ઉછળી અરે ! કે રડો !
હતું શું બલિદાન આ મુજ પવિત્ર પૂરું ન કે ?
અધુરપ રહી દીઠી શું કૈં મુજ અક્ષમ્ય તેથી રડો ?"

○ ○ ○

" સુણો પ્રગટ સત્ય : વેર અતિ પ્રેમ, પ્રેમ ને પ્રેમ જ !
હસે ઇશુ, હસે જુઓ સુકતુ, સૌમ્ય-સંતો હસે. "

ગાંધીજીના અંતરની આ અદષ્ટ વાણી સુણી કવિ કહે છે :

અમે ન રહીએ પિતા, મરણુ આપતું પાવન,
કલંકમય દૈન્યનું નિજ રહી રહ્યા જીવન.

શ્રી 'સંઘર્ષ' ગાંધીજીને આપેલ 'જીવંત સ્મૃતિ' અંજલિમાં કથે છે

વિભુ તણી વાટ બની તમે જ્યાં
પ્રકાશ અર્પ્યો નિજ દેહ બાળી.
તમે જતાં ઘોર તમિસ્ર લાગ્યું
અંધાર ઘેર્યાં નયનો થકી જ.

ગાંધીજીના ફૂલ-વિસર્જન પ્રસંગે શ્રી સુંદરજી બેટાઇ આર્દ્ર થઇ ગાય છે.

પિતા ઓ રાષ્ટ્રના ભવ્ય ! નષ્ટ દષ્ટા જગદ્‌ગુરો !
વિસર્જીને ફૂલ તીર્થે જીવને નવસર્જિયે.

કવિ ઉશનન્ દાંડી તટે અસ્થિવિસર્જન પ્રસંગે અશ્રુસભર આંખે કહે છે :

વળાવી બાપુનાં ફૂલ સકલ પાછા તટ ફર્યા
. ચડ્યા ત્યાં બાપુથી વિહીન વીટપે અશ્રુ ઉભરા.

શ્રી મૂસિકાર [ શ્રી રસિકલાલ છો. પરીખ ] ગાંધીજીના મૃત્યુ પ્રસંગે પ્રજાએ અખૂટ ધૈર્ય દર્શાવ્યું તેને ગાંધીજીએ સર્જેલો ચમત્કાર ગણી 'તારો ચમત્કાર' કાવ્યમાં કહે છે :

હત્યા તમારી સુણીને મહાત્મન્ !
ગળે ન આંસુ, નવ થાય શોક !

ખૂની વિષે ક્રોધ ચડે ન કેમ ?
રશ્મી જતા ભાવ જ કેમ માનુષી ?

જગતપ્રિય નરના ખૂની ઉપર દરેક હૃદયમાં સ્વાભાવિક રીતે ક્રોધ ઉત્પન્ન થવો જોઇએ તે કેમ થતો નથી ? ત્યારે કવિ તેનું રહસ્ય પ્રગટ કરે છે ;

પરંપરા પાપ તણી અવને,
હતી તહીં સાંકળ એક પુણ્યની,
તોડી, કરી પાપ પરંપરાને
પૂરી ખૂની તેં, કરીએ શું ક્રોધ ?

આ પાપની પરંપરા ક્યાંથી શરૂ થઇ હતી?

ચલાવવા રાજ્ય મુત્સદ્દી વર્ગે
ભેદો મહીં યે કરી મોટ મોટા
થતા રહ્યા ઐક, દીધા જ એ તે
ખૂની ખરા એ! નહીં આ બિચારો!

આમ બ્રિટિશ સરકારે ભેદની પરંપરાને વધારે બનાવી હિંદના બે ભાગલા ઉત્પન્ન કરવાનું પાપ કર્યું. તેના પરિણામ રૂપે ખૂનીને નિમિત્તમાત્ર ગણી, ખરા ખૂની તો ભાગલાનું પાપ કરનારને ગણી કવિને ખૂની તરફ ક્રોધ નહિ પણ દયા ઉત્પન્ન થાય છે તેમાં ગાંધીજીએ પ્રજાને આપેલા શિક્ષણના વિજયનો ચમત્કાર દેખાય છે. તેથી કવિ છેવટ કહે છે:

દેહાંત તારો સુણીને મહાત્મન્!
ગળે ન આસું, નવ થાય શોક!
ખુની વિષે ક્રોધ થતો ન કાંઈ!
તારો ચમત્કાર હશે મહાત્મન્!

શ્રી સ્નેહરશ્મિની આંખોમાંથી ગાંધી હત્યાથી શ્રાવણ–ભાદરવો વહેવા માંડે છે તેઓ ગાંધીજીના અકસ્માત નિધનથી સ્તબ્ધ થઇ જાય છે

મોટા ઘરનો મોભ તૂટ્યો આ? કે વ્હાણનો કૂવા–થંભ?
ફાટ્યો પ્હાડનો પ્હાડ હિમાલય? કે આ શો ઘોર ભૂકંપ?

બની ભોમ ગાંધી વિનાની!
તૂટી હાય દાંડી ધરાની!

° ° °

નોંધારાને ગોદ કો' લેશે?
બાપુ વિના હૂંફ કો દેશે?

ગુજરાતના, ભારતના અને ધરિત્રીના ગાંધી–વિરહના આ રુદનને–તેની વેદનાને હવે અહીં જ પૂરી કરીએ

ગાંધીમૃત્યુથી ગાંધીયુગ પૂરો થતો નથી પણ તેનું દૃઢપણે સ્થાપન થાય છે દરેક કટોકટી વખતે પ્રજાના અંતરમાં ગાંધીજીની સ્મૃતિ જાગ્રત થાય છે. બાપુ

હોત તો અત્યારે આપણી આ દશા ન હોત, આપણને તેઓશ્રી આદેશો અને માર્ગદર્શન આપતા હોત (તે કેટલે અંશે આપણે પાળતા હોત તે જુદી બાબત છે. કારણ કે તેઓશ્રી પોતે જ દુઃખિત થઇને કહેતા હતા કે મારું કોઈ સાંભળતું નથી.) પ્રજાની નિરાધારિતા અને દેશમાં વ્યાપેલી હતાશા તથા નિરાશાની લાગણી જોઇને તેમનો અંતરાત્મા પોકારી ઊઠયો હોત — એમ ભારતની પ્રજાને હજી હર-ઘડીએ ગાંધીજીના ભણકારા વાગી રહ્યા છે. ગાંધીજીએ દેશનું જે ચિત્ર કલ્પેલું, જે સ્વપ્નો સેવેલાં, ભાવિની જે ઝંખના કરેલી — તે આ નહિ એમ સૌના મનને લાગી રહ્યું છે. ગુજરાતનો કવિઆત્મા પૂરેપૂરી દ્વિધામાં મૂકાઇ ગયો છે. તેને અત્યારે 'ગાંધી–કડી'ની ખોટ સાલી રહી છે. આ છેલ્લા દસકામાં ગુજરાતનો કવિ ગાંધીજીને એક યા બીજા સ્વરૂપે સ્મરી, ગાંધી ભાવનાની થતી ઘોર અવગણના જોઇ કટાક્ષ–કાવ્યની કેડી ભણી વળી રહ્યો છે. નોંધપાત્ર વસ્તુ એ છે કે, આવા કટાક્ષકાવ્યોમાં દંશ કરતાં વેદના વધારે છે.

શ્રી હસિત બુચ તેમના 'ગાંધી–પ્રતિમા જોઈને' કાવ્યમાં કહે છે :

> રળિયામણા આ શહેરની શોભા વધી :
> સરિયામ રસ્તા પર અમે
> ગાંધી, તમારી છે કીધી પ્રતિમા ખડી !
> કેવા તમે ?
> માંડયો કદમ આગળ તમે ધરતા નથી !
> ગરદન જરા ઊંચી કરી
> ચાલી રહ્યું જે
> (રોજ પૂજાતી તમારી હાજરીમાં !)
> એ તરફ
> ક્યારેય આછી યે નજર કરતા નથી ?
> ને રાત રે
> ફ્લડલાઈટથી શોભા અધિક
> કેવી અહીં સરજાય છે ?
> ખુલ્લી તમારી પાંસળી દેખાય છે !

શ્રી હરીન્દ્ર દવે 'બાપુનો જન્મદિન' અનોખી રીતે ઉજવે છે :

> આજ બાપુનો જન્મદિન
> જ્યારથી સરકાર પાળે છે રજા

ત્યારથી કેમે ય ભૂલાતો નથી.
વાંચશું ગીતાના થોડા શ્લોક?

'વોઇસ ઓફ્ ઇન્ડિયા' જોવા જવું છે,
ક્યાં સમય રહેશે?
ને ઉપવાસ?
ના રે, એમ દુભાવ્યે જીવ
બાપુ તે કદી રાજી રહે?

'રાજઘાટ જશું?'
ચલો સુંદર જગા છે,
ટહેલશું થોડું.

અને બે ફૂલ સમાધિ પર મૂકી
કર્તવ્યનિષ્ઠા તો બજાવીશું.
ક્યાં બિચારાએ સહન થોડું કર્યું,
બે ફૂલોનો હક્ક અદા કરવો ઘટે.
પ્રાર્થનાના તો શબ્દો ન યાદ,
પણ બાપુ તો સદા કહેતા હતા
કે હૃદય જો પ્રાર્થતું હોય તો સાચી પ્રાર્થના.

° ° °

આજ બાપુનો જન્મદિન
ને રજા,
કેટલો જલદી સમય વીતી ગયો,
જેમ બાપુનું જીવન.

આમ અત્યારે 'બાપુ' નામની પાછળ મિથ્યાચાર ચાલી રહ્યો છે અને તેમના નામના ઓઠા નીચે કંઈક ગાંધી હવેલીના મુખ્યાજીઓ બાપુની મૂર્તિની આરતી ઉતારી તેમની પીઠ પાછળ ધોળે દિવસે સ્વાર્થની શેતરંજ ખેલી રહ્યા છે તેનું જનતાની સાથે કવિઓના મનને ઊંડું દર્દ કોતરી રહ્યું છે, એનો પડઘો, હવે પછી રચાતા ગાંધી–કાવ્યોમાં ભોજા ભગતના ચાબખાના સ્વરૂપે પડી રહ્યો છે. એ રીતે આપણા આજના કવિઓ ગાંધીજીનું સ્મરણ ચાલુ રાખી રહ્યા છે, એ પણ સમયની બલિહારી ગણાય!

પોતે કવિ છે એવો દાવો ગાંધીજીએ કદી કર્યો ન હતો. જેમ પોતે સાક્ષર નથી એવો દાવો કરતા હતા તેમ પરંતુ તેમનું જીવન ઉત્તમ કોટિના કાવ્યને ઝાંખું પાડી દે એવું તેજસ્વી હતું, તેથી તેમની કલમમાંથી ક્યારેક ગદ્યકાવ્યના ઉત્તમ નમૂના ઝરી પડતા. ગાંધીજીએ એક અંગ્રેજ બહેનને, ભારતમાતા સાથે પોતાને થયેલ તાદાત્મ્યનું વર્ણન ઈશ્વરપ્રાર્થનાના રૂપમાં મોકલેલ, તે શ્રેષ્ઠ કવિતાના રૂપમાં હોવાથી શ્રી ઉમાશંકરે 'નમ્રતાના નિધિ હે!' અને શ્રી સંઘર્ષે 'નમ્રતાના સાગર' રૂપે ગુજરાતી પદ્યમાં તેનો ભાવાનુવાદ પ્રગટ કર્યો છે. ગાંધી-પ્રસાદી તરીકે શ્રી ઉમાશંકરની રચના આ નીચે રજૂ કરીએ છીએ.

દીન ભંગી તણી હીન કુટિયા મહીં
 નિવસતા નમ્રતાના નિધિ હે!
જાહ્નવી, બ્રહ્મપુત્રા તણાં જળ વહે,
 સરિત યમુના તણાં પ્રણયગહરાં,
એહ સુંદર અહો દેશમાં શોધવા,
 સૌ મથીએ તને! સ્હાય થા!
થાય મન મોકળા, હૃદય ખુલ્લાં રહે,
 હે હરિ તાહરી નમ્રતા દે!
ભૂમિ ભારત તણા લોકથી એકરસ
 થૈ જવા શક્તિ મતિ ને સ્પૃહા દે! દીન૦

હે પ્રભુ! સ્હાય તું થાય છે માત્ર જ્યાં,
 થઈ રહે નર નિરાધાર છેક;
મિત્ર ચાકર બની સેવીએ લોક જે,
 તેથી વિખુટા ન પડીએ તું દેખ. દીન૦

આત્મબલિદાનની મૂર્તિ થઇએ અમે,
 દિવ્યમૂર્તિમતી નમ્રતા શા,
જેથી આ ભૂમિનું થાય દર્શન સુભગ,
 ને વહે એ પ્રતિ પ્રેમધારા દીન૦

ગાંધીજીની ગુજરાતને, ભારતને અને વિશ્વને એટલી બધી દેણ છે કે તેમનું ઋણ તેમની હજારો વર્ષ સુધી સ્તુતિ કર્યા છતાં વળી શકે તેમ નથી. લોકોત્તર પુરુષો કૃષ્ણ, બુદ્ધ અને ઈશુની હરોળના આ પુરુષોત્તમનું યથાર્થ

